: અંક ૪ : : ૧૯૨૯ :

# વીણા

તંત્રી

સનાતન જન્મશંકર બુચ

: સહાયક :

ચીનુભાઈ નારણભાઈ

: વ્યવસ્થાપક :

કૃષ્ણચંદ્ર ગંગાશંકર ભટ્ટ

પ્રકાશક : સાહિત્ય ઉત્તેજક સમાજ, અમદાવાદ.

મુદ્રક :

મૂળચંદભાઈ ત્રીકમલાલ પરેખ

•

મુદ્રણસ્થાન :

શ્રી સૂર્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસ

પાનકોરનાકા, અમદાવાદ.

# વીણા

## ક્રમ



કિંમત—છુટક નકલ રૂ. ૧-૦-૦

## વીણા

વાર્ષિક

**પ્રથમ અંક**

એક પણ નકલ બાકી રહી નથી.
મહેરબાની કરી કોઇએ મંગાવવો નહિ

પ્રકૃતિનો બાળ

ચિત્રકાર : કનુ દેસાઈ




**એમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે**
**શ્રી ફાર્બસ ગુજરાતી સભાને**
**શ્રીયુત ડાહ્યાભાઈ આણંદજી ચાવડા**
**તરફથી સવિનય સપ્રેમ ભેટ.**

વીણા : વાર્ષિક
અંક ૪ : ઈ.સ ૧૯૨૯

કુમાર પ્રિન્ટરી અમદાવાદ

પમની સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

: વાર્ષિક :

: ૧૯૮૫ : **વીણા** : ૧૯૨૯ :

તંત્રી: સનાતન જન્મશંકર બુચ.

विन्देम देवतां वाचममृतामात्मनः फलाम् ।

## નવસર્જન

દેશની દિશાએ દિશા નવસર્જન ઝંખી રહી છે.
યૌવન! જાગ ને ઉઠ, ત્હારે એ કાર્ય કરવાનું છે.

યૌવન પ્રભુની વિભૂતિ છે, પ્રભુનું આત્મતત્ત્વ છે, પ્રભુનું સર્જનચૈતન્ય છે. યૌવન જ નવસર્જન કરે છે.

દેશમાં પ્રજા રાજ્યશાસનથી દબાય છે, દળાય છે, રીબાય છે ત્યારે યૌવન રાષ્ટ્રીય નવસર્જન કરે છે.

સમાજમાં ત્હેનાં અનિષ્ટ બંધનો ને દુષ્ટ રીવાજોમાં માનવીનું મનુષ્યત્વ જકડાય છે, ત્હેનો હ્રાસ થાય છે ત્યારે યૌવન સામાજિક નવસર્જન કરે છે.

સમાજમાં જ્યારે અનીતિ ને અસત્યથી પ્રજાના ચારિત્ર્યનો હ્રાસ થાય છે ત્યારે યૌવન ધાર્મિક નવસર્જન કરે છે.

યૌવન! બલ બલિદાન ને ઓજસથી રાષ્ટ્રીય નવસર્જન કર.
બલ નિર્ભયતા ને સાહસથી સામાજિક નવસર્જન કર.
બલ સત્ય ને સાત્ત્વિકતાથી ધાર્મિક નવસર્જન કર.
દેશની દિશાએ દિશા નવસર્જન ઝંખી રહી છે.

"વીણા"

# વાર્ષિક વિચાર

કાકા કાલેલકર

ઉછીનું લેવાથી ગરજ સરતી નથી અને દારિદ્ર વધે છે. પછી એ ઉછીની વસ્તુ હોય, સેવા હોય, વિચાર હોય કે સંસ્કૃતિ હોય. ભેળવેલું જૂઠું પડે છે, મેળવેલું બોજારૂપ હોય છે, કેળવેલું જ કામ આવે છે.



# તારા સ્નાને—

૧

તારા સ્નાને, ધીમી ઉગી ઉષા રમ્ય કૌમાર બાલા—
  સ્વર્ગંગામાં હસતી ઉછળે ગાતી ભાવે રસાળા—
એવી કન્યા વ્રત–દીપ ધરી નર્મદાનીર ન્હાતી—
  હૈયે નેત્રે ચમક ઝીલવે ગૌરીઓ ગીત ગાતી!

૨

દ્રશ્યે ઉભાં, નમી રહી અમે દંપતી, એ મધુરે—
  ત્યાં તો કંપ્યા અમ જીવિતના તાર કૈં ભવ્ય સૂરે!
સૌભાગ્યાર્થે વ્રત વર તણાં કન્યકા આમ પૂરે:
  ને સંસારે પ્રણય–વિજયે સુંદરી સ્હોય ઉરે!

૩

ત્યારે જાણ્યું ભવ–રમણની એક આરાધ્ય નારી!
  બ્રહ્માંડે યે પ્રકૃતિ પ્રભુને સર્વસત્તાક સ્હાતી—
સંસારી તો દિલની દીવડી દોરતી ધર્મ–પન્થે!
  પત્ની–પ્રેર્યો જીવિત–વીરતા સાધતો ધીર કન્થે!

૪

એ ભાને તો સતી મલપનાં એ દીઠાં બાવઘેલાં—
  હૈયું મૂક્યું શરણ સતીને શાંતિમૌને ઉભેલાં—
હાસ્યે મ્હાલ્યાં નયનવદને કાંઈ બોલ્યાં ન ચાલ્યાં—
  ત્યાં તો 'તારા ગીત' ગજવતાં કન્યકા ઘેર જાતાં!

૫

"તારા! આવો, અમ નયનમાં! વ્યોમનીરે નચાવો!
  તારા! વ્હેજો ઉર–કુલીનતા! દિવ્ય તેજે જગાવો!
તારા! લેજો હરી મલીનતા! પુણ્ય–ગંગા તરાવો!
  તારા! દેજો પ્રણયવીરને! પ્રેમ–મૂસે ઝુલાવો!"

——— લલિત

# ભવિષ્યનો નાગરિક

ધૂમકેતુ

[ આસિ. કલેક્ટર મી. મુકુંદરાવનું દીવાનખાનું: એક તરફ ઇઝીચેર ઢબની આરામ ખુરશીઓ પડી છે બીજી તરફ સોફામાં પડ્યો પડ્યો એક છોકરો વાંચે છે: અને ટેબલ પાસે ખુરશીપર બેઠા બેઠા મુકુંદરાવ કાંઇક લખે છે. ]

**મુકુંદરાવ**—(થોડીવારે) વામન! તારા પરિણામનો તાર આવ્યો કે?

**વામનરાવ**—ના, બાપુજી, તાર નથી આવ્યો. કાલે છાપામાંજ મેટ્રીકનું પરિણામ આવશે તેમાં જોઇ લેશું. નાહકના તારના પૈસા કોણ ખર્ચે?

**મુકુંદરાવ**—તમને પૈસા બચાવવા બહુ ગમે છે તે તો હું જાણું છું, પણ તેં કોઇને તાર કરવા કેમ કહ્યું નહિ! કે પછી પાસ થવાનીજ આશા નથી.

**વામનરાવ**—આ વખતે તો પેપર સહેલાં હતાં અને મારૂં લખેલું મારા દોસ્તો હંમેશાં વખાણે છે. ને કહે છે કે તારી ખરી કદર આંહી નહિ થાય, પણ ઇંગ્લાંડમાં થશે.

**મુકુંદરાવ**—એ તો જાણે ઠીક. તમે ઇંગ્લંડમાં નામ કાઢો તેવા છો તે જાણ્યું પણ તારા દોસ્તો વખાણે, એ પરીક્ષકને બિચારાને શી રીતે ખબર પડે? એને શું ખબર કે તું મોટો લેખક છે માટે તને પાસ કરવો જોઇએ?

**વામનરાવ**:—એમાં જ તો હું તમને કહુ છું કે આંહીના પરીક્ષકો પેપરને હાથમાં તોળીને જોયા વિના માર્ક મૂકે છે. આપણા જેવાની શક્તિ ઇંગ્લંડ ગયા વિના પૂરેપૂરી બહાર આવે નહિ!

**મુકુંદરાવ**—હાસ્તો. ઇંગ્લંડમાં સૌ રાહ જોતા હશે કે ક્યારે વામનરાવ આવે, ને ક્યારે અમે એને ડીગ્રી આપી દઇએ! આવો શક્તિશાળી વિદ્યાર્થી એમને પણ બિચારાને ક્યાંથી મળે?

(વામનની મા સવિતા, પડદામાંથી બોલે છે)

**સવિતા**:—વામન! આઇ! પરીક્ષાનો તાર આવ્યો!

(પટાવાળો પ્રવેશ કરે છે—પ્રવેશ કરીને મુકુંદરાવને–)

જજ્જ સાહેબ આવ્યા છે.

**મુકુંદરાવ**—દિવાનખાનામાં બેસારો, હું આવું છું.

(ત્યજ છે.)

સવિતા—વામન ! બેટા ! તાર લઇને કોઇ આવ્યું કે નહિ ?

વામન—( એક તરફ )—હવે તાર લઇને કોણ કાકો આવવાનો હતો—તાર તો આ પડ્યો ખીસ્સામાં—ઠીક થયું એથી 'ટ્રાયલ'માં પણ નપાસ થયો તે—

સવિતા—વામન ! શું તાર આવ્યો ?

વામન—( મોટેથી ) હજી તાર નથી આવ્યો મા !—

( એક તરફ ) હવે બાપાને કહેવાનું કે બાપુજી ! ઇંગ્લંડ મોકલો તો પાસ થવાય—બાકી આંહી તો કોઇને પરીક્ષા લેતાંજ આવડતી નથી--પટાવાળાના, ને પાટીદારના, ને બામણનાં, ને એવાં એવાં ગોખણીયાં છોકરાંમાં આપણે તો થાકી જઇએ બા !—સાળાને, ખુરની દોરી પણ ફેશનમાં બાંધતાં ન આવડે એવા બી. એ. ને એમ. એ. થઇ જાય !—હડહડતો ગોખણજુગ જ છે નાં !

[ એટલામાં એક તરફનું બારણું ધીમેથી ખુલે છે, ને વામનનો મિત્ર રસિકલાલ આવે છે. તેના હોઠ તાજા ચાવેલ પાનથી રાતા બન્યા છે: ને ખીસ્સામાંથી અરધો રૂમાલ બહાર લટકે છે હાથમાં એક જેમ તેમ વાળી નાખેલી ચોપડી છે. ]

રસિકલાલ—કાં વામન ?

( વામન નાક આગે આંગળી ધરીને તેને થોડે દૂર ખેંચે છે ) બોલ, શું સમાચાર છે ?

રસિકલાલ—તાર આવ્યો !

વામન—તારો તાર આવ્યો ?

રસિક—હા,

વામન:—આવેસ્તો. એ તો મને ખબર જ હતી, ગોખણીયા તો પાસ થાય જ. તેં છેલ્લા ત્રણ દિવસ તો બહુજ ગોખ્યું હતું. પણ હું તો કહું છું કે પાસ થવામાં કાંઇજ નથી.

રસિક:—પણ સાંભળ તો ખરો, મારો તાર નપાસ થવાનો આવ્યો છે !

વામન—( કુદે છે ) હાં, મને ખબર જ હતી, કે આપણા જેવા, ખરેખરા Genius—પ્રતિભાશાળી વિદ્યાર્થીઓ પાસ થાય જ નહિ. તું છેલ્લુ અઠવાડીયું વાંચવા માંડ્યો ત્યારે મને બહુ લાગી આવ્યું હતું ! એવી રીતે તું તારૂં તારાપણું ગૂમાવી બેસત ! ભાઇ !—

રસિક—પણ તારો તાર આવ્યો નથી ?

વામન:—આવ્યો છે ને ? હું તો નાપાસ જ થાઉં છું. પાસ થયો હત, તો મારૂં ઇંગ્લંડ જવાનું અટકત.

રસિક:—કેમ ?

વામન—કેમ શું ? બાપાજી કહેત કે બેટમજી ભણો પ્રિવિયસમાં. ફરી "સાઇન એ" વધતાં "જોસ એ" અને આ તો કહેશું કે, મોકલો ઇંગ્લંડ તો ત્યાંની પરીક્ષામાં પાસ થઇ આવું !

રસિક:—મારા બાપા મને મોકલે નહિ તો એ તો હવે કહેશે કે લે ગજ ને કાતર ને ભરવા માંડ ત કાપડ—એ આપણું "એમ. એ."

વામનઃ—એ તો તમને પોસાય વેપારીને. અમને ગવર્નમેન્ટ પેન્શનેબલ સર્વીસવાળા, ઉચ્ચ મોભાદાર માણસોને એ પોસાય નહિ!–

રસિકઃ—ખરચો બહુ થાય તો. નહિતર હું આવું.

વામન —એ તમારૂં વાણિયા-વેપારીનું કામ નહિ. આ તો અમારે ગવર્નમેન્ટ પેન્શનેબલ સર્વિસ રહી, એટલે પોસાય. મારા બાપા, કાલે એક કામ કરે, ને પાંચ હજાર ઉપાડી લે—એ અમારે પોસાય, તમારૂં કામ નહિ.

રસિક —આ કાળમુખો તાર–( પોતાના ખીસ્સામાંથી તાર કાઢે છે ) લાવ, દિવાસળી લાવ, એને સળગાવી દઈએ.

વામન —( દિવાસળી લાવતાં )–લાવ, હું સળગાવું. ( ઉખેડીને વાંચે છે. આશ્ચર્યથી ) લે, તું તો પાસ થાય છે એલા રસિક! મને બનાવે છે કે ?

રસિક —હવે મશ્કરી રહેવા દે. લાવ સળગાવી મૂકીએ.

વામન —પણ આમાં તો ‘ યુ નોટ ફેઇલ ’ છે. તમે નાપાસ નથી એમ લખ્યું છે.

રસિકઃ—( સાશ્ચર્ય ) હેં !

વામનઃ—( ખિન્નતાથી ) મને ખબર જ હતી, તું ગોખણિયો છે. ગોખણિયા પાસ થયા વિના રહે?

રસિક;—( તાર લઈને આતુરતાથી વાંચે છે. ) હા—શ. હું ઉતાવળમાં ‘નોટ’ વાંચતાં જ ભૂલી ગયો.

વામન —એ તો એમ જ. બાકી, હવે તારામાં પ્રતિભા નથી એ સાબીત થયું. ગોખણિયો !

રસિકઃ—એ...લા, હું નપાસ થાઉં ત્યારે પ્રતિભા આવે, ને પાસ થાઉં એટલે ‘પ્રતિભા’ નાસી જાય, એ તે ક્યાનો ન્યાય? જો લે, આ તાર, મેં વાંચવામાં ભૂલ કરી હતી.

( વામન તાર હાથમાં લે છે. એટલામાં મુકુંદરાવ તેને બોલાવે છે. )

રસિક —ઠીક, લે, વામન, હૂ તને પછી મળીશ–

( જાય છે. )

## પ્રવેશ ૨

જમવાનો ઓરડો —

[ મુકુંદરાય જમવા બેઠા છે સવિતા પીરસે છે સામે વામન જમવા બેસે છે ]

સવિતા —બોલ્યા કાંઇ? નવનીધરાય જજ હતા નાં?

મુકુંદ —બીજુ બોલવાનું શું હતું?—એમની મરજી તો સોળે સોળ આના છે. પણ વામનના પરિક્ષાનું પરિણામ આવે ત્યારે ખબર પડે નાં? અત્યારે એ પરિણામ જ જાણવા આવ્યા હતા. જો પરીક્ષામાં પાસ હોય તો, ચાંદલો તરત ‘ થઇ જાય ’—ને બન્નેનાં મન મળે માટે આજથી જ ચંદનને આંહી મૂકી જવાની એમની ઇચ્છા હતી. કલાક પછી. ચંદનને તેડીને જ આવવાના છે.

સવિતા —વામન, સાંભળે છે કે ! તારો તાર આવે તો તરત એમને ખબર દેવાય.

મુકુંદ —પણ એણે તાર જ મગાવ્યો નથી.

સવિતા —બેટા, તાર ન મગાવીએ?—નવનીધરાય જજ જેવું ઘર, ને ચંદન જેવી રૂપાળી શીળી છોકરી—જાય તો પછી તો એવું મળતાં મળે.

મુકુંદ —હા, ર્તો. ચંદન ભણેલી છે.

**વામન**—તારનું કહ્યું તો છે, બાપુજી! પણ વખતે ન આવે તો, એટલા માટે જ તો હું ના પાડતો હતો!

**મુકુંદ**—તો તો ઘડી બે ઘડીમાં જ આવવો જોઈએ.

[ વામન હાથ ધોઈને બહાર નીકળે છે. પટાવાળાને નિશાની કરે છે. ]

**વામન**—રઘુ! લે, આ તાર, ( પેલો તાર આપે છે ) ને પા કલાક પછી મારા બાપાજી સાથે હું દિવાનખાનામાં બેસું ત્યાં આવીને આપી જજે.

**રઘુ**—( સલામ કરીને તાર લે છે )

**વામન**—ભૂલતો નહિ.

**રઘુ**—જી!

**વામન**—અને બરાબર બીડી દે.

**રઘુ**—જી!

**વામન**—આવવાનું ભૂલતો નહિ. બસ જા.

( રઘુ જાય છે )

**વામન**—(એકલો) " આજનો લાવો લીજીયે રે કાલ કોણે દીઠી છે "!—એ કોણે લખ્યું છે?—હું જો પરીક્ષક હોઉં તો એ એક લીટી લખવા માટે એને એમ. એ. ની ડીગ્રી આપી દઉં. પણ આજના પરીક્ષા લેનારા હવે મૂર્ખા પાક્યા છે. અરધો અરધ પરીક્ષકોને તો બૂટની દોરી પણ ફેશન ભરેલી રીતે બાંધતાં નહિ આવડતી હોય, ને એ બધા અમારા પરીક્ષકો! શું જમાનો છે?—પણ જવા દે, કાલની વાત કાલ. આજે તો પાસ બનીને ચંદન સાથે ઓળખાણ જમાવી લઈએ.

[ એટલામાં મોટરનું ભૂંગળું વાગે છે, મુકુંદરાય ઉતાવળા ઉતાવળા, ધોતીયે હાથ લોતા આવે છે. 'વામન! નવનીધરાય જજ ને ચંદન આવ્યાં લાગે છે હો' એમ બોલતા દીવાનખાનામાં જાય છે. સવિતા પણ અધખુલ્યા બારણામાં આવીને ઉભે છે ]

**સવિતા**—કાં માડી તાર આવ્યો?

**વામન**—( કંટાળીને જતાં જતાં ) આ ડોશીમા, તાર તાર જપે છે. પણ હવે તાર આવે ક્યાંથી? ( મોટેથી )

હા, મા હવે ઘડી બે ઘડીમાં તાર આવશે.

( જાય છે )

## પ્રવેશ ૩

દીવાન ખાનું.

**મુકુંદરાવ**—( પ્રવેશ કરતા રઘુને ) શું છે તાર કોનો છે?

**રઘુ**—ભાઈનો, ભાઈ ક્યાં છે?

**મુકુંદ**—વામન!

( વામન પ્રવેશ કરે છે )

**મુકુંદ**—( રઘુ પાસેથી હાથ લાંબો કરી તાર લેતાં ) ક્યારે હમણાં આવ્યો?

**રઘુ**—જી, હા,

સુકુંદ—(વાંચે છે)-હ-હલ્લો ! વામન-નું પાસ થાય છે.
વામન—(કૂદે છે) હેં!

( એ જ વખતે નવનીધરાય ને ચંદન પ્રવેશ કરે છે બન્ને 'ફેશનેબલ અપટુડેઇટ' ડ્રેસમાં છે )

નવનીધરાય—હલ્લો! સુકુંદરાય ! ખુશખબર આવ્યા લાગે છે.
સુકુંદ—જી, હા, ઈશ્વર કૃપાથી, વામન પાસ થાય છે.
નવનીધ—( ચંદન તરફ ફરીને ) બેટા, પેલા વામનરાવ, તમે બન્ને હરો ફરો. વાતો કરો. અમે આંહી બેઠા છીએ.
સુકુંદ—વામન, ચંદનબાળાને બગીચો બતાવો.
વામન—જી, હા.

( બન્ને બહાર જાય છે )

નવનીધ—સુકુંદરાવ ! મને ખબર જ હતી કે તમારો વામન પાસ થશે જ.
સુકુંદ—ચોથી 'ટ્રાયલ' હતી. પણ એનામાં ભીજી શક્તિ ઘણી છે.
નવનીધ—શક્તિશાળી છે, હું તો એની બૂટ પહેરવાની ઢબથી જ સમજ્યો હતો, કે તેમાં શક્તિ ઘણી છે, અને કહો ન કહો; પણ સુકુંદરાવ, મને 'પેન્ટ'માં, ફરતાં છોકરાં બહુ જ ગમે છે. એ બધામાં શક્તિ બહુ જ હોય છે.
સુકુંદ—હા સ્તો, હાસ્તો.
નવનીધ—અને એટલે જ મેં ચંદનનું વેવીશાળ તમારા સુકુંદ સાથે કરવા નિશ્ચય કર્યો છે. તમારો શું મત છે.
સુકુંદ—હું એ વાત સોળે સોળ આના વધાવું છું. બાકી તો, આપણા કરતાં, એ છોકરાં પોતે જ સારું કરશે. પણ વામનને ઈંગ્લેંડ જવાની બહુ ઈચ્છા છે.
નવનીધ—એ કાંઈ ખોટું નથી. આ દેશમાં શું બન્યું છે? "ઈંગ્લાંડ રીટર્ન્ડ" એ એક મોટો અધિકાર છે, અને ઈંગ્લાંડથી આવેલા બધા માણસો હોંશિયાર થઈ જાય છે! હા ઈંગ્લેંડ જતો, ઘડાશે ઘડાશે.
સુકુંદ—પણ વખતે વહી જશે તો !
નવનીધ—તો ત્યાના વડેલા પણ આંહી સારામાં ગણાશે માટે જ્વા દો. ને પરણાવીને મોકલવો એટલે પછી વાંધો નહિ.
સુકુંદ—હા. બસ, એ ખરં.
નવનીધ—એટલે મેં તમને ચંદનના વેવિશાળ વિષે કહ્યું છે, ને તમારો પણ મત છે. માટે એ નક્કી કરીને ખબર આપો. મારે કામ છે એટલે અત્યારે તો હું જાઉં છું. અને ચંદનને પછી તેડાવી લઈશ. ઠીક ત્યારે-હલ્લો-માહેબજી!

( જાય છે )

## પ્રવેશ ૪.

વામન—ચંદનબાળા ! તમે ટેનીસ રમો છો કે ?
ચંદન—બહુ 'નાઈસ' તો નહિ, પણ "જ્લે" કરું ખરી.
વામન—તમારું ઈંગ્લીશ સારું લાગે છે!
ચંદન—બાપુજી પણ એમ જ કહે છે. ઘણી વખત મને 'આઈડીયા બી' ઈંગ્લીશમાં જ આવે જાય છે.

વામન—એમ કે ? ઓ હો ! એ તો ઘણું કહેવાય. મને શબ્દો ઘણા મળે છે પણ 'આઈડીઆઝ' મળતા નથી, એટલે તમારી પાસેથી લઈ લેઇશ.

ચંદનઃ—(હસીને) જાઓ રે, તમે પણ 'જોક' કરતા લાગો છો.

વામનઃ—ના, 'જોક' તો શું, પણ સાચુ જ કહું છું.

( એટલામાં રઘુ આવે છે )
( વામન પાસે આવે છે )

રઘુઃ—સાહેબ, પેલો રસિકલાલ આવ્યો છે. કહે છે મારો તાર આપો.

વામન—ધીમે બોલ, ધીમે બોલ, બધું પોલ ખુલ્લું પડી જશે.

( રસિક આવે છે )

રસિકઃ—કાં ભાઈ !

વામન—( નાકપર આંગળી મૂકી તેને દૂર ખેંચે છે ).

રસિકઃ—એ લા, મારો તાર તો તારી પાસે રહી ગયો. લાવ, મારે બાપાને બતાવવો છે.

વામન—મેં મારા બાપાને તો બતાવી દીધો છે.

રસિક—પણ તારા બાપાનું મારે શું કામ ? મારે તો મારા બાપાનું કામ છે.

વામન—એ લા, એટલી વારમાં ભૂલી ગયો.

'એક પિતા પરમેશ્વર જાણો આપો,
આપણ સૌ તેના પરિવાર જો.'

રસિક—ઠીક હવે તાર ક્યાં છે લાવ જોઉં ?

વામન—જો, હું તને કહું. એ તારના પ્રતાપે તો પાસ થયા, ને આ ચંદન જેવી બાળા સાથે વાર્તાલાપનો લ્હાવો મળ્યો છે. માટે હવે કાલે લઇ જજે.

રસિક—તે તારા બાપુજીને એ તાર બતાવીને પાસ થયાનું ગપ્પ હાંક્યું છે ?

વામન—હા, સ્તો. નહિતર તો અત્યારે, મારા ઉપર શુ શું બની જાત.

રસિક—પણ, તુ મારો તાર દે.

વામન—કાલે લઈ જજે. અત્યારે તો મારા બાપુજીની પાસે હશે.

રસિક—પણ કાલે છાપામાં આવશે ત્યારે તો તારા બાપાને ખબર પડશે કે તું નપાસ થયો છે એનું કેમ ?

વામન—જે વાત કાલે બનવાની છે એની હું આજે ચિંતા કરતો નથી. એવી ચિંતા માત્ર વેદીયાં ઢોર જ કરે.

રસિક—ઠીક, ત્યારે તું સાંજે મારે ત્યાં તાર પહોંચડાવજે.

વામન—ચોક્કસ.

ચંદન—કેમ મી. વામનરાવ ! તમારા મિત્ર છે ?

વામન—હાં. મારા મિત્ર મી. રસિકલાલ એવણ મને પાસ થયા બાબત અભિનંદન આપવા આવ્યા છે.

રસિક—( ધીમેથી ) અરે ! તારું ભૂંડું થાય ! મને ખોટું બોલતાં શીખવાડે છે ?

વામન—(ધીમેથી) હવે એવા ઢોર ન થઇએ. હજી તો આવાં ખોટાં હમેશાં બોલવાં પડશે.

ચંદનઃ—એવણને તમે અંદી લાવોને કાંઈ વાંધો નથી.

વામન—(ધીમેથી) રસિક ! લે ચાલ દોસ્ત ! તને પણ ગલગલીઆં થાય તેવી વાતો સાંભળવા મળશે. (મોટેથી) હા, રસિક ! ચાલને.

( બન્ને ચંદનબાળા પાસે જાય છે )

ચંદનઃ—(રસિકને) તમે બી પાસ થયા કે ?
વામન—(વચ્ચેથી) ના, એ બિચારો નાપાસ થયો છે !
ચંદન—અને છતાં તમને અભિનંદન આપવા આવ્યા છે ? એવણુ બહુ ઉદાર હૃદયના લાગે છે.
વામન—હા, એનો સ્વભાવ પહેલેથી જ એવો છે. પોતાની ચીજો હમેશાં પારકાને વાપરવા આપે છે.
ચંદન—એમ કે ?
રસિક—વામનરાવ જરા ટીખળી છે.
ચંદન—ના, હું એમને આનંદી કહું છું. અમને સ્ત્રીઓને એવો સ્વભાવ બહુ ગમે છે.
વામન—તે મારું ધન્ય ભાગ્ય માનું છું. તમારા જેવાં વિદ્વાનને હું રીઝવી શકું તે ઘણું કહેવાય.
ચંદન—એમ તો નહિ. પણ ઘણા મને રીઝવી શકતા નથી. હું હમેશાં " આઇડીયાઝ " વિચારી મારું છું.
વામન—એ તો જણાય જ છે. તમને કોઇ છેતરી શકે તેમ લાગતું નથી. તમને વિચારો બહુ ગમે છે કાં !
ચંદન—બહુ જ. બહુ જ. મને તમે સ્વપ્નાં જોનારી સ્ત્રી કહી શકો !
વામન—(મશ્કરીમાં) એમ કે ? ઓ હો ! એ તો બહુ કહેવાય હો.

( રઘુ પટાવાળો પ્રવેશ કરે છે. 'સાહેબ ! રસિકલાલભાઇને ઘેરથી બોલાવવા માણસ આવ્યું છે, ને બેન સાહેબની મોટર આવી છે.)

ચંદન—ઓહો ! તમારી સાથે વખત જલ્દી પસાર થયો. તમે બહુ આનંદી છો.
વામન—ના. તમેજ મને બહુ આનંદ આપ્યો છે. તમારી વિચારશક્તિએ મને તો ઘેલો જ કરી મૂકયો છે. ખરેખર, નવી ભણેલી છોકરીઓમાં બુદ્ધિ બહુ જ વધી છે !
ચંદન—પણ આપણે પૂરી વાત તો કરી નહિ, તમે...મને એમ કહેવાનું મન હતું કે-તમે ભવિષ્યમાં શું કરશો ?
વામન—હું ? હું ઇંગ્લેંડ જવાનો છું.
ચંદન—ચોક્કસ ?
વામન—હાસ્તો.
ચંદન—ત્યારે તો પપા—શું બહુ મને કહેતા હતા—
વામન—શું કહેતા હતા કહો તો ખરા—?
ચંદન—એમ કે તમે—પણ એ કાંઈ નહિ—હલ્લો સાહેબજી !—

( જાય છે )

રસિક—એશ ! છેવટ સુધી બનાવી !
વામન—પતંગીયું ! જો ને 'પપા' કહેતા હતા—જે એવું એવું કહી નાખવાની તૈયારીમાં હતી.
રસિક—અને તેં ઇંગ્લેંડનું ગપ્પ લગાવી એને ઠંડી નાખી.
વામન—અરે ! ગપ્પ શાનું ?—પણ ચાલ હવે દિવાનખાનામાં, બાપુજી નથી ત્યાં તું તાર લઇ જા —તમને વાણીઆ વેપારીને એ કામ આવશે.

( જાય છે )

## પ્રવેશ ૫ મો.

### વામન, મુકુંદ, સવિતા.

( વામન છાપું વાંચે છે. )

મુકુંદ—છાપામાં નામ નથી એ કેમ બને ? કાલનો તાર તો બરાબર હતો કે ?

વામન—તારવાળા કાંઇ ખોટું સમજે ? સાળા, છાપાવાળા ઘણી વખત ઉથલપાથલ કરી નાખે છે. પણ હું તો આની ગેરવ્યવસ્થાથી કંટાળી ગયો છું. ઈંગ્લંડ ગયા વિના મારી ખરી કિમ્મત નહિ જ થાય.

મુકુંદ—પણ આટલું બધું અંધારું ?

વામન—અંધારું શું ? હમણાં કોઇ જાણે ખબર આપે વામન ઈંગ્લંડ જવાનો છે તો તરત નાપાસ કરી નાખે.

મુકુંદ—કેમ ?

વામન—કેમ શું ? એવું ઝેર, અમારા પ્રોફે. તો કોઈ ઈંગ્લંડ જઇ શકે નહિ. માટે આપણે જઇને તેમના કરતાં આગળ વધીએ તો અટકાવે. એમને ખબર તો હોય જ કે આ છોકરામાં શક્તિ છે. માટે તે વધશે જ.

મુકુંદ—પણ પેલો તાર ક્યાં છે ?

વામન—એ જ ખુબી છે નાં ? પાછો તાર પણ મળતો નથી. અંહીનો પવન પણ ઉપયોગી નિરુપયોગી કાંઇ ચીજ જોવાનો જ નહિ. બધુ ઘસડી જાય.

મુકુંદ—ત્યારે ઈંગ્લંડમાં પવન પણ એવો નિયમિત હશે ? એમ ?—

વામન—હાસ્તો પપા. ઈંગ્લેંડમાં તો બધુ નિયમસર. ત્યાં આવા ગોટા થાય જ નહિ.

( રઘુ પ્રવેશ કરે છે આ ચીઠી દે. )

મુકુંદ—લાવ તો કોની છે ?

( વામન ચિંતાતુર દેખાય છે )

મુકુંદ—( વાંચીને વામન સામે જૂએ છે. )

વામન ! આ ચીઠી તો ચંદનબાળાની છે. કાલે તમે તેને ઉતરી માટે દિલગીરી બતાવી છે. રસિકલાલનો તાર ઉપયોગમાં લીધો માટે અફસોસ કર્યો છે. બોલો હવે આપણો પવન ઈંગ્લંડ જેવો જ નિયમિત છે કે નહિ ?

વામન—એ તો કોણ જાણે. પણ હું નપાસ થયો તે જ સારૂં થયું. કારણ કે અંહી તો ગોખણીયા જ પાસ થાય છે. ખરાં Genius તો રહી જ જવાનાં.

મુકુંદ—હાસ્તો. તમારી પ્રતિભા–તમે આ તારના કિસ્સામાં જ સ્પષ્ટ બતાવી ને છતાં કોઇ તમને માન મરતબો આપતું નથી. ખરેખર, તમારા જેવા શક્તિશાળી જુવાનોની ઈંગ્લેંડ સિવાય બીજે કદર જ નહિ થાય.

પધારો, મારા શક્તિશાળી પુત્ર ! પધારો.

( જાય છે )

# જયા: એક માનવી

શાયતિક

આપણી દૃષ્ટિ છે
એટલું જ કંઈ આભ ઉંચુ નથી.—જયા જયન્ત.

જયા માટે એટલું કહેવાતુ સાંભળ્યું છે ને વાંચ્યું છે ત્હેમાંના ઘણા મ્હોટા અંશનો ભાવાર્થ એ છે કે જયા એ એક અમાનુષ તત્ત્વ છે. મ્હેં' જ્યારે જ્યારે 'જયા અને જયન્ત' વાંચ્યું છે ત્યારે ત્યારે મ્હને એ નથી સ્હમજાયુ કે જયાને અમાનુષ તત્ત્વ માનનારા શાથી એમ માને છે. જયા કલ્પના તો નથી જ પણ વાસ્તવિકતા છે એ તો કોઈ પણ સ્હમજી શકે એવું સત્ય છે. કારણ કે વાસ્તવિક જીવનની પ્રેરણાથી જ કવિએ એને સરજી છે. એટલું ખરૂં કે એ આદર્શ છે. અને આદર્શ ને વાસ્તવિકતા એ બન્ને વિરોધી તત્ત્વો છે ને વાસ્તવિકતા તેજ માનુષને આદર્શ તે અમાનુષ એમ માનીને જો કોઈ નિર્ણય લાવવું હોય કે જયા માનુષ નથી તો તે મ્હોટી ભૂલ છે. વાસ્તવિક્તાનુંજ સૌથી ઉત્કૃષ્ટ સ્વરૂપ તે આદર્શ. આદર્શ એટલે બાલવાર્તાની અપ્સરા સૃષ્ટિ તો નહિંજ. આદર્શ એટલે ઉત્ક્રાન્તિક્રમનાં સૌથી ઉપરનાં પગથિયાં. આપણે જ્યાં સુધી આદર્શને નહિં ઓળખીએ ને ત્હેને અમાનુષ પ્રદેશનાં તત્ત્વ માનીશુ ત્યાં સુધી ઉત્ક્રાન્તિથી વેગળાજ રહીશું. બેન્જામિન કીડ એક સ્થળે સાચું જ કહે છે કે the passion for the Ideal is the passion of perfection, which is the passion for God. જયા ગિરિદેશની રાજકુમારી છે પણ એ ગિરિદેશ પૃથ્વી ઉપરનો જ છે એ ન ભૂલવું જોઈએ. ત્યાંથી એ ઉંચે ઉંચે નથી ઉડતી પણ સંસારમાં સાધુતા જન્માવવા વારાણસીના વનમાં આવીને વાસ કરે છે. ઉત્ક્રાન્તિનાં સૌથી ઉંચાં પગથિયાં ઉપર વિરલ મહાત્માઓ પ્હોંચે છે. જયા પણ એવી વિરલ છે. એ વિરલ મહાત્માઓ આપણા જેવા "અધૂરા આત્માના વામનજીવો" ને અશક્ય ને અમાનુષ લાગે પણ તેથી કંઈ એમની માનુષતા લુપ્ત નથી થતી. આદર્શ ને વાસ્તવિકતાની એક જ સળંગ સીડી છે. ત્યાં કોઈ ચ્હડે છે તો કોઈ ઉતરે છે.

અને આદર્શો શા માટે! જીવનની ઉત્ક્રાન્તિને માટે. આદર્શ વિના જીવન અપૂર્ણ છે, ત્હેની પ્રગતિ જ નથી એ સહુ કોઇ સ્વીકારશે. આદર્શ જીવનમાં મહત્ત્વાકાંક્ષા સરજે છે. અને મહત્ત્વાકાંક્ષા વિના જીવનમાં પ્રગતિ ક્યાં છે! "જયા અને જયન્ત" પોતાના નૈષ્ઠિક બ્રહ્મચર્યના આદર્શથી

જીવનમાં સંયમની આકાંક્ષા ઉત્પન્ન કરે છે. આજકાલ ક્ષીણ થતા ચારિત્ર્યતા જમાના માટે જીવનનું અત્યંત ઓજસ્વી ને શક્તિમાન તત્ત્વ એમાંથી મળી શકે એમ છે. આનોલ્ડની દૃષ્ટિએ જોતાં એમાં ઉત્કૃષ્ટ પ્રકારનું જીવન સત્ત્વ ભર્યું છે. એવી ઓજસ ને શક્તિની પ્રેરણા આપતી જયાને અશક્ય ને અસંભવિત આદર્શ કહી ફેંકી દેવી એ ચારિત્ર્યની નિર્બળતાની કરુણ પરિસીમા નહિં તો બીજું શું છે? અને જયાને અસંતભવિત માનનારાંને મારા પ્રશ્ન છે કે એનામાં એવું કયું અમાનુષ તત્ત્વ દેખાય છે કે એ અસંભવિત ઠરે છે? એ કંઇ પોતાના બ્રહ્મચર્યના બળથી જાદુના પ્રયોગો નથી કરતી, કોઇને શાપથી બાળી નથી મૂકતી કે અંજલિથી સજીવન નથી કરતી. જે તડકો ને છાંયડો, સુખ ને દુ:ખ, આશા ને નિરાશા આપણને સ્પર્શે છે તેજ એને સ્પર્શે છે. કોઈ સ્થળે એનું અદ્દંત્વ દૃષ્ટિગોચર નથી થતું કે જ્યાં એ બીજાં મનુષ્યોથી પર ને દૈવી લાગે.' એ પોતેજ કબૂલ કરે છે કે,

હું તો માનવી છું.

અને એ નિ:સંશય માનવીજ છે. માનવ લોકનાજ સુન્દરી સંઘમાંની એ એક વિરલ સુન્દરી જ છે. એની રગેરગમાં માનુષ સ્ત્રીત્વજ ધબકારા મારી રહ્યું છે. ચાલો એ જોઇએ

જયાનું સ્ત્રીત્વ જોવા માટે પ્રથમ સ્ત્રી જીવનની ન્હાની સમીક્ષા કરવાની આવશ્યકતા છે. એક Woman . a vindication નામના પુસ્તકમાં ત્હેનો લેખક સ્ત્રીને secret and unconscious ally of Life, Life's ambassador, Life's custodian વગેરે કહે છે. મ્હને લાગે છે કે એ કથનમાં સ્ત્રી જીવનનું બધું રહસ્ય આવી જાય છે. સ્ત્રી મનુષ્યજીવનની ભંડારણ છે; સ્ત્રી જીવનરસિક છે.–પણ કોઇને એમ થશે કે એનો અર્થ શો? ત્યારે શું પુરુષો જીવનરસિક નથી? મ્હારી માન્યતાએ સ્ત્રીની સાથે તુલનામાં એ ઘણા ઓછા જીવન રસિક છે. અને એ સત્ય આપણે જીવનની ન્હાની ન્હાની સ્થૂલ પ્રવૃત્તિઓથી માંડીને જોઇશું તો જણાશે. પ્હેલાં ઘરનું મ્હાટું અંગ—ખાવા પીવાની બાબત લઇએ. પુરુષ એકલો રહેતો હોય ત્યારે આ બાબતમાં શું કરે છે એ આપણે જોઇએ છીએ. ગમે તેમ ખાઇને ચલાવી લેશે. એનું કારણ શું? આળસ નહિં જ. પણ એ કંટાળી જાય છે. અને સ્ત્રી અને પુરુષના જીવનમાં એજ ભેદ છે કે પુરુષ જીવનથી કોઈ કોઈ વાર કંટાળે છે અને સ્ત્રી જીવનની પૂરેપૂરી રમિયણ બને છે. રાંધવામાં પણ એને બધી સામગ્રી વિના ન ચાલે. અને ત્હેનું કારણ એને એ કાર્ય સોંપાયું છે તેથી એમ કરે છે એમ નથી. દીવાળી કે એવા ઉત્સવો આવે ત્યારે સ્ત્રી કેવા ઉત્સાહ ને ઉલ્લાસથી વાનીઓ બનાવવાની ધમાલમાં પડી જાય છે! વસ્ત્રાદિમાં પણ જૂઓ સ્ત્રીને રંગરંગીન, ઝળહળતાં વગેરે ભિન્ન ભિન્ન પ્રકારનાં વસ્ત્રો તેમજ અલંકારો જોઇએ. ત્હેમને ભભકજ જોઇએ છે. દરેક સ્ત્રીને એકવાર એક લુગડું પહેર્યું એટલે ત્હેનો મોહ ઉતરી જાય છે. કોઈ કહેશે એ તો સ્ત્રી સ્વભાવનું અનિષ્ટ અંગ. ના, એ તો સ્ત્રીની સુન્દર વિશિષ્ટતા છે, ક્ષણે ક્ષણે યન્નવતામુપૈતિ તેજ રમણીયતા ને રમણી. સ્ત્રીઓ વ્રતાદિ ઉત્સવો કરે છે, રાસ ગરબા રમે છે, જીવનના દરેક પર્વને અનેક પ્રકારના ઉત્સવોથી વિભૂષિત કરી રસશાલી બનાવે છે. એ બધામાં શું દેખાય છે? પુરુષમાં વ્રત, વરઘોડા, ઉત્સવ વગેરે માટે હોંસ કેટલી જોઇ છે? સ્ત્રીમાં એટલું જીવનનું કોઈ ગૂઢ ચેતનતત્ત્વ ઝગઝગી રહ્યું છે જે સ્ત્રીનાજ નહિ પણ પુરુષના જીવનને પણ ચેતનવન્તું ને પરમ રસશાલી બનાવે છે, સંસારને આનંદમય કરે છે. સ્ત્રી છે તો જીવનમાં—સંસારમાં રસ ને ચૈતન્ય છે એમ ઘણા કવિઓ અનેકાનેક રીતે કહેતા આવે છે ત્હેનો સ્થૂલ કે સૂક્ષ્મ અર્થ આ જ. સ્ત્રી જીવનને અંતરના ઉલ્લાસે વધાવી ત્હેમાં લીન થાય છે. એ જીવનને એટલું બધું પોતાનું કરી લે છે કે એ એને એક ઘણીજ ગંભીર–serious વસ્તુ લાગે છે. જીવન એ ત્હેને મન રમત નથી, ગંભીર વાત છે. પુરુષ જીવનનો જુગાર રમે છે. તે જીવનને એક દ્યૂતનો

એક સ્હમજી ગમે તેમ પાસા ફેંકો જાય છે ને જુગારમાં દ્રૌપદીને મૂકતાં પણ અચકાતો નથી. સ્ત્રી જીવનનો રાસ રમે છે. એમાં ગમે તેમ ન ચાલે. બધુંયે તાલબદ્ધ ને વ્યવસ્થિત જોઇએ. પુરુષ જીવનના દ્યૂતમાં ગમે તેમ પાસા ફેંકે છે, હોદ્દા કરે છે ને ગડબડનો જંગ મચાવે છે. સ્ત્રી જીવનમાં તાલબદ્ધ સંગીતની મધુરતા, સુન્દરતા ને સુરવતા લાવે છે, અને એ જ તત્ત્વ સ્ત્રીને જીવનમાં મહત્તા અપાવે છે. એ જ તત્ત્વે મ્હોટા ન્હાના કવિઓ પાસે કાવ્યો ને કલાઓના ભંડાર સરજાવ્યા છે, સ્ત્રી સમક્ષ રસનૃત્યે નચાવ્યા છે, પાર્વતી સમક્ષ તાંડવનૃત્ય કરાવી નટરાજ બનાવ્યા છે. પુરુષ જીન્દગીના જુગાર ખેલી ખેલી થાકીને સ્ત્રી પાસેથી માધુર્ય, સૌન્દર્ય આનન્દ, ચૈતન્ય, શાન્તિ ને અવનવીન ઉલ્લાસ પામે છે ને સ્ત્રી સમક્ષ પ્રેમના પ્રણિપાતો કરે છે.

ત્યારે સ્ત્રી જીવનનું આ ચેતનતત્ત્વ જયામાં છે કે નહિ? એનામાં એ જીવન રસિકતા કેટલી છે? પુનરુક્તિ જેવું કરીએ તો જયા સાધારણ ભૂમિકાની સ્ત્રી નથી પણ વિરલ સંસ્કારવાળી સ્ત્રી છે એ આપણે પ્રથમ ધ્યાનમાં રાખવું પડશે. ત્હેનું સ્ત્રીત્વ ને ત્હેની જીવન રસિકતા પણ એટલાં જ સંસ્કૃત છે. અસ્તુ.

પ્રથમ અંકના પ્રથમ જ પ્રવેશમાં ત્હેના ઉલ્લાસનું પ્હેલું દર્શન થાય છે. નાટકમાં એ પ્હેલો પ્રવેશ જ માનવ સ્ત્રી તરીકે કરે છે. જયન્ત જય મેળવીને આવે છે ને જયા ગીતના ઉમંગથી ત્હેનો સત્કાર કરવા પ્રવૃત્ત થાય છે. ત્હેને મન તે દિવસે "આનન્દનો સૂરજ ઉગ્યો છે." અને

આનન્દના અમૃતફુવારા
ફૂટે છે હૈયાહૈયામાંથી.

"જીવનનાં ધનથી" એ વધાવવા નીકળી છે. "ગરવા ગિરિઓ ધીમે ધીમે ધીમે" ન્હડે છે પણ ત્હેના અન્તરમાં કેટલો ઉછળાટ થઈ રહ્યો છે! ત્હેનો ઉમળકો તો જાણે સમાતો નથી, એને તો

આનન્દ આનન્દ આજે, વિજયવાજે,
દિશ દિશ ગાજે

એ જ ત્હેની જીવનરસિકતા. જયન્ત દૈત્યોને જીતીને આવ્યો પણ એ "આનન્દનો ભાસ્કર" શાથી ઉગ્યો?

જયા! એ ત્હારી પ્રેરણાનો પરિપાક.

આગળ ચાલિયે: "હંસની પુણ્યજ્યોત જોડલી" પકડવા પણ પ્રથમ જયા જ સૂચવે છે. ત્હેના હૃદયમાં જ એ ઊર્મિ પ્હેલી જાગે છે. બન્ને પકડે છે પણ વળી જયાની સંસ્કારિતા કૈંક પ્રબલ બને છે અને ત્હેનાથી કહ્યા વિના નથી રહેવાતું કે

એવા મહર્ષિ સમા પંખીરાજને
પિંજરમાં પૂરવા તે પાપ નથી?

પણ એમ છતાં યે ત્હેનું સ્ત્રીચૈતન્ય ત્હેને એ ફિલસૂફીમાં ઉતરતાં ઉતરતાં યે જીવનતત્ત્વથી વેગળી જવા નથી દેતું. હૈયાના હિડાણમાં જે ઊર્મિઓ ભરી છે તે છાની નથી રહી શકતી. વીસમી જન્મતિથિને દિવસે ત્હેના હૃદયમાં એક વિગ્રહ થયો હતો કે "જીન્દગી એટલે શું?" અને એને પરિણામે એનામાં અસ્વાભાવિક વિચાર પરંપરા જન્મી હતી. એ ત્હેને પોતાનાં સ્ત્રીત્વ તરફ બંડ કરવા પ્રેરે છે. એ પોતાની જીવનરસિકતાથી વિરુદ્ધ વૃત્તિ કેળવવા પ્રયત્ન કરતી હતી (અને એને લીધે આગળ ઉપર શું થાય છે તે આપણે જોઇશું.) પણ એ બંડ કરી પોતાના સ્ત્રીત્વને દબાવે પણ એ શે દબાય? એનું અંતર ઉઘડ્યા વિના નથી રહેતું કે

(જયન્ત !) એ નહિં તો તૂં તો સાંભળ.

શું ?

હૈયાને સરોવરે આવો

ઓ રાજહંસ ! હૈયાને સરોવરે આવો.

સ્ત્રી તરીકે જયાની જીવનરસિકતા ત્હેના હૃદયમાં મૃદુલ ભાવ જગાડે છે, ઊર્મિઓ ઉછાળે છે; ત્હેના હૈયાના સરોવરમાં ઉંડે ઉંડે સ્થળે કેંક કેંક ઉમળકા સળવળાટ કરે છે. ત્હેના બંડ છતાં યે એ દબાતા જ નથી. વનવાસ, વામીઓ ને પારધીનો અનુભવ વગેરે વિટંબણાઓ પછી પણ એ ચેતન-તત્ત્વ ત્હેને સચેત રાખે છે. વનનાં આમંત્રણનો ભ્રમ થયો, મોર ને ઢેલે બોલાવી ને જયા ગઈ. પણ આ તત્ત્વ તેથી નાશ ન પામ્યું. વિપદોએ એ તત્ત્વને મારી ન નાંખ્યું. મઝાને કિનારે આવતાં એ ચીનગારી જાગી, અંતરની ઊર્મિ-જ્વાલા ભભૂકી, ત્હેના અંતરનો નાદ ત્હેને ગવડાવવા લાગ્યો:

હું તો જોગણ બની છું મ્હારા વ્હાલમની;

વ્હાલમની જોગણ બનીને એ "દિલમાં છે ત્હેને દુનિયામાં" શોધવા નીકળી છે. કેટલી સ્ત્રીત્વની પ્રબલતા ! આટલાં કષ્ટ પછી યે વૈરાગ્યની શુષ્કતા ધરીને નહિં પણ વ્હાલમના ગીતથી ઉલ્લસિત બનીને ફરે છે.

ત્યારે અંતરના અદૃશ્ય તત્ત્વને એ શા માટે પ્રત્યક્ષ ન્હોતી કરતી ? જયન્ત તો સ્હામેથી ન્હોતરતો હતો

જયા ! ગૂંથીશું એવાં જીવન !
તૂં મ્હારૂં ધનુષ્ય
ને હું ત્હારૂં બાણ.

શા માટે એ કહેતી હતી ? કે

જયન્ત ! વિલાસને હજી વાર છે.

કોઈ કહેશે ક્યાં છે અહીં જયાની જીવનરસિકતા ? હા, બ્હારથી તેમ લાગે છે પણ ત્હેના હૃદયના ઊંડાણમાં તો એ સંતાયલી જ છે અને સમય આવે એની મેળેજ વ્યક્ત થાય છે. પણ એ સંતાયલીજ રહે છે ને ત્યાં જયાનો સ્ત્રી સ્વભાવ આવે છે. સ્ત્રીના માનસની કેટલીક વાતો અગમ્ય છે. સ્ત્રી કેટલીક વૃત્તિઓ ને વાસનાઓ બહુ જ સંયમમાં રાખી પુરુષથી ગુપ્ત જ રાખે છે. જયા "વ્હાલમની જોગણ" બની છે એ વૃત્તિ જયન્ત પાસે ક્યાં યે નથી કહેતી. એનો સંયમ અજબ છે. શા માટે !

ઉડજો, જયન્ત ! અંતરાય નહિં કરૂં.

ત્હેને જયન્તને અંતરાય નથી કરવો. જયન્તને ઉડવા દેવા છે. પોતાને પણ ઉડવું છે. સાથે પણ જૂદાં અંતરાયરૂપ થઇને નહિં. બાકી જયાનું સ્ત્રીચેતન્ય, ત્હેની જીવનરસિકતા છેવટ સુધી કરમાતાં જ નથી. એ પોતાને 'કોયલ' કહે છે, પોતાની 'સીતાવાડી' કહેવામાં એને પોતાની આંતરવૃત્તિ સંતોષાતી લાગે છે. દાસીને પણ શું સદ્‌બોધે છે ?

કામ ત્યાગી પ્રેમ પારખ,
લગ્નના લ્હાવા લે,
પતી થઇ પુનરુદ્ધાર પામ.

એ એમ નથી કહેતા કે હવે સંસાર તજી દે ને વૈરાગ્ય લે. કામ અને રસની ભિન્નતા ન

સ્વીકારીએ તો આ ન સ્હમજાય પણ એ કામથી ભિન્ન રસાનન્દ લેવાનો ઉપદેશ આપે છે. ત્હેને દીક્ષા લીધા પછી પણ ભગવા ભેખ નથી ધડવા પણ

શૃંગારના કાવ્યશણગાર
તૈયાર કરવા છે. છેલ્લે છેલ્લે વરદાન પણ એ જ કે
સંસારીઓના સંસાર ઉણા ન રહે.

જૂઓ, દરેક ઉક્તિમાં જયાનું સ્ત્રીહૃદય વ્યક્ત થાય છે. બ્રહ્મજ્યોતિની તેજ ચુંદડી ઓઢ્યા પછી યે જયાનું સ્ત્રીચૈતન્ય તો જાગ્રત જ રહે છે. એ જીવનનો સંબંધ નથી છોડી શકતી. એનું અંતરનું અંતર ત્હેને જીવન તરફ જ પ્રેરે છે. કેટલું પ્રબલ સ્ત્રીત્વ ! **જયન્તે ધૂણી ધખાવી, ભેખ વર્યા, ભગવાં પ્હેર્યાં પણ જયાએ ક્યાંય પણ એ વૈરાગ્યની શુષ્કતા નથી સ્વીકારી.** ત્હેનું વિશુદ્ધ સ્ત્રીહૃદય છેવટ સુધી 'જીવન' 'જીવન' પુકારી રહ્યું છે.—અને તે રસજીવન, કામજીવન નહિં. 'શૃંગારના કાવ્યશણગાર'થી 'સંસારીઓના સંસારની ઉણપો' પૂરવી એ જ ત્હેનું પરમ ધ્યેય, ત્હેનો પરમ અભિલાષ. અને એ પણ સંસારી જનકુલ માટે જ; પોતા કાજે તો પરમ નિષ્કામ રસિકતાનો રસાનન્દ જ. પોતે તો **रसिका कामवर्जिता** જ.

આટલું પ્રબલ સ્ત્રીત્વ, સ્ત્રીજીવનનું આટલું ઓજસ્વી નિરુપણ જેનામાં પ્રકાશી રહ્યું છે તે જયાને અમાનુષ શે મનાય ? અને એટલું સ્પષ્ટ કરવું જોઇએ કે જ્યાં જ્યાં એ પોતાની અંતરની વૃત્તિઓ ને પોતાના સ્ત્રીત્વ સ્હામે બંડ ઉઠાવી ત્હેમને દાબી દઇ શુષ્કતાની વાતો કરે છે ત્યાં એ અવળે માર્ગે જ ભૂલી પડે છે. "જીન્દગી એટલે શું ?" એ બુદ્ધિવાદની વિચાર પરંપરાથી ત્હેની એ બંડખોર વૃત્તિનો આરંભ થાય છે અને એક પ્રસંગે ત્હેની અવધિ આવે છે. એ જબ્બર ગોથું ખાય છે ને ત્હેને સાન આવે છે. એ પ્રસંગ આ રહ્યો ત્હેને વનનાં આમંત્રણોનો ભ્રમ થાય છે. વનના જીવનની ત્હેને જુદી ઝાંખી થાય છે. ત્હેને લાગે છે કે

મ્હારા આયુષ્યનો અવશેષ
શિખરે ને વગડે વસે.

ત્હેને થાય છે કે ત્હેનું જીવન હવે વગડામાં છે. ત્હેના ભાવિનું ત્હેને વિશાળ દર્શન નથી થતું પણ ભૂલાવો ખાઇને તે ઝાંખુ ઝાંખું જ દેખે છે. કારણ ? એ ત્હેનો જીવન પ્રદેશ નથી. એ પોતાના સ્ત્રીત્વની સ્હામે જ બંડ ઉઠાવે છે. એ પોતાના રાસમાં તાલભંગ કરવા માગે છે. જયન્ત બધું જૂએ છે ને ત્હેને સ્હમજાવે છે ને વારે છે

નથી જીવનનો બોલ જયા ! એ,
નથી ટહુકો એ આત્મનનો
નથી ઉરઝરણાં, એ ભ્રમરમણા.
એ ઘોર ધ્વનિ કંઇ વનવનનો.

જયન્ત કહે છે, જયા ! **એ જીવનનો બોલ નથી,** માટે ન જા. પણ જયાએ ન માન્યું ને તાલભંગ કર્યો એટલે એ 'ભ્રમરમણા'માં ફસાઇ ગઇ ને દુઃખી થઈ ને જ્યારે "આવ્યાં ત્યારે આદર ન દીધાં" ત્હેના પસ્તાવાથી "છાતલડી દાઝી" ત્યારે વળી ત્હેની સ્ત્રી ચૈતન્યની ચીનગારી પરથી રાખ ઉડી ને એ પ્રોજ્જ્વલ થઇ. "રસના ઉપાસકની એ રસિકા" "વ્હાલમની જોગણુ" બનીને "દિલમાં છે ત્હેને દુનિયામાં શોધવા" ચાલી."'ભ્રમરમણા'માં ભૂલી પરેલી જયા પાછી સાન આવતાં જીવનનાં ગાન ગાતી જીવનરસિક સ્ત્રી જ રહી; ને તે છેવટ સુધી "જગની જાહ્નવી"નાં ગાન ગાય છે.

ફ્ક્ત એક વાત રહી જાય છે. ઘણુંને જયાનું બ્રહ્મચર્યવ્રત ખૂચે છે. સ્ત્રી બ્રહ્મચારિણી? એ તે કેમ બની શકે! જાણે સ્ત્રી માટે તો વિલાસ જ સરજાયો હશે! આપણી એ કેટલી મુર્ખ માન્યતા છે? પુરુષ બ્રહ્મચારી હોઇ શકે ને સ્ત્રી ન હોઈ શકે એ માન્યતા કુદરતની દૃષ્ટિએ પણ કેટલી મૂર્ખ છે! સ્ત્રી એ Passive તત્વ છે તો એનામાં જ વધારે સંયમનો સંભવ હોઇ શકે. એ જ ઓછે કષ્ટે બ્રહ્મચર્ય પાળી શકે. એને નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવું હોય તો પુરુષ કરતાં વધારે સુલભ છે. તો પછી જયાનું બ્રહ્મચર્ય શા માટે અમાનુષ લાગવું જોઇએ! અલબત, વિરલ સ્ત્રી-પુરુષો જ એટલો સંયમ કેળવી શકે છે અને આપણે પ્રથમ જ કહેલું છે કે જયા આદર્શ છે, એ વિરલ છે. એને માટે નૈષ્ઠિક બ્રહ્મચર્ય સુલભ છે. અને તે એને માટે જ છે. એ બીજાને માટે એ વ્રતની આવશ્યકતા નથી જોતી. અને નૈષ્ઠિક બ્રહ્મચર્ય એટલે વૈરાગ્ય નહિ જ.

"નરલોકની નૈષ્ઠિક બ્રહ્મચારિણી" ભગવતી જયાનું મ્હને સૂક્ષ્મ રીતે દર્શન થાય છે. ત્હેણે ભગવાં વસ્ત્રની કફની નથી પ્હેરી. ત્હેણે આંખેરા રંગનો સાળુ પ્હેર્યો છે. ત્હેના વદનમાં બ્રહ્મચર્યનું તેજ ને પ્રસન્ન ચારિત્ર્યનું વર્ચસ ઝગઝગે છે. ત્હેની આંખમાં લજ્જા છે, સાધુતા છે, જીવનની રસિકતા છે. મુખ ઉપર શુષ્કતા, નિષ્ક્રિયતા ને વૈરાગ્ય નથી. એનું અંતર કેં ને કેં સંગીત ગુંજી રહ્યું છે. એના ઉલ્લાસથી ત્હેનું મુખ પ્રફુલ્લ છે. એમ એ પ્રફુલ્લ વદને જીવનનાં ગીત ગાય છે. "ગુજરાતણ એટલે જગતનું ધ્વનિકાવ્ય" એ કવિની ઉક્તિ પ્રમાણે ધ્વનિકાવ્ય જેવી એ બેઠી છે. કેટલાક એને સ્હમજી શકે છે, કેટલાક એને નથી સ્હમજતા.



# પ્રેમનો પ્રભુ

લલિત

[ જર્મન મહાકવિ ગેટેના ફાઉસ્ટ નાટકના પ્હેલા ભાગમાંથી ગુજરાતી અનુવાદ. ]

## મર્થાનો બગીચો

માર્ગેરેટ અને ફાઉસ્ટ

મા —મને કોલ આપ, હીનરીચ !

ફા —અને તેટલો કોલ તો હુ આપું.

મા —મને કહે જોઇએ, તારો ધર્મ સંબંધી શો ખ્યાલ છે ભલા ? તું તો ભલો ને માયાળુ પુરૂષ છે. છતાં ધારૂં છું કે તે સંબંધે તુ બેદરકાર લાગે છે.

ફા —પ્રિય બાલા ! હું તને ચ્હાઉં છું તેટલું બસ છે. તને પણ તેનો લાગે છે. હુ જેને ચ્હાઉં તેની ખાતર મારૂં જીવન, મારૂં લોહી પણ કુરબાન કરૂં. પણ કોઇ પુરૂષ તેની ધર્મશ્રદ્ધા કે તેનો પંથ ન છોડે.

મા —તેજ યોગ્ય નથી, આપણે તો ધર્મને માનવો જોઇએ.

ફા —એમ જ કે ?

મા —અરેરે ! કોઈ રીતે તને ધર્મમાં વાળી શકું તો કેવું સારૂં પવિત્ર ધર્મ વિધિને તું માનનો નથી !

ફા —હું તેને સન્માનું છું જ.

મા —છતાં તું તેમાં ભાગ લેવા ઉત્સુક નથી લાગતો. દેવળની સંઘપ્રાર્થનામાં તું કદી નથી જતો. તું પ્રભુનેય માને છે ખરો !

ફા —મારી પ્રિયતમા ! કયો માનવી કદી શકે જ કે હું પ્રભુને માનું છું. કોઈ પણ પાદરીને કે સાધુસંતને પૂછી જો—નો બતાવશે કે પૂછનારની મશ્કરી જેવોજ જવાબ છે.

માર્ગેરેટ—ત્યારે તું નથીજ માનતો ને !

ફાઉસ્ટ—અરે ઓ હસમુખી દેવદૂતી! એ સમજ ન બન. અનામી પ્રભુને નામ પણ કોણ જ આપી શકે? તેને હું માનું છું એમ પણ કોણ પુકારી શકે? જે કોઈને વજ્ર જેવું દૃઢ વક્ષ-સ્થળ છે તે પણ કહી શકે ખરો કે હું પ્રભુને માનતો નથી? અગર કે–સર્વને બાંથ ધરનાર, સર્વને આધાર આપનાર પ્રભુ, તને અને મને, જાતે સ્હાઇ રહ્યો નથી? સ્વર્ગીય ગગનનો ઘુમ્મટ શું આપણી ઉપર નથી ઝઝૂમતો કે? આપણા પગ નીચેજ શું પૃથ્વી સ્થિર નથી લાગતી કે?

સનાતન તારા શું ગગનમાં હસતી નજરે નથી ઘૂમતા કે?
આંખે આંખ મીલાવીને શું હું તને નથી જોઇ રહેતો કે?
તારાં મનોહૃદયમાં બધે મન્થન નથી ઉછળતાં કે?

અનંત અન્તર્યામીમાં, અગમ્ય વસ્તુઓ, તારી આસપાસ, પ્રદર્શન રૂપે પ્રકટ સરી જતી નથી કે?

એ બધું તો અતિ મહાન છે છતાં તારૂં હૈયું તેમાંથી ભરી લે. અને તને એમ લાગે કે તું તેથી પૂરી કૃપાંકિત છે ત્યારે તને ગમે તેવું નામ તેને આપજે. પછી ભલેને તેને એમ કહીને બોલાવ જેને–કે–તું સુખાનંદ! તું હૃદય! તુ પ્રેમ! તુ પ્રભુ!

પ્રભુને માટે મને નામ જ સુઝતુ નથી.
સર્વમાં સર્વ લાગે તેજ પ્રભુ!
નામ? નામ તો માત્ર અવાજ છે–વરાળ છે સ્વર્ગના પ્રકાશ ફરતી ધૂમસ છે!

માર્ગરેટ—એ તો બધું સુંદર ને સારૂં જ લાગે છે. તું જે કહે છે તે–પાદરીઓ બીજા બોલમાં જે કંઇ કહે છે તેવું લગભગ છે.

ફાઉસ્ટ—બધે સ્થળે જ્યાં આકાશની દિવ્યદ્યુતિ ઝગમગી રહી છે ત્યાં સર્વ હૃદયો એમ જ કહે છે. ને દરેક પોતપોતાની વાણીમાં. તો પછી હું પણ મને ગમે તેમ જ કેમ ન કહું?



# પચાસ વર્ષ પછીની એક શાળા

વૈષ્ણવ

( અક્ષર શિક્ષણ માટે આ લેખમાં વર્ણવેલું સાધન અશક્ય નથી. લેખમાં તેનું વર્ણન સાદું જ આપ્યું છે. રચનામાં થોડો ફેરફાર કરવો પડે; લેખકની પાસેથી વધારે વિગત મળી શકે તેમ છે. પિન બોક્સ બે જોઇએ; અને સ્વર અને વ્યંજન જૂદા રંગથી ચીતરવા જોઇએ. સાદા અક્ષરનો ઉચ્ચાર કાઢવો હોય ત્યારે એક જ પિન વપરાય. પણ બારાખડીના અક્ષરોચ્ચાર માટે બન્ને પિન સાથે વાપરવી જોઇએ; જેમકે કી ઉચ્ચાર કરાવવા માટે એક પિન ક ઉપર અને એક ઈ ઉપર સાથોસાથ લગાવવાથી કી ઉચ્ચાર નીકળે )

અમે બરોબર બપોરે પહોંચ્યા. મોન્ટેસોરી પદ્ધતિને મળતી પદ્ધતિ અમને જણાઇ. છતાં કેટલાક દેખીતાજ ફેરફારો જોવામાં આવ્યા. વ્યવસ્થિતશાળા કરતાં વ્યવસ્થિત ઘરને વધારે મળતું તે શાળાનુ વાતાવરણ હતું. બાળકો બહુ આનંદમાં હતાં. કેટલાક ફેરફારો તો ખાસ ધ્યાન ખેંચે તેવા હતા. તેમાં જે જોઇને અમને ખાસ મજા પડી તે આ છે.

એક દિવાલ પાસે બે ચાર બાળકોનું ટોળું હસાહસ કરતું ઉભું હતું. વચમાં વચમાં ટોળા-માંથી એક બે જણ મૂળાક્ષરોમાંથી કોઇ કોઇ અક્ષરોના ઉચ્ચાર કોઇ વખત મોટેથી તો કોઇ વખત ધીમેથી એમ ગમ્મત અને તોર પ્રમાણે ઉચ્ચારતા હતા. વચમાં વચમાં તે અક્ષરોનો અતિ કોમળ ઉચ્ચાર અમારા કાનને ચમકાવતો. તે બાળકના સ્વર જેવો છતાં વધારે પડતો કોમળ હતો. આ સ્વર જે અક્ષરો ઉચ્ચારે તેને બાળકો અનુસરતાં અથવા બાળકો જે અક્ષર ઉચ્ચારે તેને આ સ્વર અનુસરતો અથવા વધારે ચોક્કસાઇથી કહીએ તો આમાં અનુસરવા કરતાં ચાળા પાડવાપણું વિશેષ લાગતું

આ બધું શું છે તે જાણવાનું અમને સહજ કુતુહલ થયું; અને અમે તે ટોળા પાસે ગયા.

જોયું તો ત્યાં દિવાલ ઉપર દિવાલે ટાંગવાના મોટા ગોળ ઘડીઆળ જેવું કંઇક લગાવેલું હતું. પણ તે ઘડીઆળ ન હતું. તેનો ચાંદો કાળો ચકચકતો હતો. જાણે કે ગ્રામોફોનની મોટી રકાબી. ચાંદા ઉપર ઘડીઆળના આંકડાને બદલે મૂળાક્ષરો તથા એકથી નવ સુધીના આંકડા સફેદ રંગથી ચીતરેલા હતા. અને દરેક અક્ષર નીચે એક એક ગોળ નિશાની કરવામાં આવી હતી. આ વિચિત્ર ઘડીઆળની સાથે વિજળીના તારથી ગ્રામોફોનની પિનબોક્સ જેવું કંઇક લટકાવેલું હતું. પિનબોક્સની એક બાજુ પિન હતી અને બીજી બાજુ એક નાજુક રીસીવર હતું.

આ આખા યંત્રનું નામ અક્ષરફોન હતું એમ અમે પાછળથી જાણ્યું.

કોઈ પણ અક્ષર નીચે કરેલી ગોળ નિશાની ઉપર પિન લટકાવતાં તે યંત્ર તે અક્ષરનો મધુર ઉચ્ચાર કાઢતું. જે અતિ કોમળ સ્વરના અક્ષરોચ્ચાર અમે શરૂઆતમાં સાંભળેલા તે આ અક્ષરફોનના હતા. આવા મધુર અને કોમળ ઉચ્ચારો સાંભળી અમને ઘણો આનંદ પડયો. બાળકો તો તે સાંભળવા પાછળ ગાંડાજ બને અને અક્ષરફોનની પત્તર આણી નાખે એમાં શી નવાઇ?

બાળકોની રમત ભાતભાતની થતી.

કોઇ વાર ગમે તે અક્ષર ઉપર પિન મુકી જે અક્ષરોચ્ચાર તે યંત્ર કરે તે બાળકો સાંભળતા અને તેના ચાળા પાડતા. પિનને વધારે યા ઓછા જોરથી અગર એકદમ વારંવાર લગાવવાથી ભાતભાતની ઢબે તે ઉચ્ચાર કઢાવી શકાતો. ઉચ્ચારની આ વિવિધતા બાળકને અનુકરણ કરવા માટે ભારે ઉત્તેજક નિવડતી.

બીજી રમત આવી હતી. અમુક અક્ષર ઉપર પિન મુકવાથી કયો ઉચ્ચાર થશે તે બાળકો અગાઉથી જાહેર કરતાં. શરત બકવામાં જે મજા પડે છે તેવીજ મજા આમાં આવતી. પોતાનાં અનુમાનો જાહેર કરી દીધા પછી એક જણ તે અક્ષર ઉપર પિન લગાડવા પિન બોકસ ઉચકતો કે તરત જ બધાં એક કાન થઈ જતાં. અગાધ શાન્તિ ઘડીભરમાં ફેલાઈ જતી. અને જેવી પિન લાગી ને યંત્રમાંથી ઉચ્ચાર નીકળ્યો કે તુરત જ લગભગ તેની સાથોસાથ જેમનું અનુમાન ખરૂં પડયું હોય તે બાળકો તે ઉચ્ચાર બોલી ઉઠતાં અને ફુલાઇ વારંવાર તે ઉચ્ચાર રટતાં. ત્યાં તો બીજું અનુમાન કરવાની દરખાસ્ત આવતી અને તુરત જ પાછી શાન્તિ ફેલાતી.

ત્રીજી રમત આવી હતી. અમુક અક્ષરોચ્ચાર થાય તે અક્ષર ઉપર પિન મુકવાના વાર કરવામાં આવતા. એક બાળક જે ઉચ્ચાર કાઢે તે ઉચ્ચારવાળા અક્ષર ઉપર બીજાએ પિન લગાવવાની હતી. પહેલા બાળકના મોઢામાંથી ઉચ્ચાર પડવાની સાથેજ તે અક્ષર ઉપર પિન લગાવી દેનાર બાળક પોતાની હુશિયારી માટે મગરૂર થતું. આવી ત્વરા શ્રોતાને પણ લાભદાયી નીવડતી. કારણ કે બાળકનો ઉચ્ચાર અને તુરતજ તેનો કોમળ પડઘો કર્ણપ્રિય થઇ પડતો. જ્યારે દરખાસ્ત કરેલા ઉચ્ચારના અક્ષરને બદલે બીજા અક્ષર ઉપર કોઈ બાળક પિન મૂકી દેતું અને જુદોજ ઉચ્ચાર નીકળતો ત્યારે ભારે હસાહસ થઇ રહેતી.

અક્ષરફોનની એક જુદી જ જાતની પણ રમત રમાતી પણ તે મોટા બાળકો જ રમતા.

ટાઈપરાઈટર કે હારમોનીયમ ઉપર જે ઝડપથી આંગળી ચાલે છે તે ઝડપથી અક્ષરફોન ઉપરના જુદા જુદા અક્ષરો ઉપર પિન ફેરવી યંત્ર પાસે આખી લીટીઓ અને વાકયો બોલાવવાની આ રમત હતી. જ્યાં આખા વાકયો યંત્ર પાસે બોલાવતાં અમે સાંભળ્યાં ત્યાં મગ અને મઠ જેવા શબ્દો બોલાવી શકાય એ વિષે અમને શંકા ન રહી.

આ જોયા બાદ અમે શિક્ષકની મુલાકાતે ગયા. તેમની સાથે થોડી વાતો કરી અને કહ્યું અક્ષર શિક્ષણની તમે ઠીક યુક્તિ શોધી કાઢી છે. આવું સાધન હોય તો અક્ષર શિક્ષણની બલા જાય.

તેમણે કહ્યું હું શિક્ષણમાંય નથી માનતો અને તેની યુક્તિમાંય નથી માનતો. બાળકોને રમવા સરજ્યાં છે. ભણાવવા નહિ. રમત એજ તેમનું કુદરતી શિક્ષણ છે. તેમને માટે જે કુદરતને આવશ્યક લાગે છે તેની ઝંખના તેમને થાય છે. અને તેઓ તે મેળવે છે. શીખવવા માટે જે કુદરતને આવશ્યક લાગે છે તેની ઝંખના તેમને થાય છે અને તેઓ તે મેળવે છે. શીખવવામાં પાપ છે. સત્ય અને કુદરતમાં યુક્તિને સ્થાન કેવું? અક્ષરફોનને તમે યુક્તિ કહો છો તે સાંભળી મને ઘણું

મારૂં લાગે છે. તે કુદરતી શિક્ષક જ છે. બાળકોને ફોસલાવી, બોળવી, લલચાવી કે ધમકાવી કદી અક્ષરજ્ઞાન વાપરતાં કરવામાં આવતાં હોય તો તમે મુક્તિ જરૂર કહી શકત. પણ હું તો તે યંત્ર પાસે જતો નથી તેમ તેનું નામ પણ કદી લેતો નથી. વળી તમે અક્ષર શિક્ષણની બલા કાઢવાની વાત કરો છો. અક્ષર શિક્ષણ બલા નથી પણ આ જમાનાની એક કુદરતી હાજત છે. બલા જો કોઇ હોય તો તે બાળક પ્રત્યેની આપણી બેદરકારી છે. ભક્તિહીનતા છે. નહિતર દુનિયામાં આટ-આટલી શોધો થઇ રહી છે ત્યારે બાળકનો કોઈ પુજારી ન નીકળે કે જે બાળશિક્ષણને બાળક કોઇની મદદ વિના પોતાની જાતેજ રમતમાં મેળવી લે એવા સાધન બનાવે ?

અમે કહ્યું માફ કરો. આપ તો ઋષિ છો. આપને અમે ન સમજી શકીએ, એ સ્વાભાવિક છે, તેમણે સ્મિત કર્યુ અને અમે વિચાર કરતા પાછા ફર્યા.

આવી શાળા આપણે આંગણે ક્યારે !



# સ્ત્રીઓનું સ્વાતંત્ર્ય

સૌ. લીલા મુનશી

એક વાર કોઈકે વાત કરતાં કરતાં ઉચ્ચાર્યું " આ અભાગીઓ દેશ... ! "

આ અર્ધું વાક્ય મને ઘણા દિવસે કોણ જાણે ક્યાંથી યાદ આવે છે. ને તે વાત ચિત્તમાં આ દેશને અભાગીઓ ગણવાનું કારણ આમ કંઈક અપાએલું સાંભરે છે. " જે દેશની લગભગ ત્રણ ચતુર્થાંશ વ્યક્તિઓ નિરાધાર ને બંધનમાં પડી હોય તે દેશને અભાગીઓ નહીં તો બીજું શું કહેવાય ? "

આપણે બીજો બધાની વાત છોડી દઈએ ને માત્ર દેશની અર્ધી વસ્તી સ્ત્રીઓનીજ વાત કરીએ. એમને બંધનોમાંથી મુક્તિ ક્યારે મળે એમ છે ? "સ્વાતંત્ર્ય એ મારો જન્મસિદ્ધ હક્ક" છે એવું કહી શકે એવી કેટલી સ્ત્રીઓ આ દેશમાં જડે તેમ છે ? આ દેશમાં તો બે હજાર વર્ષો પુર્વેના આદર્શોની માત્ર વાતો જ કરનારા ખરા આદર્શ વાદીઓ લેખાય છે; અને ખરાં જીવનો તો હેતુ વગર આમ તેમ ભટકવામાં પુરાં થાય છે. નવા આદર્શોમાંથી પ્રેરણાને જીવનને વણાવી દેવું કોઈને પાલવતું નથી.

' આખા ગુજરાતમાંથી સ્ત્રી-સ્વાતંત્ર્યનો આદર્શ લઈ માત્ર હજાર સ્ત્રીઓ નીકળે તોએ એક દશકામાં તો આખા ગુજરાતની સ્થિતિ ફરી જાય. એ સ્વાતંત્ર્ય તે માત્ર ફરવા હરવાનું, બોલવા ચાલવાનું કે ખાવા પીવાનું નહીં. જોકે આ દેશમાં જ્યાં ઘુંઘટપટમાંથી તીરછી આંખે જોવાની ફરજ સ્ત્રીઓને પડતી હોય. જ્યાં સગા ભાઈની સાથે પણ વાત કરવાને માટે સાસરીઆની રજા લેવી પડતી હોય; અને જ્યાં પુરૂષોનું વધેલું, વાસી કે ટાઢું ખાવાનો ચાલ હજુએ લગભગ એંશી ટકા ઘરોમાં ચાલતો હોય ત્યાં તો એવા સ્વાતંત્ર્યને માટે પણ પ્રયાસ કરવો પડે. પણ એનો અર્થ સ્વાતંત્ર્ય નથી. એનો માત્ર ઢોરમાંથી માણસ બનવાની વાત છે. ખરા સ્વાતંત્ર્યનો અર્થ તો જુદા પ્રકારનો છે. એ સ્વાતંત્ર્ય તો માણસને યોગ્ય રીતે સારાસારનો સ્વતંત્ર વિચાર કરવાનો અને બીજાને હાનિ કર્તા ન હોય ત્યાં પોતાના વિચાર પ્રમાણે વર્તવાનો હક્ક આપે છે. આવું સ્વાતંત્ર્ય તો નિર્ભય રીતે પ્રાપ્ત કરવું જ રહ્યું. પછી તે પુરૂષને હોય કે સ્ત્રીને.

સ્ત્રીઓને સ્વતંત્રતા મળે તો તેનો તેઓ દુરૂપયોગ કરશે એમ કેટલાક કહે છે. જ્યાં સ્ત્રીઓને ખોટી છુટ છે ત્યાં તેઓ બધી તેનો દુરૂપયોગ કરે છે ! એમની માન્યતા જ્યાં એવી છુટ નથી

હોતી તેનાથી ઉતરતા પ્રકારની છે કે ચઢતા પ્રકારની. જેટલાં અજ્ઞાન અને કાયરતા આ દેશના સ્ત્રીવર્ગમાં જડે છે તેટલા આજના કોઈ સ્વતંત્ર દેશની સ્ત્રીઓમાં જડશે ખરા ! માત્ર સ્ત્રીઓજ નહીં પણ પુરૂષોમાંએ ફરજમાંથી મુક્તિ મેળવવાના જેટલા બહાના આ દેશમાં શોધાય છે, નાના કે મોટા પ્રસંગોએ નીર્બળતાથી ખસી જઈ બીજાને માથે બધો બોજો મુકવાની જે ઉતાવળ આપણા દેશમાં દેખાય છે તે સ્વાતંત્ર્યના ભાનવાળા દેશના પુરૂષોમાં કયાંયે દેખાશે ?

ત્યારે શા માટે બધા સ્વાતંત્ર્યને નામે-ખાસ કરીને સ્ત્રી-સ્વાતંત્ર્યને નામે ભડકે છે ? કોઈ પણ વસ્તુનો દુરૂપયોગ ક્યારે થાય ? જે વસ્તુ પોતાની છતાં પોતાની પાસે ન હોય તે વસ્તુ માણસને ગમે તેમ કરીને મેળવવાની ઇચ્છા થાય, ને તેમ કરતાં કોઈ માર્ગ ભૂલે પણ ખરા. એજ વસ્તુ પોતાની પાસે હોય ત્યારે માણસ એનો નકામો ઉપયોગ કરવાનો ભાગ્યે જ વિચાર કરે છે. ઘરના બારણા બંધ હોય ત્યારે ઘરમાં બેસતાં માણસને અકળામણ આવે છે, પણ ખુલ્લાં હોય અને જવા આવવાની છુટ હોય ત્યારે વગર કારણસર કોઈ ઘર બહાર જાય છે ખરૂં !

પ્રમાણિક નિર્ભયતાનો ગુણ સ્ત્રીઓએ કેળવવો જ રહ્યો.



# કેટલાક પત્રો

નોંધઃ—

કેટલાક પત્રોમાંથી તારણરૂપે આ લેખ પ્રસિદ્ધ કરતાં હું હંમેશાં અચકાયો છું; કારણ આ પત્રો સતત મનનને પરિણામે લખાયેલા નહતા, પણ ૧૯૨૭ના નવેમ્બર તથા ડીસેમ્બર માસનાં નવજીવન વાંચવાથી તથા ગાંધીજીની આત્મકથા અને તેની પ્રસ્તાવના વાંચવાથી હૃદયમાં અમુક ભાવનાઓ થઇ; આ ભાવનાઓ ગાંધીજીના અસહકાર વખતેના 'નવજીવન' તથા તેમનાં બીજા પુસ્તકો વાંચવાથી થયેલી નહિ; આ ભાવનાઓથી ઉત્પન્ન થયેલા વિચારો વડે જીંદગીને નવી દૃષ્ટિએ જોવા માંડી અને તે વિચારો ૧૯૨૮ ના જાન્યુઆરીથી મે સુધીમાં લખાયેલા આ પત્રોમાં મુકાય છે. આથી પત્રોના વિચારોમાં કચાશ હોવાનો પુરો સંભવ છે. મારી તો આ પત્રો પ્રસિદ્ધ કરવાની હજી પણ ઇચ્છા થતી નથી, પણ જે વ્યક્તિ પર આ પત્રો લખાયેલા તેના આગ્રહને વશ થઇ તેમાંથી તારવીને આ લેખ પ્રસિદ્ધ કરવાનું મે કબુલ્યું છે. આમાં દર્શાવેલા વિચારો ફક્ત મારા તરંગો પણ હોય, પણ લખ્યા પછી એક વર્ષે તેમ ન લાગવાથી તેને છપાવવાની હિંમત કરી છે.

(૧)

"સત્યના પ્રયોગો" અંગ્રેજીમાં મળ્યા છે. "The Story of my Expts. with Truth" "Autobiography" કરતાં વધારે શોભે છે.

(૨)

ગાંધીજી વિષે મારો પ્રેમ વધતો જાય છે; મને તે જગદ્‌ગુરૂ તરીકે દેખાય છે. તેમનામાંથી હું પ્રેરણા મેળવી રહ્યો છું અને તેમના તરફથી વધુ મેળવવા પ્રયત્ન કરી રહ્યો છું.

(૩)

સત્ય-પ્રેમ-અહિંસાને અમલમાં મુકવા પ્રયત્ન કરી રહ્યો છું. આ પ્રયોગો કેટલા અઘરા છે તે ગાંધીજીના સરળ વૃત્તાંતથી સમજાય નહિં; પણ જરા પ્રયત્ન કરવાથી સમજાય છે. સારી દુનીઆ માટે એક પ્રેમ ધરાવવો-અને માતાનો બાળક પ્રત્યેનો પ્રેમથી પણ ઉચ્ચ કોટિનો-એ ગાંધીજીને સાધ્ય છે. બીજા કોને હશે? ગાંધીજીમાં હું કૃષ્ણ-બુદ્ધ અને ક્રાઇસ્ટ જોઇ રહ્યો છું. ત્રણે એકજ હતા, છે, અને રહેશે. મને તે ગાંધીજીમાં દેખાય છે; આ અંધ શ્રદ્ધા નથી પણ મનનનું પરિણામ છે. મારી નબળાઇઓ તથા દુર્ગુણો મને તેમની પાસે જતા અટકાવે છે, પણ મને તેની ક્યાં દરકાર છે? તેમનો પ્રેમ મને બચાવવાનોજ એટલે મારે તો પ્રયત્ન કરવાનો.

(૪)

ગયા પત્રમાં મેં તને લખ્યું કે મને ગાંધીજીમાં કૃષ્ણ, બુદ્ધ અને ક્રાઇસ્ટ દેખાય છે, તે પહેલાંના પત્રમાં મેં તેમને જગદ્‌ગુરૂ કહ્યા હતા. આ પત્રમાં તે વિષે સ્પષ્ટ વિચારો જણાવવા માંગું છું. ગાંધીજી અવતાર છે-નહિં-હોઇ શકે-નહોઇ શકે તેની મારે ચર્ચા કરવી નથી. તે મારી શક્તિની બહારની વાત છે. વળી તેઓ સાધારણ મનુષ્યમાંથી આ સ્થિતિએ પહોંચ્યા છે જ્યારે ઉપર કહેલા ત્રણ મહાત્માઓ-અવતારો પહેલેથીજ વધુ ઉચ્ચ કોટિના હતા. વળી ગાંધીજીમાં હજુ કદાચ અપૂર્ણતા જોઈ શકાય તેમ છે. મને તે દેખાતી નથી. મારે તે શોધવી પણ નથી. મારે તો ફક્ત "તેઓમાં મને કૃષ્ણ-બુદ્ધ અને ક્રાઇસ્ટ દેખાય છે" એવું કેમ લખું છું તે સ્પષ્ટ કરવું છે; તે સિદ્ધ કરવું કે સાબીત કરવું તે કામ મારા ગજા ઉપરાંતની વાત છે. તેમને "અવતાર" હું કહેતો નથી; તેમને જગદ્‌ગુરૂ મારે સ્થાપવા નથી; તેમનામાં જે મને દેખાય છે તે મારે તને કહેવું છે.

હવે તેમનામાં "કૃષ્ણ" ક્યાં છે તે કહું. કૃષ્ણનો સંદેશો હું સમજ્યો છું તે પ્રમાણે "કર્મ"નો છે. ગીતાનો આ સંદેશો કૃષ્ણના સંદેશાનું તત્વ છે. ગાંધીજીથી વધુ મોટા કર્મયોગી મેં જોયો જાણ્યો નથી.

બુદ્ધ શબ્દ અહિંસા સાથે મળી ગયેલો છે અને અહિંસાનો અર્થ ગાંધીજીથી વધુ સારી રીતે કોણ સમજાવી શકે? તેમનાથી તેનું વધુ યથાર્થ પાલન કરેલું છે? અહિંસાનો સંદેશો દુનીઆને તેઓએ સૌથી ઉત્તમ રીતે આપ્યો છે.

ઇસુખ્રિસ્ત એટલે પ્રેમ; અને જેમ બુદ્ધમાં પ્રાણી માત્ર પર દયાભાવ રહ્યો હતો તેમ ઇસુ તેવોજ ઉચ્ચ અને વિશ્વમય પ્રેમ હતો; ગાંધીજીમાં આ વિશ્વમય પ્રેમ વિદ્યમાન છે અને ઇસુના પ્રેમ[૧] જેવો અને જેટલોજ તે શુદ્ધ છે.

૧ અહિંસા પ્રેમ વિના ટોગ નહિં તથા પ્રેમમાં અહિંસાને અવશ્ય સ્થાન છે તે આ લખતી વખતે ધ્યાનમાં રાખ્યું હતું.

સત્ય ( કર્મ ), અહિંસા અને પ્રેમ અથવા

सत्यान्नास्ति परो धर्मः ।
अहिंसा परमो धर्मः ।
Love is God.

આ ત્રણે તેમનામાં પ્રત્યક્ષ છે. આનો તેઓ ઉપદેશ કરે છે તેટલુંજ નહિં પણ જીંદગીમાં સંપૂર્ણ રીતે મુકવાનો તેમણે પ્રયત્ન કર્યો છે અને મારા હૃદયને તે પ્રયત્ન સફળ થયો લાગે છે.

જેનામાં આટલું બધું છે તેની અપૂર્ણતા મારા જેવાથી કેવી રીતે જોઇ શકાય ? ઇશ્વરકૃપાથી મને તે જોવાની ઇચ્છા પણ નથી. આ કરવા જતાં હું "વમળ"માં પડત. તેમની રાજકીય ફીલસુફી–સામાજીક ફીલસુફી તપાસવા હાલ ઇચ્છા નથી............હા, હું કબુલ કરૂં છું કે સ્થુલ શરીરને લીધે તેમની શક્તિને હદ હોય છે પણ તેવી સીમાઓ મારે શા માટે આંધવી ? હું તો ભક્ત થવા ઇચ્છું છું એટલે મારે તુલના શાને કરવી ?

આ બધું લખ્યું: હવે તે પુરૂં કેમ કરવું ? આ દૃષ્ટિએ તેં ગાંધીજીને જોયા ન હોય તો જોવા પ્રયત્ન જરૂર કરજે.

( ૫ )

ઘોડા વખતથી તને હું ગાંધીઘેલો લાગતો હોઇશ. પણ તેમ હોય તો પણ શું ? જેનામાં ઇશ્વરનું પ્રતિબિંબ દેખાય તેની પૂજા કરીએ–અરે તેને ઇશ્વર માનીએ તો શું ખોટું ? જીંદગીમાં મનુષ્યને આનંદ, શાંતિ તથા પ્રોત્સાહન જોઇએ; ગાંધીજીમાંથી મને તે મળી રહે છે; તો હું તેમને દેવ કેમ ન માનું ? કૃષ્ણ, રામ, ક્રાઇસ્ટ, બુદ્ધ, મહમ્મદ બધા મનુષ્ય મનાયા છે, દેવ પણ મનાયા છે. ગાંધીજીને જેવા માનવા હોય તેવા માનવાનો મારો હક છે. બીજાઓને મનાવવા હું પ્રયત્ન કરવાનો નથી.

( ૬ )

હું ગાંધીજીનો ભક્ત છું પણ દરેક વાત તેઓ કહે છે તે સત્ય છે એમ માનનારો નથી. તેઓ કહે અગર નહિં પણ સત્ય સત્યજ રહેવાનું; પણ જે વાત સત્ય તરીકે હૃદય સ્વીકારે છે અથવા અનુભવથી સત્ય લાગે છે તેવી બધી વાતો મને ગાંધીજી તરફથી મળી છે.

મારા મનથી ઇશ્વર અને ગુરૂ શબ્દો લગભગ એકજ અર્થવાળા છે; વિવેકાનંદે ગુરૂને ઇશ્વરનું પ્રતિબિંબ કહ્યા છે. ખ્રિસ્તિ ધર્મમાં જગદ્‌ગુરૂને ઇશ્વરનો પુત્ર કહ્યો છે.

જે દિવસે ગાંધીજીને ગુરૂ તરીકે સ્થાપવા લાયક બનીશ તે દિવસથી મારી જીંદગીને ધનભાગ્ય માનીશ.

## ( ૭ )

થોડા વખતપર ઇશ્વરના અવતારો ઐતિહાસિક બનાવો નથી એમ ગાંધીજીની માન્યતા જોઇ તને કદાચ નવાઇ લાગશે. ગાંધીજી આ વિષયપર પોતાના વિચારો સ્પષ્ટ કરે એ ઇચ્છવા જોગ છે. પણ જો તેમ ન થાય તો મારે મારા વિચારો સ્પષ્ટ કરવા જોઇએ. આ પત્રમાં તેમ કરવા પ્રયત્ન કરૂં છું.

મેં લખ્યું હતું કે મને અત્યારે ગાંધીજીમાં ઇશ્વર દેખાય છે. મને યાદ આવે છે કે મેં એમ પણ લખેલું કે આપણામાં અત્યારે ઇશ્વરને સાક્ષાત્કાર જોવાની શક્તિ નથી માટે તેનું પ્રતિબિમ્બ જોઇ સંતોષ માનવાનો અને તેને માર્ગદર્શક તથા દિશાસુચક ચિન્હ ગણી ઇશ્વરના સાક્ષાત્કારને માર્ગે આપણે વળવાનું.

ઇશ્વરની લીલા આપણા બધામાં છે. આપણામાં તેજ આત્મા છે પણ સ્થુલ દેહના પડમાં આત્મા એટલો જકડાઇ ગયેલો છે કે તેની શક્તિની આપણને ખબર પડતી નથી. જીંદગીનું રહસ્ય આપણને સમજાતું નથી. અજ્ઞાનના પડોમાં આપણે દબાયેલા છીએ.

ગાંધીજીએ આ પડો ઉકેલ્યાં છે અને તેથી તેમનો આત્મા નિર્મળ દેહમાં છે અને તેટલે તેમનામાં ઇશ્વરનું પ્રતિબિંબ જોઈ શકાય છે. દરેક જણ પોત પોતાની શક્તિ પ્રમાણે તે આત્મા–મહાત્મામાંથી પોતાને જોઇતી મદદ મેળવી લે.

જીંદગીમાં આપણે બધાં સુખ ઇચ્છીએ છીએ! પૈસા–સત્તા વગેરેથી મળતાં સુખથી આપણને સંતોષ થતો નથી. વળી તેમાં સ્થાયીપણું જરાય નથી. સદા સાથે રહે તેવું ચિર સુખ આપણને જોઇએ અને તે માટે આપણા બધાંનો પ્રયત્ન છે. જેઓ હજી પૈસા તથા સત્તાની શક્તિમાં માને છે તેઓ તે મેળવવા માટે મહેનત કરે છે.

કાળે કરીને–કદાચ એકથી વધુ જીંદગી પછી સમજાય છે કે આ સત્તા ક્ષણભંગુર છે; તદન બનાવટી છે. આપણે તેને માયા કહેતાં શીખીએ છીએ અને પૈસા–કીર્તિ–સત્તાથી અસંતોષ પામી “ બીજું કાંઇક ” મેળવવા પ્રયત્ન કરીએ છીએ.

આ સ્થિતિમાં આપણને લાગે છે કે જીંદગીનું રહસ્ય સમજ્યા વગર કશું મળે તેમ નથી. તેમ કરવા મથતાં સમજાય છે કે—મનુષ્ય સેવા–પ્રાણીમાત્ર પર અસીમ પ્રેમનો ( કેવળ દયા નહિં )માર્ગ સૌથી ઉત્તમ છે અથવા તો સર્વગ્રાહી થઇ શકે તેવો માર્ગ છે. આ સ્થિતિએ પહોંચતા આપણા દુર્ગુણો, નબળાઇઓ, અને વહેમો ( વહેમ શબ્દનો અર્થ વિશાળ છે. પૈસાના પ્રતાપમાં માન્યતા તે પણ વહેમ ) સાથે ઘણી લડાઇઓ લડવી પડે છે. છેવટે આપણે વિજયી થઇએ છીએ અને પછી એમ લાગે છે કે આ બધાં કરતાં જીંદગીનું રહસ્ય સમજવું તેજ મેળવવા જેવી વસ્તુ છે, તેને માટે સત્યનું પાલન આવશ્યક છે. આ ગાંધીજીનો માર્ગ છે અને તેઓ તે રસ્તે ગયા છે; એટલે મને તેમનામાં ઇશ્વર દેખાય છે.

ગાંધીજી ભવિષ્યમાં અવતાર કે જગતગુરૂ લેખાય તેમ ઇચ્છતો નથી. પણ વીરપૂજન મનુષ્યનો એક સદ્ગુણ છે. ગાંધીજીને માર્ગે ચાલનારાઓમાં જો તેટલું બળ હોય તો આ મહાત્માનું તેજ દુનીઆના ઘણા અંધકારવાળા સ્થળોમાં ફેલાવી શકે અને તેઓ કેટલાકને દેવદૂત જેવા લાગે. વખત જતાં કવિ અને કલાકારની કલ્પનાશક્તિ અને જરા જુદું સ્વરૂપ આપે અને મહાત્માને ઇશ્વર બનાવે. વાલ્મિકિ ભક્ત, કવિ અને ઋષિ હતા અને તે કવિ-ઋષિઓનો તે હક છે. દુનીઆને સીધા રસ્તે દોરવા પ્રયત્ન કરવો તે તેમનું કર્તવ્ય. કલાના નિયમો રચનાત્મક કલ્પનાનો ઉપયોગ થાય એટલે રામ ઇશ્વરી અવતાર બને. વાલિવધના બનાવની હું ચર્ચા કરી શકું તે સ્થિતિમાં નથી.

રામ મોટા કે કૃષ્ણ મોટા તે પ્રશ્નનો જવાબ હોય નહિ. બન્નેને ઇશ્વરનો સાક્ષાત્કાર થયેલો એટલે તેમને ઇશ્વર માનવામાં તથા પૂજવામાં હું પુણ્ય સમજું છું.

જો કોઈ નિરંજન નિરાકાર રામને પૂજે તો હું પણ તેમાં જોડાઉં અને મનુષ્યનો કલાત્મક આત્મા તેને આકાર આપવા ઇચ્છે અને તે મૂર્તિ-ચિત્ર પાછળ રહેલી ભાવનાઓને પૂજે તો તેમાં પણ હું જોડાઉં. અને તે ઇશ્વર ઐતિહાસિક હતા, આપણા જેવા મનુષ્ય વચ્ચે વસતા હતા તે પણ હું માનું છું. કારણ ઇશ્વરનું પ્રતિબિંબ દરેક મનુષ્યમાં છે. કોઇકમાં તે દેખી શકાય છે; મોઢું જોવા નિર્મળ દર્પણ જોઇએ.



# વસમી વિદાય

પદ્મા
ઉંમર વર્ષ ૧૧

હું શારદામંદિરથી શુક્રવારે ઘેર ગઈ ત્યારે બા પેટી ગોઠવતાં હતાં. ઘણા માણસો બાબુભાઇને મળવા આવ્યાં હતાં. સુરજ માથા પર ચડયો છે. તાપ ખુબ પડે છે. તે વખતે અમે ખાધું, આરામ લીધો. સુરજ મહારાજ કોઇને મળવા જતા ના હોય. પક્ષીઓ પોતાના માળા તરફ જતાં હતાં. મીલોના ભુંગળાં બોલતાં હતાં. માણસો રસ્તા પર આમ તેમ જતા હતા. એવા સમયમાં બાબુભાઇને વીદાય દેવા માટે ઘણા માણસો આવ્યાં. મેં બાબુભાઇને ચાંલ્લો કર્યો, હાર પ્હેરાવ્યો, નાળીએર આપ્યું. ઘણા ઉમળકાથી બાબુભાઇ મોટા માણસોને પગે લાગતા હતા. મોટા માણસો તેમને ઘણી આશીષો આપતા હતાં.

મોટર આવી બાબુભાઇ પગે લાગીને મોટરમાં બેઠા. ઘણાના મનમાં થયું કે હવે તો જવાના. મોટર ચાલી. કોઇ થાક લઇને જાય છે. મોટરના ભુંગળાં ભોં ભોં વાગે છે. ગાડીવાળા કહે બાજુ ખસો. આ બધાની વચ્ચે થઇને બાબુભાઇ સ્ટેશન પર જાય છે. મોટર અમને મુકી બીજાને તેડવા ગઇ. અમે આગળથી માણસ મોકલ્યો હતો. ગ્યાર્ડ માસ્તરે ટીકીટ માગી ત્યારે નટુભાઇએ કહ્યું કે અમે આગળ માણસ મોકલ્યો છે. ત્હેની પાસે છે ત્યારે ગ્યાર્ડ માસ્તરે કહ્યું લઇ આવો એટલે નટુભાઇ ગયા પણ માણસને જોયો નહી એટલે પાછા આવ્યા. બીજી ટીકીટ લઇને અમે અંદર ગયા. અમે આમતેમ ફરતા હતાં ત્યાં બાની મોટર આવી. ધીરે ધીરે માણસો આવ્યાં. કોઈએ બાબુભાઇને હાર પ્હેરાવ્યો. કોઇ કહે કે બાબુભાઇ કાગળ લખજો. એવી રીતે ઘણાએ તેમને આશીસો આપી. એટલામાં બાબુભાઇના મીત્ર આવ્યા. એમની જોડે બાબુભાઇએ ખુબ વાતો કરી. એટલામાં સવિતા બેન આવ્યા. એમની જોડે ખુબ વાતો કરી. ત્યાં ગાડીની સીસોટી વાગી એ વખતે બધાના મનમાં શુંએ થતું હશે. ઘણાની આંખમાં પાણી આવ્યાં. કોઈ કહે ભણી ગણીને વ્હેલા આવજો. સુરૂભાઈની આંખમાં પાણી આવ્યા. બા કહે ચાલ સુરૂ. સવીતા બેન કહે કે તે મારી જોડે આવશે. ગાડી ઉપડી બધા આવજો આવજોની બુમો પાડતાં હતા. ગાડીતો ધીરે ધીરે ચાલી. ગાડીમાં પથારી કરી. બાબુભાઇ એમના મીત્રો જોડે પત્તાં રમવા મંડયાં. ખુબ વખત સુધી રમ્યા. જ્યારે થાકયા ત્યારે નાળીએર ફોડી ખાવા લાગ્યાં. એમ કરતા વડોદરાનું સ્ટેશન આવ્યું, કૃષ્ણલાલભાઈ બાબુભાઇને વીદાય દેવા માટે આવ્યા હતા. હું અને ભોગીલાલ મામા સ્ટેશન પર ફરવા લાગ્યાં. ત્યાં

ગાડીની સીસોટી વાગી એટલે અમે ગાડીમાં બેસી ગયાં. હું નીંદ્રાને આધીન થઇ. મને ખબરે ના પડી કે રાત્રી ક્યાં જતી રહી. પ્રાતઃકાળમાં પાલગઢ આવ્યું, ત્યાં ગાડી ઉભી રહી. અમે ત્યાં ચા પીધી. દાતણ વેચવાવાળા દાતણ વેચતા હતા. ત્યાંના કેળાં વખણાય છે. અમે ત્યાંથી મુંબઇ સમાચાર નામનું છાપું લીધું. ત્યાં ઘણીવાર સુધી ગાડી ઉભી રહી. થોડીવાર પછી ગાડી ચાલી, આગળ ઘણા સારા સારા દેખાવો આવતા હતા, ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. અમે અરૂણને પુછ્યું ભાઇ બાબો ક્યાં જાય છે. ત્યારે અરૂણે કહ્યું મેમઇ. આવું સાંભળીને અમને ઘણું હસું આવ્યું. એમ કરતાં ગ્રાંટરોડ આવ્યું. અમે ઉતર્યા. સામાન લઇ અમે બ્હાર ગયાં. ત્યાં ગાડી કરી સામાન મુક્યો. ત્યાં જયંતીભાઇ અમને લેવા આવ્યા. અમે ટેક્સી કરી મોટાભાઇને ત્યાં ગયાં. ત્યાં નાહીને ચા પીધી અને આરામ લીધો. અગીઆર વાગે ખાવા ગયાં. ત્યાં ઉપરા ઉપરી ટેલીફોન આવતા હતા. અમે ચા પીધી. થોડીવાર પછી અમે ફરવા ગયાં, એ દીવસે અમે હેંન્ગીંગગાર્ડન જોયો. પછી બાબુલનાથ ગયાં. એ સરસ છે. અમે ઘેર આવ્યાં ત્યારે રાત પડી ગઇ હતી. ભોજન કરીને અમે સુઇ ગયા. બીજા દીવસનું સવાર પડ્યું. અમે તે દીવસે એપોલોબંદર જોવા ગયાં. ત્યાંથી નવી ચોપાટી ગયાં. મંગળવારે સાંજે અમે બાબુભાઇની સ્ટીમર જોવા ગયા.

તે ઘણી નાની છે. બાબુભાઇની કેબીન જોઇ. અમે શારદાભાભીને ત્યાં ગયાં ત્યાં અમે ખાધું. એમને ચાંદીનું પ્યાલું આપ્યું. અને શારદાભાભીએ રૂમાલ આપ્યો. બીજા દિવસનું પ્રભાત પડ્યું. ચંદ્ર પોતાના મીત્રને મળવા જતો ના હોય. એ દીવસ તો બાબુભાઇનો જવાનો હતો. અમે નવ વાગે ફોટો પડાવવા ગયાં. પણ ફોટોગ્રાફરની દુકાન બંધ હતી. તેથી પાછા આવ્યાં. ફરીથી અમે પોણાઅગીઆર વાગે ફોટો પડાવવા ગયાં. ત્યાંથી અમે સ્ટીમર ઉપર ગયાં. ઘણાએ બાબુભાઇને હાર પ્હેરાવ્યા, અને ખુબ વાતો કરી. એવી રીતે ઘણાને મળી બાબુભાઇ ડોકટરી તપાસ માટે ગયા. થોડીવાર પછી આવ્યા, પછી બા અને બાબુભાઇ સ્ટીમરની અંદર ગયાં. તે વખતે ઉષા બુમો પાડતી હતી કે બાબુમામા મારે માટે વીલાયતથી સુંદર નાની મોટર મોકલાવજો. ભુલતાં નહી. ત્યારે અરૂણ કહે બા ભાઇ બાબો, એમ એ બરાડા પાડતો હતો. એ વખને વરસાદ ખુબ પડતો હતો. ઘણાની આંખમાં આંસુ હતાં. ત્યાં ઘણા લોકો આવ્યા હતા. સ્ટીમર ફુલથી શણગારી હતી. ધજા ફરકતી હતી. સ્ટીમર ખુબ સુંદર દેખાતી હતી. સ્ટીમર આપણે અંદરથી જોઇએ તો જાણે ઘર ના હોય ખાવાનો રૂમ સરસ. સ્ટીમરની અંદર કચરો ના હોય. જો આપણે પ્હેલેથી કહીએ કે અમારે માંસાહારી ખોરાક નહી જોઇએ. એને બદલે દેશી ખોરાક જોઇશે. તો આપણને દેશી ખોરાક મળે. ઘણી સ્ટીમરોમાં તો તળાવ નાટકશાળા હોય છે. સ્ટીમરને ઘણી સુંદર શણગારી હતી. બધાએ ખુબ વાતો કરી. જ્યારે વરસાદ વરસે ત્યારે જેમ ચકોર પક્ષી પાણી માટે તલસે. એમ જણ્યું કે હવે તો સાત વર્ષે મળશે એવું ધારી વાતો થાય એટલી કરી. ત્યાં સ્ટીમરનું ભુંગળું વાગ્યું. એટલે બધા નીચે ઉતર્યા. એ વખતે બધાના મનમાં શુ થતું. આટલા નાના છે ને વીલાયત જાય છે. બધાંની આંખ જરા ભીની થઇ. જેમ વરસાદ વરસે જાય તેમ બધાંની આંખમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં. દરીયો તો પોતાના તરંગોમાંને તરંગોમાં ઉછાળા મારતો હતો. દરીયાને એટલીએ ખબર નો'તી કે આજે આ જવાના છે ને હું મસ્તી કરૂં. દરીયાને શોક ના થયો. દરીયો તો લહેરમાં હતો. જ્યારે સ્ટીમર ચાલી ત્યારે મારા આંખમાંથી મોતી જેવાં આંસુ ખર્યા. મને તો એમ થયું કે હું વીલાયત ગઇ હોવુ તો કેવું સારૂં. બાબુભાઇથી વીખુટા પડતા મને ઘણું લાગી આવતું હતું. મારાથી વીખુટા નો'તુ પડાતું પણ એ મારાથી ચાલ્યું નહી. બાએ સ્નેહભરી આંખે કહ્યું બાબુ તારી સંભાળ રાખજે. એ વાક્ય બોલ્યાં તે મન કઠણ કરીને બોલ્યાં. બાના આંખમાં પાણી આવ્યાં. બાને ખુબ લાગતું હતું. બાબુભાઇને છોડતા નોતા. બધાની આંખમાં પાણી,

એ વખતનો દેખાવ એવો હતો કે પત્થર પીગળી જાય. ગમે તેવો માણસ હોય તોએ પીગળી જાય. બાપુભાઇની આંખ જરા ભીની થઇ. લાગે તો ખરૂને. બાથી કોઇ દિવસ વીખુટા પડેલા નહી. બાપુભાઇના મનમાં શું થતું હશે. બાપુભાઇથી અમને છોડાતા નહી હોય તોયે છોડયાં. વીલાયત ક્યાં અને હીંદુસ્તાન ક્યાં. બાપુભાઇને મુકીને અમે ઘેર આવ્યાં. એ દિવસ મને બીલકુલ ના ગમ્યો. બા ઘેર આવ્યા પછી તો બાપુભાઇ તો ઘડીયે ને ઘડીયે યાદ આવ્યા કરે. બાપુભાઇને ભુલાય નહી. અમે એ દીવસ મહાપરાણે કાઢયો. મારે અને સવિતાને તો એ દિવસે અમદાવાદ આવવાનું હતું. અમે સાંજની ગાડીમાં નીકળી ગયા. બીજે દિવસે અમદાવાદ આવી પ્હોંચ્યાં.

શારદામંદિર અમદાવાદ.



# ગુજરાતી ભાષાના ઉચ્ચાર વિષે કેટલીક વાતો

યુસુફ પારપીઆ.
B. A., I. C. S. (Prob.)

કોઈ પણ ભાષાના ઉચ્ચારની પરીક્ષા કરવામાં બે વસ્તુઓ ખાસ ધ્યાનમાં લેવાની જરૂર રહે છે. ભાષાના ઉચ્ચારમાં થતા ભેદો પારખવાની તીવ્ર શક્તિ એ પહેલી જરૂરીયાત, અને કોઈ પણ પ્રકારના પક્ષપાત વિનાનું મન એ બીજી. પહેલી જણાવેલી શક્તિ સ્વાભાવિક કે કેળવણીથી પ્રાપ્ત કરેલી હોઇ શકે, જો કે સ્વાભાવિક રીતે તીક્ષ્ણ શક્તિવાળી કર્ણેન્દ્રિયને પણ વિવિધ ભાષાઓના સુરો સાંભળવાની અને તેના ઉચ્ચાર ઉત્તમ રીતે કેળવવાની આવશ્યકતા હોય છેજ. બીજી જે જરૂરીયાત જણાવી છે તેનો આધાર મુખ્યત્વે કેળવણી ઉપર નથી રહેતો. તે તો સહજ હોઇ શકે. કારણકે મનમાં એક પ્રકારનો પક્ષપાત પ્રવેશ કરે તો તેને જડમુળમાંથી કઢાડવાનું લગભગ અશક્યજ થઈ પડે છે. ઉપર બતાવેલા કારણને લીધે ભાષાના સુરોની પરીક્ષા કરવામાં તદ્દનજ નિષ્પક્ષપાતી મનની અગત્યતા સ્પષ્ટ થાય છે. એ તો માનસશાસ્ત્રથી પુરવાર થયેલી વાત છે કે ઘણી વાર આપણે કલ્પના કરેલી હોય તેથી અમુક વસ્તુનું અસ્તિત્વ આપણે માની લઇએ છીયે. દાખલા તરીકે કોઇ એક જાપાની વિદ્યાર્થી "Speech" એ અંગ્રેજી શબ્દમાં ત્રણ અક્ષરો (syllables) સાંભળી શકે છે. પણ ખરૂં જોતાં અંગ્રેજ તો માત્ર એકજ સાંભળે છે.

આ બે મુખ્ય વસ્તુઓ ધ્યાનમાં રાખ્યા પછી સાધારણ રીતે કોઈ પણ ભાષાના ઉચ્ચારની પરીક્ષા કરવાનું કામ સહેલું બને છે, જોકે ગુજરાતી ભાષાના ઉચ્ચારનો અભ્યાસ કરવામાં આપણને બે મુશ્કેલીઓ નડે છે. પહેલી તો એ કે સંસ્કૃત ભાષાના મૂળાક્ષર—જેના ઉપરથી ગુજરાતી ભાષાના મૂળાક્ષરો રચાયા છે તે ગુજરાતીમાં ઉચ્ચારાતા બધા સુરો માટે પુરતા નથી. અને કેટલાક તદ્દન વધારે પડતા છે. અને બીજી મુશ્કેલી તો શેને ચોક્કસ શુદ્ધ ગુજરાતી ઉચ્ચાર કહેવા એ મહાન પ્રશ્ન વિષે છે. જે પહેલી મુશ્કેલી બતાવી છે તે કાંઈ માત્ર ગુજરાતી ભાષાનેજ નથી નડતી. જે જે ભાષાઓ પાસે ઉચ્ચાર દર્શાવવા માટે તેમના પોતાના મૂળાક્ષર હોતા નથી તેમને આ • મુશ્કેલી નડેછેજ. અંગ્રેજી ભાષાના મળાક્ષર લેટિન ભાષામાંથી લીધેલા છે. તેથી તેમાં પણ આજ ત્રુટી નડે છે. અંગ્રેજી ભાષામાં બાર સ્વરો હોય છે. પણ તે દર્શાવવાને લેટિનના "a", "e" "i" "o" "u", એટલા ફક્ત પાંચજ સ્વરોથી એ બધા માટે કામ ચલાવી લેવું

પડે છે. દાખલા તરીકે " a " લઇએ. તેનો કાંઇ ચોક્કસ ઉચ્ચાર નથી. એ તો કાંઈ પણ નિયમ વિના બદલાયા કરે છે. "Far" એ શબ્દમાં "a"નો જે અવાજ સંભળાય છે તે " almost " માંના "a" કરતાં તદ્દનજ જુદો પડે છે. વ્યંજનોમાં " x " જેવા અક્ષરો તદ્દન વધારે પડતા લાગે છે. " c " પણ વિના કારણનો છે. અને તે ઉપરાંત તેની બીજી ત્રુટી એ છે કે તે અમુક સ્થળે " k "નુ પદ પચાવી પડે છે. ફારસી, ઉર્દુ અને થોડાક સમય પહેલાંની તુર્કી ભાષાના મૂળાક્ષર અરેબીક ભાષામાંથી લીધેલા છે. અને તેથી આપણા જેવીજ-પુરતા મૂળાક્ષરોની ખામી અને કેટલાકનું નિરર્થકપણું-એ બે મુશ્કેલીઓ તેમને પણ ભોગવવી પડે છે. ગુજરાતી ભાષાના સ્વતંત્ર મૂળાક્ષર છે નહિ. સંસ્કૃત મૂળાક્ષરોને, થોડી ઝીણી બાબતોમાં ફેરફાર કરીને રહેવા દીધા છે. અને તેનું સ્વાભાવિક પરિણામ એ આવ્યું છે કે અનેક દાખલામાં આપણે જે એ ખામીયો ઉપર ગણાવી તે જોવામાં આવે છે. દાખલા તરીકે જોઇએ તો ङ, ञ, લગભગ નકામા પડે છે. વળી "ડોસાભાઈ" માંનો "ડ" અને "પડો" એમાંનો "ડ" બન્ને ઉચ્ચાર કરીએ તો આપણને-ભલેને પછી આપણી કર્ણેન્દ્રિય તીક્ષ્ણ ન હોય તોયે-ફેરજ જણાશે. આ બન્ને તદ્દન જુદા ઉચ્ચારો હોવા છતાંયે ગુજરાતી ભાષામાંના "ડ"ને એકલાનેજ બન્નેની ફરજ બજાવવી પડે છે. હિંદી ભાષાના મળાક્ષર પણ સંસ્કૃતમાંથીજ આવેલા છે. તેથી તે ભાષામાં પણ આજ મુશ્કેલીઓ નડે છે. છતાંયે આ " ड " શબ્દની મુશ્કેલી " ड़ "ની નીચે એક ટપકું મુકીને દુર કરી છે. દાખલા તરીકે "**लड़का**". ફારસી ભાષામાંથી આવેલા કેટલાક મળાક્ષરો જે હિંદીમાં લેવાયા છે તેની પણ મુશ્કેલી આવી રીતેજ દુર કરવામાં આવી છે. દાખલા તરીકે "**फ**" અને " फ़ ". પહેલો સંસ્કૃતમાંથી લેવાયેલો છે તે ઓષ્ઠ્ય ( Bi-labial ) અને બીજો જે ફારસીમાંથી લેવાયેલો છે તે દંતૌષ્ઠ્ય (Dento-labial) છે.

સંસ્કૃતમાંથી ઉત્પન થયેલી જેટલી હિંદુસ્તાની ભાષાઓ છે તેમાં બંગાળી ભાષામાં સંસ્કૃત મૂળાક્ષરોની નિરર્થકતા સઉથી વધારે જણાય છે. બંગાળી ભાષામાં "**व**" છેજ નહી. જ્યાં શબ્દમાં **व** લખાયેલો હોય ત્યાં તેનો ઉચ્ચાર "**ब**" કરવામાં આવે છે. આથી સંસ્કૃત શબ્દ **वृंदावन** બંગાળીમાં **बृंदाबन** રીતે ઉચ્ચારાય છે. આજ પ્રમાણે દાખલા જર્મન, ઈટાલીયન, ડચ જેવી ભાષાઓમાં બને છે. ત્યાં "v"નો ઉચ્ચાર અંગ્રેજીમાં "f" જેવો કરવામાં આવે છે, બંગાળી ભાષામાં "**य**" લખવામા આવે છે, પણ તેનો ઉચ્ચાર "**ज**" કરાય છે. વળી **स**, **श**, **ष**, એ ત્રણે અક્ષરોના ઉચ્ચારમાં આ ભાષામાં ભાગ્યે કાંઇ ફેર જણાય છે. ત્રણે અક્ષરો લગભગ સરખી જ રીતે-ગુજરાતીના **स** અને **श** એ બેની વચ્ચેનો ઉચ્ચાર થાય છે. મરાઠી ભાષામાં પણ સંસ્કૃતમાંથી ઉછીના લીધેલા મળાક્ષરની અપૂર્ણતા અને નિરર્થકત્તા પુરવાર થાય છે. એક **ज** અક્ષર દંતવ્ય **ज** અને મૂર્ધન્ય **ज** બેનુ કામ સારે છે. **च** માં પણ પાછી એજ પંચાતી છે. કેટલીક વાર તો એકના એક શબ્દમા અર્થની ભિન્નતા પ્રમાણે ઉચ્ચારમાં પણ ભેદ કરવો પડે છે. **चार** એટલે ઘાસ અને **चार** એટલે (૪) ચારનો આંકડો એ બન્ને લખાય સરખી રીતે પણ ઉચ્ચાર જુદા હોય છે.

મૂળ સંસ્કૃત ઉચ્ચારો વિષે આપણી ખાત્રી નથી અને તેથી અમુક ઉચ્ચાર ચોક્કસ ખરો છે એ કહેવું અઘરૂં છે. **ऋ** નો ગુજરાતીમાં ઉચ્ચાર 'ઉ'કારથી કરવામાં આવે છે, ને હિન્દી અને બંગાળીમાં 'ઇ'કાર કરાય છે. "કૃષ્ણ"એ શબ્દના ઉચ્ચારમાં ભેદ જણાઇ આવે છે. ગુજરાતીમાં એ કૃ-ઉવાળો છે પણ હિન્દી બંગાળીમાં ક્રિ-ઇ વાળો બની જાય છે. **ज्ञ** એ અક્ષરનો ઉચ્ચાર લઇએ તો મરાઠીમાં તે द्+न्+अ એની જોડણીથી બનેલો ગણાય છે, ને હિન્દી અને બંગાળીમાં ग्+य्+अ. ત્યારે ગુજરાતીમાં ग्+न्+अ કરાય છે. હવે આ ત્રણેમાંથી કયો ઉચ્ચાર શુદ્ધ સંસ્કૃત

પ્રમાણે છે તે પુરવાર કરવા માટે આપણી પાસે કંઈ સાધન નથી. કારણ કે મૂળ સંસ્કૃતમાં તે કેવી રીતે બોલાતો હતો તે વિષે આપણે અજ્ઞાન છીએ.

ગુજરાતી ભાષાના ઉચ્ચારોની પરીક્ષા કરતાં શેને ચોક્કસ રીતે શુદ્ધ ગુજરાતી ઉચ્ચાર ગણવો એ મહાન ગુંચવણ ભરેલો પ્રશ્ન ખડો થાય છે. હિન્દુસ્તાનમાં આટલી બધી ભાષાઓ છે તેમાં આ મુશ્કેલી હંમેશ હોય છે ખરી. તે છતાં પણ સરખામણી કરતાં ગુજરાતી ભાષાને માથે વધારે પડતો બોજો જણાય છે. વળી બીજી ઘણી ભાષાઓએ મહા મુશ્કેલીથી આ સવાલનો નિવેડો કાઢેલો છે, તેનું અંધ અનુકરણ કરવાથી પણ શુદ્ધ ગુજરાતીનું ચોક્કસ ધોરણ નક્કી કરવાનું શક્ય નથી. અંગ્રેજી ભાષાના ઉચ્ચાર વિષે પરીક્ષા કરતાં Daniel Jones Noel Armfield અને A Lloyd James જેવા પ્રખ્યાત ઉચ્ચારશાસ્ત્રીઓએ ( phoneticians ) એવું નક્કી કર્યું છે કે ઇંગ્લંડના દક્ષિણ ભાગમાં કેળવાયલો વર્ગ જે ઉચ્ચાર કરે તેને શુદ્ધ અંગ્રેજી સમજવા. પણ આવું ચોક્કસ ધોરણ બાંધવાને તેમની પાસે તો કારણો છે. લંડન તે માત્ર આખા ઇંગ્લંડનુંજ નહિ પણ લગભગ આખા જગતની સંસ્કૃતિનું મધ્યસ્થ સ્થાન છે. આ ઉપરાન્ત ઇંગ્લંડના દક્ષિણ ભાગમાં જગવિખ્યાત ઑક્સફર્ડ અને કેમ્બ્રીજનાં વિશ્વવિદ્યાલયો પણ આવેલાં છે. હવે આજ કસોટીએ ગુજરાતી ભાષાને ચઢાવીએ તો અનેકાનેક મુશ્કેલીઓ આવીને ઉભી રહે છે. મુંબાઇ તો એક નાનું લંડનજ છે. હાલ મુંબાઇ એ ગુજરાતી સંસ્કૃતિનું સ્થળ કહી શકાય. તેથી ત્યાંના ગુજરાતીને કદાચ ધોરણ ગણીયે. ત્યાં જો કે પુષ્કળ ભાષાઓ બોલાય છે પણ મુખ્ય ભાષા ગુજરાતી છે. ગુજરાતીમાંજ મુંબાઇનો વ્યાપાર ચાલે છે. પણ મરાઠી અને હિન્દી લગભગ એટલાંજ ઉપયોગમાં આવે છે. પરિણામે ત્યાંના ગુજરાતી ઉપર તે એ ભાષાઓની ખોટી અસર થાય છે. મુંબાઇના ગુજરાતી બોલતા લોકોનો એક ભાગ પારસી. જેઓ સંસ્કારી હોવા છતાં, પોતાની રીતેજ પુષ્કળ ફેરફાર સાથે ગુજરાતી બોલે છે અને તેથી ગુજરાતી ભાષાના ઉચ્ચારપર તેઓની કેટલીક ખોટી અસર પણ થાય છે.

ગુજરાતી ભાષા બોલાતા પ્રદેશોમાં બીજું ઉપયોગી સ્થળ અમદાવાદ છે. વ્યાપારી દષ્ટિયે જોતાં તેની ઉપયોગિતા મુંબાઈ જેટલીજ છે. વધુમાં ત્યાં બધાજ ગુજરાતી બોલે છે એટલે મુંબાઈમાં જે મરાઠી અને હિન્દીની અસર છે તેમ ત્યાં નથી. તેથી ગુજરાતીની શુદ્ધતા જળવાઇ રહે છે. અમદાવાદનો ઇતિહાસ બહુ જુનો છે. ઐતિહાસિક દષ્ટિએ અમદાવાદ જો કે પાટણ પછી બંધાયેલું જ્યાંથે સંસ્કૃતિમાં પ્રર્જુપરી રૂપે અગીયારમી સદીથી આગુ થયેલું. અહમદશાહે ૧૪૧૨ માં તેને ગુજરાતની રાજધાની બનાવી ગુર્જર સંસ્કૃતિનું મુખ્ય સ્થળ બનાવ્યું. તે દિવસોથી આજ સુધીયે તેજ સ્થાન અમદાવાદ ભોગવી રહેલું છે. શુદ્ધ ગુજરાતીનું આ દષ્ટિયે ધોરણ નક્કી કરવું હોય તો અમદાવાદનું ગુજરાતીજ ગણવું પડે.

નડીયાદ જ્યાંથી આપણા કેટલાક સાક્ષરો આવેલા તેને કાંઈ છોડી ન દેવાય. સુરત પણ પોતાનો દાવો ધરાવી શકે. પણ આ બન્ને શહેરો હાલમાં લગભગ વ્યાપારી દષ્ટિયે અમદાવાદ અને મુંબાઈ કરતાં બહુ નીચાંજ ગણાય. ઐતિહાસિક દષ્ટિયે સુરતનો દાવો રજુ થાય તેના જવાબમાં હું તો એમજ માનું છું કે હિન્દુસ્તાનનું મુખ્ય બંદર, મુસલમાની રાજ્ય, મરાઠી રાજ્ય, અંગ્રેજ, ડચ વગેરે વેપારીઓનું વેપાર માટેનું જુના વખતમાંનું મુખ્ય સ્થળ તે બધાયે ત્યાંની ભાષા ઉપર બહુજ અસર કરી હોય એટલે સુરતના ઉચ્ચારને શુદ્ધ ગુજરાતી ભાષાના ઉચ્ચાર ગણાય નહિ. કાઠીયાવાડનો દ્વીપકલ્પ પણ ગુજરાતી ભાષાજ બોલે છે, પણ ત્યાં તો હાલ જુદી જુદી અપભ્રંશ થયેલી ગુજરાતી બોલાય છે તેથી તે ભાષા શુદ્ધ ગુજરાતી ગણી શકાય નહિ.

ભાષાની શુદ્ધતા નિર્ભીત કરવામાં ફક્ત સ્થળ એકલુંજ મુખ્ય ભાગ નથી ભજવતું એમ કેટલાકનું માનવું છે. ન્યાતિ અને જાતિ તેની જેટલી ઉપયોગિતા હોઈ શકે તેટલા પુરતી આપણે તપાસવી પડે એમ તેઓ માને છે. તેઓ કહે છે કે ઉચ્ચારના ધોરણ માટે સૌથી વધારે સંસ્કૃત થયેલી જાતિના ગુજરાતીને લેવી. કેટલાક વડનગરા નાગર ગૃહસ્થના ગુજરાતીને ધોરણ ગણવાનો અભિપ્રાય દર્શાવે છે. આ તેમનો દાવો આપણે ફેંકી દઈ શકીયે નહિં. કારણ કે આપણા ઘણા સાક્ષરો, સુધારકો, કવિયો આ જાતિમાંથીજ મળ્યા છે. આ ધોરણ કાંઈ બહુ સહીસલામતી ભર્યું ન ગણાય. તેને ન ગણવાનાં બે કારણો છે. પહેલું એ કે નાગરોનું પોતાનુંજ ગુજરાતી સ્થળો સ્થળોમાં સરખું નથી. અમદાવાદના નાગરનું ગુજરાતી અને સુરતના નાગરના ગુજરાતીમાં ફેર જણાય છે. દાખલા તરીકે સુરતનો નાગર "આઈવા" કહેશે, અમદાવાદનો નાગર "આવ્યા" કહે છે. બીજું કારણ સ્થળ જાતિ કરતાં ઉચ્ચાર ઉપર બહુજ અસર કરે છે, ભલેને પછી તે જાતિ બહુજ પોતામયી હોય. આ બન્ને રીતે વિચાર કરતાં ન્યાતિને ભાષાની શુદ્ધતા માટે ગણવી એ એક પોટા પાયા ઉપર ઘર બાંધવા જેવું છે.

ગુજરાતી ભાષાના ધોરણસર ઉચ્ચારો નક્કી કરતાં આ બધી મુશ્કેલીઓ જણાય છે. આપણી આ મધુરી ભાષાના ઉચ્ચાર નક્કી કરવાના અભ્યાસમાં ગુંથાયેલો કોઈ પણ આ મુશ્કેલીઓની અવગણના કરી શકે નહિં. અને કમનસીબે બહુજ થોડા લેખકોયે આ વિષય ઉપર ગંભીરતાથી વિચાર કર્યો છે. અને ઉચ્ચારશાસ્ત્રનો ( phonatics ) અભ્યાસ શાસ્ત્રીય દૃષ્ટિયે બહુજ થોડાયે કર્યો છે. આશા રાખું છું કે થોડાક સમયમાં આપણે આ વિષયને વિષે વધુ અભ્યાસ કરશું.



# સ્વપ્નમૂર્તિ

: મન્દાક્રાન્તા :

જંપું છું જ્યાં જ્વરતપ શમ્યે મુર્છનાથી અજંપે  
વ્યાપે વાતાવરણ—લહરી ચેતના જેમ ખડે;  
ને દીવાની મધુરવ ભરી જ્યોત ઝીણી ઉજાસે,  
બાહ્યાન્તરના સકળ જગમાં એકલું શૂન્ય વાસે.

ઝંખાએલી નજર મુજ છે સૌમ્ય એ દૃશ્ય છેને  
ધીમા ધીમા હૃદય ધબકે જાગતો પ્રાણ ચેને;  
એવે પાંખો રજતવરણી ... વિસ્તરી દેવદૂતી  
અંધારેથી ઝબક ઉતરી પાથરે નેનદ્યુતિ:

સંધ્યાદેવી તરલ રૂપની—તેવડી યોગ માયા,  
કે કલ્પેલી કવિનયનની અપ્સરા—શિલ્પછાયા?  
વા વાસંતી કુસુમકળીના આત્મની પુણ્યપ્રીતિ?  
ના ના, એ તો નવ કુળવધૂ—ભાવના રાગભીની.

ક્યાં એ ક્યાં હું? પ્રણય કહી એ? સ્વપ્ન કે સત્ય આ તે?  
ક્યાં હું ક્યાં એ? સ્મરણ ન મળે, સત્યનું સ્વપ્ન આ છે.

૫ : ૯ : ૨૭ — દેશળજી પરમાર.



# હૈયાનું હેત

સનાતન જન્મશંકર બુચ

સભ્ય, સાહિત્ય ઉત્તેજક સમાજ.

બરાબર રાતના સ્હાડા આઠનો ટકોરો ઘડીઆળમાં થયો ને એક યુવાને એક મકાનના બગીચામાં પ્રવેશ કર્યો. એ સીધો પોતાના ખંડમાં ગયો, સ્વીચ દાબી બત્તી કરી ને કપડાં ઉતાર્યાં. પછી મોઢું ધોઇને જરા બારીએ ઉભો. એ આવ્યો ત્યારથી અત્યાર સૂધીમાં કોઈ જૂએ તો એમ જ લાગે કે એ કૈં ઉંડા વિચારમાં ગૂંથાયો છે. પણ, ખરૂં જોતાં એ વિચારશૂન્ય જ આવ્યો હતો ને હજી યે ત્હેની સ્થિતિ તેમ જ હતી. એટલું ખરૂં કે એની મુખમુદ્રા એટલી બધી ઝાંખી ને દુઃખથી ભરેલી જણાતી હતી કે કોઇને એમ લાગે કે એ ઉંડા દુખી વિચારમાં પડયો છે, તો નવાઈ નહિં. એની વય પચ્ચીશેકની હશે. શરીરે સશક્ત ને દેખાવડો હતો. વાનમાં પૌરૂષ ગૌરતા હતી. ઘડીક એ બારીએ ઉભો રહ્યો ત્યાં પાછળ બારણામાંથી મધુર અવાજ આવ્યો: "શિરીષ, આજ કેમ મોડું? સર્કલ સુધી ગયા હતા કે શું? ચાલો, જમવાનો વખત ક્યારનો થઇ ગયો છે." ઓગણીસેક વર્ષની નવજુવાન કુમારિકાએ એ શબ્દો ઉચ્ચાર્યા. ત્હેણે ધોળા ફૂલ જેવો પોષાક પહેર્યો હતો. ત્હેના એકવડા બાંધાના શરીરનું આરોગ્ય અને પહેરવેશની રસવૃત્તિ કોઇને પણ આકર્ષે તેટલું સૌન્દર્ય ત્હેનામાં ખીલાવતી હતી. આભૂષણ ગણીએ તો ગળામાં ન્હાનાં મોતીની માળા દેખાતી હતી તે, હાથની ચાર ઝીણી બંગડીઓ અને આંખનાં સોનાની ઝીણી ફ્રેમનાં ચશ્માં—એટલું હતું. એણે શબ્દો ઉચ્ચાર્યા ને શિરીષ પાછો ફર્યો. ત્હેણે મંદતાથી જવાબ આપ્યો: "મ્હારો જમવાનો વિચાર નથી."

"વિચાર વિચાર શું કરો છો? જમવું ત્હેમાં યે વિચાર? વાહ! ત્હમે ય ચિત્રવિચિત્રના ચોપડા જેવા લાગો છો. ચાલો, ચાલો, મોડું થાય છે." ચિત્તાકર્ષક સ્મિત સાથે બોલતાં બોલતાં યુવતી અંદર આવી.

"પણ બધાંએ જમી લીધુ હશે એટલે મોડું વ્હેલું શું? ભટને કહી દ્યો કે મ્હારે માટે રાહ ન જૂએ."

"બધાંએ જમી લીધું છે એ આપનું કહેવું સત્ય છે. પરન્તું હું આપને માટે રોકાઇ છું,

રહ્મન્યા, મિસ્ટર શિરીષકુમાર! માટે આપની લાંબી ટૂંકી વાતો જવા દો ને સીધા મ્હારી સાથે ચાલો" યુવતીએ મજાક કરતાં કહ્યું.

"પણ મ્હારી ઈચ્છા નથી ને?" યુવાને ઠંડી રીતે જવાબ આપ્યો.

"ઠીક, એટલે હવે વિચારમાંથી ઈચ્છામાં આવ્યા. સારૂં, તો ત્હમારે નથી આવવું એમ ને? હવેથી ત્હમારે માટે રોકાવુંજ નહિં." એટલું કહીને યુવતી રીસાવાનો ડોળ કરીને ઝપાટાબંધ ચાલવા માંડી.

"અરે, પણ પ્રમીલા બ્હેન! ઉભાં તો રહો. એમાં મ્હારી ઉપર ન્હીડાઈ શા માટે જાઓ છો? મ્હને ભૂખ ન લાગે ત્હેમાં મ્હારો વાંક?" પ્રમીલા બારણામાં ઉભી રહી, ને જાણે રોષ ન્હડયો હોય તેમ બોલી: "હું જાણું છું કે ત્હમને શાથી ભૂખ નથી લાગતી. ત્હમારે ન આવવું હોય તો કંઇ નહિં. હું એકલી જમી લઇશ." કહી એ ચાલતી થઇ. શિરીષે બૂમ મારી: "હું આવું છું. જરા ઉભાં રહો." પ્રમીલા પાછી ફરી ને બારણામાં આવીને ખિલખિલાટ હસી પડી. "કેમ, કેવો રૂઆબ બજાવ્યો!"

બન્ને જમવા માટે ચાલ્યાં.

શિરીષ સાધારણ સ્થિતિનો માણસ હતો. એનાં માતાપિતાને એ એકનો એક પુત્ર હતો એટલે એમ. એ. સુધી ભણાવ્યો તો ખરો પણ એમનાં અનિષ્ટ લાડ ત્હેને બહુ સ્હેવાં પડયાં—એટલે સુધી કે ત્હેની જીન્દગી દુખી થઇ ગઇ હતી. પ્રિવિયસ પાસ થયો કે તરત ત્હેને પરણાવ્યો. બી. એ. થયો ત્યારે એકાદ બાળકનો પિતા પણ થયો. એમ. એ. નુ એક વર્ષ થયુ ત્યાં બાળક ને પત્ની બન્ને કંઇક મંદવાડથી મરણ પામ્યાં. એમ. એ. થઇને ભર જુવાનીએ સંસારમાં ઝૂકાવ્યુ ત્યારે ત્હેનામાં જુવાનીનાં કશાં યે ઉમંગ ઉલ્લાસ કે રસિકતા ન્હોતાં રહ્યાં. જાણે એ વૈરાગી બનીને જ હવે કમાણીમાં પડયો હતો. અને બનતુ પણ એમ જ. પોતાની કમાણીનો જુજ ભાગ પોતાની પાસે રાખી બાકીનો બધો પિતાને મોકલી આપતો. એ પોતાના ગરીબ પિતાને માટે જ કમાતો હતો. બાકી એને જીન્દગીમાં હવે કશો રસ ન્હોતો રહ્યો. અને એ ત્હેના દરરોજના વર્તન ઉપરથી જણાઈ આવતું હતું. આમ રસ ન્હોતો છતાં દુનીઆદારીની રીતે એ કમાણીમાં પડયો હતો ત્હેનું કારણ ત્હેનું ખાનદાન ને સંસ્કારી હૃદય હતું. એને હમેશાં એમ જ રહેતું કે હું એક જ છોકરૂં માબાપનું ન કરૂં તો બીજું કોણ કરશે? બસ, તે સિવાય જીવનનો કોઇ પણ સ્વાર્થ ત્હેનામાં હવે ન્હોતો રહ્યો. અને કેટલીકવાર ત્હેના સહવાસમાં આવતા લોકોને ત્હેની ઘણી વિલક્ષણતાઓથી ખોટું યે લાગતું. થોડું બોલે, ખાવા પીવામાં સાદાઇ રાખે, મોજશોખ ઓછા—નહિ જેવા જ કરે, લોકોના આનન્દમાં બહુ ભાગ ન લે વગેરે વિલક્ષણતાઓ ઘણાને ન રુચતી.

ધનવાન ને બુદ્ધિશાળી કુટુંબમાં જન્મેલી પ્રમીલા જેને ઐહિક સુખ કહીએ ત્હેવા દરેક પ્રકારના સુખવૈભવથી ઉછરી હતી. દુઃખ શું કહેવાય એ ત્હેણે વાંચેલું કે બહુ તો સાંભળેલું જ. અનુભવેલું નહિં જ. સ્વભાવે આનન્દી અને રમતિયાળ પ્રમીલા આજ ઓગણીસ વર્ષે પણ એવી જ હતી. અલબત, જુવાનીનું શાણપણ તેમ જ લજ્જા મર્યાદા ત્હેનામાં પૂરે પૂરાં આવ્યાં હતાં પણ ઘરમાં તો એ એવી જ રમતિયાળ. અત્યારે એ જુનિયર બી. એ.ના વર્ગમાં અભ્યાસ કરતી હતી. ત્હેના પિતાએ, પોતાના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે શિરીષને પોતાને ત્યાં રાખ્યો ત્યારથી એ બન્નેને મૈત્રી બંધાઈ હતી. શિરીષની વિદ્વત્તાનો તે ઘણીવાર અભ્યાસને અંગે લાભ લેતી. હમેશાં સાથે રહેવાને લીધે શિરીષ ઘરનો જ માણસ થઇ ગયો હતો. પ્રમીલા અને શિરીષનો પરિચય આથી વિશેષ નિકટનો થતો ગયો. શિરીષનું દુઃખ પ્રમીલા જોઇ શકી અને પરિણામે ત્હેના હૃદયમાં સહાનુભૂતિની પ્રથમ લાગણી ઉગી. શિરીષે કોઇ દિવસ પોતાનું દુઃખ કોઇને કહ્યું ન્હોતુ એટલે પ્રમીલા જાણી શકી

નહિં કે એને શું દુઃખ છે. એને તો ફક્ત શિરીષ માટે બહુ લાગણી થઈ આવતી અને એને કોઇપણ રીતે આનન્દમાં લાવવા એ ઘણા પ્રયત્નો કરતી. એને રીઝવવા એ રમતિયાળ બાળક જેવી યે બની જતી. એ બધાની નીચે ઉંડે ઉંડે ત્હેના હૈયામાં શિરીષ માટે એક પ્રેમઝરણું ફૂટ્યું હતું. શિરીષના, દુઃખથી રીઢા બની ગયેલા હૃદયમાં આ નિર્દોષ અપ્સરાની લીલા કોઈક જ વાર આર્દ્રતા લાવી શકતી. પ્રમીલાને આવી કઠોરતા ખૂંચતી પણ એ મનમાં ન લાવતી ને શિરીષને આર્દ્ર બનાવવા સતત પ્રયત્નો કરતી. એને એમ જ ઉમળકો આવતો કે આના હૃદયને કેમ શાન્તિ આપું?

જમી રહ્યા પછી શિરીષ પોતાના ખંડમાં આવીને જરા બેઠો એટલી વારમાં પ્રમીલા ઉપર પોતાના ખંડમાં જઇને કાંઈક ન્હાનું પોટકા જેવું લઈ આવી.

"કેમ, વળી શું લાવ્યાં? કંઈ નવું તોફાન હશે." શિરીષને પ્રમીલાએ આનન્દમાં લાવી મૂકયો હતો.

'કંઈક એવું જ." પ્રમીલા પોટકું હાથમાંજ રાખીને ટેબલ પાસેની ખુરશીપર બેસતાં બેસતાં બોલી.

"શું છે?"

"એ હમણાં નહિ. પછી બતાવીશ. આજે મ્હારે ત્હમને એક વાર્તા કહેવી છે. સાંભળશો?" કંઈક ગંભીરતાથી પ્રમીલાએ સવાલ કર્યો.

"ત્હમે યે દરરોજ નવા તુક્કા જ ઉઠાવો છો. આજે વળી વાર્તા કહેવાનો વિચાર ક્યાંથી ઉગ્યો?"

"એ ગમે ત્યાંથી. સાંભળશો કે નહિં તે મ્હને કહો."

"હા, કહેવાનું શરૂ કરો. ધ્યાનથી સાંભળીશ."

"પણ મ્હારી વાર્તા બહુ જ—છેક જ ટૂકી છે હો."

"જેવડી હોય તેવડી કહી નાખો."

"ત્યારે જૂઓ, એક હતા શુકદેવજી ને બીજી હતી રંભા."

"ઓહો, એ વાર્તા તો મ્હને યે આવડે છે."

"પણ મ્હારી વાર્તા એવડી જ છે." એટલું કહીને પ્રમીલાએ એક ઉંડો નિઃશ્વાસ મૂક્યો—ત્હેનાથી મૂકાઈ ગયો. એ અચાનક ગંભીર બની ગઈ. ત્હેના મુખ ઉપરથી બાલિશ રેખાઓ એકદમ ઉડી ગઈ ને જાણે કળ દાબી હોય તેમ ત્હેના મોઢા ઉપર જુદુદુઈ રીતે કરુણતા આવી ગઈ. ત્હેણે ટેબલપર નીચી નજર નાંખી દીધી ને બોલ્યા ચાલ્યા વિના બેસી રહી. એ પછી થોડીવાર બોલી શકી જ નહિ. શિરીષે એ બધો ફેરફાર ઝીણવટથી જોયો. એ ઘડીક ટેબલલૅમ્પ પાસે બેઠેલી પ્રમીલાની મુખમુદ્રા જોતો વિચારમાં પડી ગયો. ઘડીક તો ત્હેને સમજાયું નહિં કે આ શું થઇ ગયું. આજે જ કે ઓચિન્તુ પ્રમીલાને આમ કેમ થયું? ત્હેના હૃદયમાં ગડમથલ ચાલી. અત્યારે શું બોલવું? થોડીવારે પ્રમીલાની આંખમાંથી ટપક ટપક આંસુ ટપકતાં લાગ્યાં. એ જરા મુંઝાયો. અત્યારે કોઇ આવી ચ્હડે તો? બારણું વાસી આવું? અરે, પારકા ઘરમાં એ ઘરની જ કુંવારી છોકરી ખંડમાં બેઠી હોય ને બારણું વસાય? કરવું શું? અન્તે બોલવાનો નિશ્ચય કર્યો.

"પ્રમીલાબ્હેન, આ બધું શું? એટલું બધુ શું થઇ ગયું? મ્હને કહો તો ખરાં."

"મ્હને એ રંભાની સ્થિતિ યાદ આવી કે બિચારીને શુકદેવે ગણકારી જ નહિં." પ્રમીલાએ

આંખ લુછતાં મંદતાથી જવાબ આપ્યો. શિરીષને તે હૃદયના મર્મભાગમાં વાગ્યો. એ મૂંગો જ થઇ ગયો. પાંચેક મિનીટ સુધી બન્ને બોલ્યા ચાલ્યા વિના બેસી રહ્યાં. પ્રમીલા ટેબલપરનું એક હોલ્ડર લઇને ટેબલપર જેમ તેમ ફેરવતી બેસી રહી. શિરીષ દીવા સ્હામે જોઇને બેસી રહ્યો. અન્તે પ્રમીલાએ હોલ્ડર બાજૂએ મૂક્યું ને શિરીષ સ્હામે જોયું.

"કેમ હવે સ્હમજાય છે ?" જાણે મંદ ઠપકો દેતી હોય તેમ એ બોલી.

"ન કેમ સ્હમજાય ? પણ હું શું કરૂં ? મ્હારી જીન્દગીમાં હવે કશો ફેરફાર નહિં કરી શકાય. મ્હારી વૃત્તિ જ નથી." શિરીષે સીધો જ ઉત્તર વાળ્યો.

પ્રમીલાના મુખ ઉપર જરા જરા લજ્જા આવવા માંડી. રમતિયાળ મિત્ર મટીને એ સ્ત્રી બનવા લાગી.

"એવું તે શું ત્હમારી જીંદગીમાં આવી પડ્યું છે ?"

"પ્રમીલાબ્હેન, ત્હમને શું કહું ? મ્હેં મ્હારી જીન્દગીની વાતો કોઇને કહી નથી તેમ ત્હમને પણ એ કહેવાની જરૂર નથી. પણ ત્હમને કલ્પનામાં યે ન આવે એવી મુશ્કેલીઓ મ્હેં વટાવી છે. આટલીવયમાં મ્હેં આખી જીન્દગીનો અનુભવ લઇ લીધો છે. ત્હમે જાણીને આશ્ચર્ય પામશો કે હું એકવાર પરણ્યો હતો, પિતા યે થયો હતો. મ્હેં સંસારમાં બધું જોઇ લીધું. હવે એમાં પડવાની મ્હારી જરાયે ઇચ્છા નથી. ફક્ત મ્હારા પિતાને માટે આટલુંયે કરૂં છું તે કરૂં છું." હતાશ જેવો બનીને શિરીષ બોલ્યો. સ્હામે બેઠેલી નારી સુન્દરતાને જોઇને પણ એનું હૃદય આર્દ્ર ન થયું.

"પણ ત્હમે કોને ના પાડો છો તે સ્હમજો છો ? આ બધું જૂઓ એટલે સ્હમજાશે." એમ કહી પેલું પોટકું શિરીષને આપ્યું. શિરીષ ટેબલ પાસે આવ્યો ને પોટકું ઉઘાડ્યું. અંદર પ્રમીલાના સરનામાના પત્રો હતા.

"આ તો ત્હમારા નામના પત્રો છે. એમાં મ્હારે શું જોવું છે ?"

"ત્હમે એ વાંચો તો ખરા. હું ત્હમને એ વાંચવાની રજા આપું છું."

શિરીષે એક, બે, ત્રણ, ચાર, છ, દસ એમ પત્રો ઉઘાડ્યા ને વાંચ્યા. નીચેની સહીઓ વાંચીને આશ્ચર્ય પામ્યો. એ બધા, પ્રમીલાથી મુગ્ધ બનીને લખાયલા, જુવાનિયાઓના પ્રેમપત્રો હતા. શિરીષ વાંચી રહ્યો એટલે પ્રમીલા નીચી નજરે ધીમે સ્વરે બોલી: "એ બધાને ઠોકરે મારનાર ત્હમારા ચરણ પાસે બેસીને ભિક્ષા માગે છે—એટલું યે સ્હમજો છો ?"

"પણ ત્હમે આવા આવાને તરછોડીને મ્હારા જેવા ગરીબ તરફ શા માટે વળો છો ?"

"ત્યારે ત્હમે યે આ મૂર્ખાઓનું કહ્યું સ્વીકારી લેતા લાગો છો. શું એ બધા ખરા પ્રેમથી આ લખે છે ? ના ના, એવું કદી યે ન માનશો. એ બધા જરા મોહ પામ્યા એટલે ગાંડાઘેલા બને છે. એમ હું કેટલાને પરણવા નવરી છું ? અને એ પૈસા માટે હું મ્હારૂં હૈયું વેચું ? એ પૈસાવાળા સગવડને જ જૂએ છે. ભણેલી છે, પૈસાદારની એક જ છોકરી છે, સારી છે ઠીક પડશે—આ એમની ગણત્રી. મ્હારા જીવનમાં એક અનુભવ મ્હને થયો છે ત્યારથી મ્હારી આંખ ઉઘડી ગઇ છે. હું ત્યારથી સ્હમજી છું કે પ્રેમ ભરવાનું પાત્ર સોના ચાંદીનું નથી. અને એ અનુભવ પછી મ્હેં મ્હારી આસપાસનું વાતાવરણ જોઇને એની ખાત્રી કરી છે."

શિરીષ આ વિચારો સાંભળીને ખરેખર નવાઇ પામ્યો. આટલા વૈભવ ને મોજશોખમાં ઉછરેલી છોકરી આવો ઉન્નત વિચાર કયા પ્રસંગથી પામી એ જાણવાની ત્હેને તીવ્ર જિજ્ઞાસા થઇ.

એ પ્રસંગ સાંભળવાની ઉત્કંઠાથી અને કૈંક ચાલતી વાતને ફેરવવાના ઉદ્દેશથી એણે પ્રશ્ન કર્યો: "એ શો પ્રસંગ બન્યો હતો ?"

શાથી પણ અત્યારે પ્રમીલાથી શિરીષની સ્હામે ન્હોતું જોઈ શકાતું એટલે કહેવાનું એણે શરૂ કર્યું:

"હું મૅટ્રીકમાં હતી ત્યારે અમારી સાથે ભણતા વિદ્યાર્થીઓમાં એક મિ. મનમોહનરાય કે. દેસાઈ નામના વિદ્યાર્થી હતા. મ્હને ત્યારે કશી જ ખબર નહિ પણ એ મ્હારાથી મુગ્ધ બની ગયેલા. અને ખરેખર એમણે મ્હને પોતાનું હૃદય આપી દીધું હતું. એની મ્હને બહુ મોડી ખબર પડી. એમણે બિચારાએ કોઈ દિવસ આ બાંડાઓની માફક પ્રેમપત્ર નહિ લખેલો કે મ્હારી સાથે વાત સુદ્ધાં કોઈ દિવસ નહિ કરેલી, એમના મિત્ર—જેમણે આ બધી વાત મ્હને કહી ત્હેમની મારફત કહેવડાવેલું તેમ ત્હેમણે મ્હને હૃદય તો આપી દીધું હતું પણ મનમાં એમને એમ જ રહેતું કે હું સાધન વગરનો યુવક ક્યાં ને ક્યાં આ વૈભવશાળી છોકરી ! એમ હતાશ થવાથી એમના હૃદયને ધીમે ધીમે ધક્કો લાગ્યો. અન્તે એમાં ને એમાં જીવલેણ માંદગીમાં પડ્યા. એમણે પોતાના હૃદયની વાત કોઈને ન્હોતી કરી. મંદવાડ વધી પડ્યો ને એમના અવસાન પહેલાં ચારેક દિવસે એ ભાનમાં હતા ત્યારે એ એમના નિકટના મિત્રને પોતાના હૃદયની બધી વાત કરી ને એક ન્હાની ચિઠ્ઠી લખાવી. જૂઓ આ રહી એ ચિઠ્ઠી." પ્રમીલાએ એક સોનાની ડબ્બી શિરીષને આપી. ત્હેણે એ ઉઘાડી. ને અંદરથી ન્હાનો કાગળનો કકડો કાઢ્યો. એમાં આટલું લખ્યું હતું "પ્રમીલા, હું ત્હમારા વિના ઝૂરીને જાઉં છું. ત્હમારી જીન્દગીમાં ત્હમારે માટે મરનારનું સ્મરણ રાખશો ત્હોયે મ્હારા આત્માને શાન્તિ રહેશે. ત્હમે મ્હારે માટે તો અશક્ય જ હતાં એટલે મ્હારૂં હૃદય ત્હમને જ આપ્યું છતાં શું કરી શકું ! ત્હમારે માટે ઝૂરતો મરૂં છું તો ત્હમને કોઈક જન્મે મેળવીશ એટલી આત્માની અનન્ત વાસના નથી છૂટતી."

"એ ચિઠ્ઠી લખાવીને ત્હેમના મૃત્યુ પછી મ્હને ખાનગી રીતે પહોંચાડવાનું ત્હેમના મિત્રને ખાસ કહ્યું. એ મિત્રને તો માંદગીનું કારણ હાથમાં આવ્યું એટલે પછી બીજા શાની વાર જૂએ ! એમને આશા આવી, કે મ્હને એ લખે ને કદાચ હું ત્યાં જાઉં તો મિ. દેસાઈની તબિયત સુધરે. એમણે તેજ દિવસે મિ. દેસાઈથી છૂપો કાગળ લખ્યો ને ત્હેમાં મ્હને એ બધી હકીકત જણાવી ને લખ્યું કે આવી શકો તો આ પત્ર મળતાં જ ત્યાંથી નીકળી આવજો. મ્હારા ઇન્ટરના વર્ષની ત્યારે શરૂઆત હતી. એમણે વિશેષમાં લખ્યું હતું કે 'ત્હમે આવો એ અશક્ય જ છે, ત્હમારા જેવાંને મ્હારા મિત્ર જેવાની શી પરવા હોય ! કદાચ પત્ર વાંચીને ફેંકી યે દેશો. પણ મ્હારી આશા નથી છૂટતી. ને તેથી આ છેલ્લો પાસો ફેંકું છું કે એમ કરતાં યે મ્હારો મિત્ર બચે તો સારૂં.' મ્હને તો એ પત્રે વિચારમાં નાંખી દીધી. ત્યાર સુધી બીજા ઘણા પત્રો મ્હને મળ્યા હતા પણ એવો પત્ર કદી ન્હોતો મળ્યો ઘણા વિચારને અન્તે મ્હને લાગણી થઇ આવી કે મ્હારે જવું તો ખરૂં જ. પણ એ ભરૂચમાં રહેતા હતા એટલે એમ જવાની રજા યે શી રીતે મળે ! પછી મ્હેં એક યુક્તિ શોધી કાઢી. તે દિવસે શુક્રવાર હતો. મ્હેં બાપુજીને કહ્યું કે સુવર્ણાએ મ્હને આજે અંધેરી બોલાવી છે ને પાછી સોમવારે આવીશ. એમણે રજા આપી. તે વખતે સ્હાંજના પાંચ થયા હતા. હું તરત અંધેરી ગઇ. સુવર્ણાને મળીને બધી વાત કરી ને કહ્યું કે ટેલિફોન આવે તો જણાવવા ન દઇશ કે હું અહીં નથી. બધું બરાબર નક્કી કર્યું. બીજે જ દિવસે પાછા ફરવાનો નિશ્ચય હતો. રાત્રે કોલાબાથી ઉપડીને સવારે ભરૂચ પહોંચી. મ્હને કૈં વિચિત્ર લાગણીઓનો અનુભવ થતો હતો. કોઇના ઓળખાણ પીછાન વગર હું ક્યાં જાઉં છું ? એમ જ મ્હને થયા કરતું હતું. પણ મ્હારા મનમાં

એ જ તીવ્ર અભિલાષા હતી કે મિ. દેસાઈ બચે તો સારું. સ્ટેશનેથી ગાડી કરીને પત્રમાં ઠેકાણું લખ્યું હતું તે પ્રમાણે શોધીને મિ. દેસાઇને ઘેર ગઈ. એમના મિત્રે મ્હારું સ્વાગત કર્યું ને હું ગઈ તેથી એમને તો હર્ષનાં આંસુ આવી ગયાં. અને એ બહુ જ ઉપકાર માનવા લાગ્યા. ગાડીમાંથી ઉતરતી વખતે એમણે કહી દીધું કે મ્હારે ડાક્ટર તરીકે વર્તવું કારણકે ઘરમાં બધાને એમ કહેવામાં આવ્યું છે. હું ઘરમાં પેઠી કે બધાં મ્હને માન આપવા લાગ્યાં. મ્હારે કાને એમ પણ સંભળાયું કે ‘મુંબાઇનાં મ્હોટાં ડાક્ટર છે ને મનુના ઓળખાણથી ખાસ આવ્યાં છે.’ એ પણ એક નવો અનુભવ હતો. મિ. દેસાઇ જ્યાં સુતા હતા ત્યાં અમે બન્ને ગયાં. અને અમારા એ સિવાય બધાંને બહાર જવાનું કહ્યું. મ્હેં મિ. દેસાઇને જોયા. મ્હને એક કમ્પારી આવી ગઈ. એમનું શરીર તદ્દન દુર્બળ થઈ ગયું હતું. ગળા સુધી એમણે ઓઢેલું હતું. મોઢા ઉપર નરી ફિક્કાશ જ જણાતી. આંખો મીંચેલી હતી. હું એક ખુરશીપર બેઠી. મિ. દેસાઇના મિત્ર ત્હેમની પાસે જઇને ધીમેથી કહેવા લાગ્યા: ‘મનુભાઇ, પ્રમીલાબ્હેન આવ્યાં છે. આમ જૂઓ તો.’ મિ. દેસાઇએ ધીમેથી આંખો ઉઘાડી ને મ્હારી ઉપર નજર માંડી ત્યાં એ ફિક્કાશમાં યે એમની આંખો ચમકી. જાણે કંઈક નવું ચેતન આવતું હોય તેમ એમનાથી ધીમે પણ સ્પષ્ટ સ્વરે બોલાઈ જવાયું ‘કોણ?’ અને વળી પાછી એમણે આંખો મીંચી દીધી.

“પ્રમીલાબ્હેન, મનુભાઈ! જૂઓ તો ખરા.” એમના મિત્રે કહ્યું.

‘સ્વપ્ન હશે. મ્હારાં એવાં સદ્ભાગ્ય ક્યાંથી?’ આંખો બંધ જ રાખીને અત્યંત મંદતાથી ઉંડે સ્વરે મિ. દેસાઇ બોલ્યા. એમના મિત્રે મ્હારી સ્હામે જોયું. મ્હારા હૃદયમાં કંઈ અવનવી મુંઝવણ હું અનુભવતી હતી. જાણે રડી પડીશ એમ મ્હને થયું. એટલું બધું કરૂણ વાતાવરણ ત્યાં હતું.” પ્રમીલાએ એક ઉંડો નિશ્વાસ મૂક્યો. “પછી હું જ બોલી ‘મિ. દેસાઈ, હું-પ્રમીલા આવી છું હોં. ત્હમારી સાથે ભણતી હતી તે. જૂઓ.’ હવે એમણે માન્યુ. એમની આંખમાં ચેતન આવ્યું. એમણે મ્હારી સ્હામે નજર માંડી જોયું. મ્હને સૂઝ્યું નહિં કે મ્હારે શું બોલવું. હું બહુ મુંઝાઇ ગઈ હતી. જાણે એ જ વખતે પાછી મુંબાઇ ચાલી જાઉં એમ મ્હને થયું. મ્હારાથી એ બધું સ્હેવાતુ નહોતું..........એ આખો દિવસ ત્યાં રહી ને મિ. દેસાઇ સાથે ખૂબ વાતો કરી. એમની તબિયતમાં તે દિવસે તો અજબ સુધારો થઇ ગયો. બધાંને શ્રદ્ધા બેઠી કે મુંબઇના ડાક્ટર બહુ હુશિયાર છે. મ્હને ખાત્રી થઇ ગઇ હતી કે મિ. દેસાઇ હવે બે જ દિવસના મહેમાન છે એટલે મ્હેં મ્હારો પાઠ—એમના ડાક્ટરનો નહિં હો પણ બીજા કશાનો—ભજવવામાં જરા યે સંકોચ ન રાખ્યો. બધી વાતચીતો છૂટથી જ કરી. મ્હને થયું કે એમનું મૃત્યુ પણ એમ સુધરતું હોય તો એમાં શું? રાત્રે એમની રજા માગીને કહ્યું કે છાની રીતે આવી છું. એટલે જવું જોઇએ. એમણે રજા આપીને કહ્યું કે ‘ત્હમે આવીને મ્હને સ્વર્ગથી વિશેષ સુખની શાન્તિ આપી છે. હવે મ્હારો આત્મા એ શાન્તિમાં વિચરી શકશે.’ હું રાત્રે ત્યાંથી ઉપડીને પાછી મુંબાઇ આવી ને સુવર્ણા પાસે ગઇ. એ પ્રસંગે મ્હારી ઉપર બહુ જ અસર કરી હતી. મ્હારે ખાતર એક યુવાન મરે છે એ મ્હને બહુ જ અસહ્ય લાગ્યું. હું સુવર્ણા પાસે ત્યારે રડેલી પણ ખરી. બે દિવસ પછી મિ. દેસાઇના અવસાનનો પત્ર આવ્યો. મ્હેં ૭ માસ સુધી કોઇ ન જાણે તેમ શોક પાળ્યો.” પ્રમીલાએ વળી એક ઉંડો નિશ્વાસ નાખી પૂરૂં કર્યું. “એ પ્રસંગે મ્હારી આંખો ઉઘાડી નાંખી; મ્હારા જીવનને, મ્હારી માન્યતાઓને, મ્હારા આદર્શોને મ્હારી અભિલાષાઓને પલટાવી નાંખ્યાં. મ્હારૂં હૃદય ત્યારથી વધારે આર્દ્ર બન્યું છે. ત્હમારા સહવાસમાં આવ્યા પછી ત્હમારૂં કુણું હૃદય જોઇને મ્હને હમેશાં ત્હમારે માટે લાગણી થઇ છે એ લાગણી પ્રબલ થતાં થતાં..........” પ્રમીલા જરા શરમાઇ ગઇ. “ચોક્ખું કહું તો

ત્હમારી કઠોરતાથી મ્હને બહુ આઘાત થાય છે. મ્હારાથી હવે એ નથી સહેવાતી. ત્હમને આટલું આટલું કરૂં છું છતાં ત્હમે કઠોર કેમ બનો છો? હું ત્હમારાં દુઃખ મટાડીશ, ત્હમને સંસારમાં રસ લેતા કરીશ. પછી? ગરીબાઈ એને આડે નથી આવતી. આ પ્રસંગ કહ્યો ને બન્યા પછી પૈસાનું ગુમાન મ્હેં મારી નાંખ્યું છે. બોલો શો વિચાર છે? હજી યે આવા કેમ બેસી રહ્યા છો? હું ખરૂં કહું છું હો શિરીષ, મ્હારાથી એ નથી સહેવાતું. હું શું કરૂં?" પ્રમીલાનું હૃદય ભરાઇ આવ્યું. એ બહુ મુંઝાઇ ગઇ, બ્હાવરી જેવી બનીને ઉઠીને ચાલી ગઇ. પોતાના ખંડમાં જઇને બારણું વાસી પલંગમાં પડી ધ્રુસ્ક રડી. શિરીષ એમ જ પત્થરની મૂર્તિ જેવો બેસી રહ્યો.

બારેક વાગ્યા પણ શિરીષ ઉઠ્યો નહિં. એની ઉંઘ ઉડી ગઇ હતી. અત્યારે એના હૃદયમાં તોફાન તોફાન મચી રહ્યું હતું. એની વિચાર તુલામાં એકલું જીવન અને પરિણીત જીવનના ઝોલા આવ્યે જતા હતા. ઘડીમાં એકલા જીવનનું ત્રાજવું નમતું તો બીજી ક્ષણે પ્રમીલાની મનોહર મૂર્તિ ને ત્હેનું તેવું જ મનોહર ને નિર્મળ હૃદય ત્હેને આકર્ષી રહ્યાં હતાં. બે કલાક સુધી બન્ને ત્રાજવાં ઉંચાં નીચાં થતાં થતાં અન્તે પ્રમીલાએ ત્હેના હૃદય ઉપર વિજય મેળવ્યો અને પરિણીત જીવનનું ત્રાજવું નમ્યું. 'પ્રમીલાનું આવું દયાનું હેત શામાટે નકારવું? એના જેવું સ્ત્રીરત્ન અમૃતનો પ્યાલો ભરીને પધારે છે તે શા માટે પાછો ઠેલવવો? એને હું ખરા ઉમળકાથી સ્વાગત આપીશ.' ત્હેણે અંતિમ નિશ્ચય કરી નાખ્યો. તે પછી તે આનન્દિત બનીને આમ તેમ આંટા મારવા લાગ્યો. સાડા બારેક થયા હશે. ત્યાં ખંડનું બારણું ઉઘડ્યું. અંદર પ્રમીલા આવી. શિરીષ ચમક્યો. મધરાતે આ શું?

"કેમ, હજી સૂતા નથી? મ્હેં કહ્યું તેથી કંઇ ખોટું લાગ્યું છે?" પ્રમીલા ઘણા ધીમા અવાજે બોલી.

"ખોટું નહિં પણ સાચું લાગ્યું છે."

"એટલે?" પ્રમીલા હર્ષથી અધીરી થઇ ગઇ. ત્હેને લાગ્યું કે ત્હેની આશા ફળી છે.

"મ્હેં નિશ્ચય કરી નાખ્યો છે."

"શો કર્યો છે?" મૃત્યુ કે જીવનનો ચુકાદો સાંભળતી હોય તેટલી જિજ્ઞાસાથી પ્રમીલાએ પ્રશ્ન કર્યો.

"ત્હમને સ્વીકારવાનો." પ્રમીલાથી એક ડગલું આગળ ભરાઇ ગયું. એને લાગ્યું કે હર્ષથી ત્હેનું હૃદય ભાંગી પડશે. ત્હેના હૈયામાં એક અનિર્વચનીય ઉમળકો આવ્યો. એ એકદમ શિરીષની પાસે ગઇ. ત્યાં સામા ખંડની બારીમાંથી કોઇએ ખોંખારો ખાધો. બન્ને ચમક્યાં. પ્રમીલા બે ડગલાં પાછળ ખસી ગઇ.

"શિરીષ મ્હારા અન્તરનો હર્ષ ત્હમને શી રીતે બતાવું? અત્યારે તો મ્હને આનન્દનું ઘેન ચ્હડે છે. હું જાઉં છું. સ્હવારમાં આવીશ." પ્રમીલા તો હર્ષથી ઘેલી બની ગઇ હતી. એ પોતાના ખંડમાં જઇને એ હર્ષના સ્વપ્ના જોતી નિદ્રામાં પડી ગઇ. શિરીષ પણ ઉંઘી ગયો.

સ્હવારમાં વ્હેલો ઉઠીને નિત્યકર્મ કરી શિરીષ પોતાના ખંડમાં પાછો આવ્યો ત્યારે ત્હેના ટેબલ ઉપર એક કવર પડ્યું હતું ઉપર ત્હેના શેઠના હસ્તાક્ષરમાં ત્હેનું નામ લખેલું હતું. એ તો આશ્ચર્ય જ પામ્યો કે 'શેઠે આ શું મોકલ્યું હશે?' તર્ક વિતર્ક કરતાં ત્હેણે એ કવર ઉઘાડ્યું. અંદર સો-સોની પાંચ નોટ હતી ને એક ન્હાનો પત્ર હતો. શિરીષે તો ઘડીક બધું દિઙ્મૂઢ બનીને જોયા કર્યું ને પછી પત્ર વાંચ્યો.

મિ. શિરીષ.

મ્હેં ધારેલું કે ત્હમે વિદ્વાન છો, સંસ્કારી છો એટલે ચારિત્ર્યમાં પણ ત્હેવા જ હશો. પણ થોડા વખતથી ત્હમારો ને પ્રમીલાનો ગજબ જોતો આવ્યો છું. તે ઉપરથી મ્હને વ્હેમ આવતો હતો ને તે

ન્હેમ ગઈ રાત્રે મ્હેં સાચો પડેલો જોયો છે. ત્હમારે જાણવું જોઈએ કે આ એક ખાનદાન કુટુંબનું ઘર છે. મધરાતે એ ઘરની કુમારિકાને ત્હમારા ખંડમાં બોલાવો છો એનો અર્થ શો ? ત્હમે તો ચાલ્યા જશો પણ આનું કોઈ જાણે તો એ છોકરીના ભવિષ્યનું શું ?

મ્હારે ત્હમારા તરફથી કશો યે ખુલાસો નથી જોઈતો. આ સાથે ત્હમારો બે માસનો પગાર બીડ્યો છે. ત્હમારે હવે વ્હેલામાં વ્હેલી તકે અહીંથી ચાલ્યા જવું.

× × × × × × ×

માથે વજ્ર પડ્યું હોય તેમ શિરીષ સ્તબ્ધ બની ગયો. ઘડીક તો પોતાની આંખને પણ ન માની. બેવાર ત્રણવાર ચારવાર એ પત્ર વાંચ્યો. એને પછી ખાત્રી થઈ કે તેહેના શેઠે એ લખ્યો છે. 'અરર, આ હું શું વાંચું છું ! મ્હારી ઉપર આટલું મ્હોટું આળ !' એનાથી એ ન સ્હેવાયું. જેણે પ્રમીલા સ્હામે મીટ માંડીને જોયું પણ નથી એની ઉપર આવું દોષારોપણ એ ત્હેનાથી કેમ સ્હેવાય ? ત્હેને તરત એકદમ ક્રોધ ચ્હડી ગયો. 'જહન્નમમાં જાય આ બધી દુનિયા ને સાથે પ્રમીલા પણ ! મ્હારે એ બધાંની શા માટે પરવા કરવી જોઈએ ? કાલે મ્હારૂં મન જરાક ચળ્યું ને દુનિયાદારી તરફ વળ્યું એટલામાં જ આ પ્હેલો અનુભવ ! મ્હારે એ કશાનું કામ નથી. મ્હારે મ્હારૂં જીવન જીવું છું તે ઘણું છે. મ્હારે પ્રમીલાનું કે કોઈનું કામ નથી. દુનિયાની આટલી કડવાશ પીધી. હવે વળી પાછી પીવા હું શા માટે તૈયાર થયો ? મ્હારે કશું જ જોઈતું નથી.' એવી ને એવી વિચારમાળામાં એ ખંડમાં આંટા મારવા લાગ્યો.

પ્રમીલા આજે કંઈ ઔર ઉલ્લાસમાં ઉઠી. વ્હેલી વ્હેલી ન્હાઈ ધોઈને મોઢું માથું સરખાં કર્યાં. આજ એનું રૂપ પણ કંઈ અજબ ખીલ્યું હતું. પણ આજ શિરિષની પાસે રોજની માફક બેધડક જવાની ત્હેની હિમ્મત ન્હોતી ચાલતી. આજે એનો મિત્રભાવ ઉડી ગયો હતો અને કોઈ બીજો જ ભાવ ત્યાં આવ્યો હતો. શાથી પણ આજ શિરીષ પાસે જતાં એ શરમાતી હતી. ત્યાં જવાની તૈયારી કરે ને એનું મોઢું લજ્જાથી ગુલાબી ગુલાબી થઈ જતું હતું. આજ એને શા બ્હાને શિરીષ પાસે જવું એ ન સુઝ્યું. અન્તે નોકર પાસે બગીચામાંથી ફૂલ મંગાવ્યાં અને ત્હેનો એક સુન્દર ગુચ્છ બનાવ્યો. એ લઈને શરમાતી શરમાતી એ ચાલી. શિરીષના ખંડનું બારણું બંધ હતું. ત્યાં જઈને એ ઉભી રહી. એનાથી ઉઘાડીને જવાની તરત હિમ્મત ન ચાલી. ધીમેથી જરાક બારણું ધકેલ્યું ને તડમાંથી જોવા લાગી કે શિરીષ શું કરે છે. પણ એણે જે જોયું એનાથી તો એ હેબતાઈ જ ગઈ. શિરીષે પોતાનો બધો સામાન બાંધીને તૈયાર કરી મકૂયો હતો. જે બાકી હતો તેની તૈયારી કરતો હતો. પ્રમીલા કશું સ્હમજી શકી નહિ. એણે ધક્કો મારી બારણું ઉઘાડી નાંખ્યું.

"આ બધું શું કરવા માંડ્યું છે ?" બધા સામાન ઉપર જિજ્ઞાસાથી દૃષ્ટિ ફેરવી તે બોલી. "આ ક્યાંની તૈયારી કરો છો ?"

"હું એ પ્રશ્નનો એક જ શરતે જવાબ આપીશ અને તે એ કે ત્હમારે એ જવાબ લઈને અહીંથી ચાલતાં થવું." દૃઢતાથી ને કંઈક કઠોરતાથી શિરીષે જવાબ આપ્યો.

"એટલે શું ? હું આ બધાનો કશો અર્થ નથી સ્હમજી શકતી. રાત્રે ત્હમે શું કહ્યું હતું ? અને અત્યારે આ શું ?" હજી પ્રમીલાને કાંઈ જ સ્હમજાતું ન્હોતું.

"હું વધારે જવાબો નહિ આપી શકું. આ પત્ર વાંચો ને અહીંથી ચાલ્યાં જાઓ." હવે એ જરા કર્કશ બન્યો. પ્રમીલાથી એ ઉત્તર સ્હેવાયો નહિ, અને થયું કે 'એવો મ્હેં શો અપરાધ રાતથી અત્યાર સુધીમાં કર્યો છે કે આમ શિરીષને બોલવું પડે છે ?' ત્હેણે એ જાણવા પેલો પત્ર હાથમાં લીધો. પિતાના અક્ષર ઓળખ્યા. વાંચ્યો.

"એટલે ત્હમે જાઓ છો જ?" અધીરાઈથી એ બોલી.

"હા. ત્હમારા પિતાને, ત્હમને યોગ્ય લાગે તો, ખાત્રી આપજો કે શિરીષ જેટલો સંસ્કારી છે તેટલો જ ચારિત્ર્યવાન છે. અને મ્હેં ત્હમને કોઈ દિવસ મ્હારા ખંડમાં બોલાવ્યાં નથી. જ્યારે જ્યારે ત્હમે આવ્યાં છો ત્યારે ત્હમારી મેળે જ આવ્યાં છો. એ વાતની પણ ખાત્રી કરાવજો. મ્હેં ત્હમને કોઈ દિવસ સ્પર્શ સરખો યે કર્યો નથી એનાં એક ત્હમે ને બીજો ઈશ્વર સાક્ષી છે. દુનિયાને માનવું હોય તો ભલે માને કે શિરીષ ચારિત્ર્યહીન છે. મ્હારે હવે ત્હમારી કોઈની પરવા નથી. આટલી ખરા હ્રદયથી નોકરી કરી, આટલા નિર્મળ હ્રદયે અહીં ઘરની વચ્ચે રહ્યો છતાં આટલા મ્હોટા કલંક સાથે રજા આપો છો એ મ્હને બહુ જ ત્રાસદાયક લાગે છે એટલું એમને કહેજો. બસ, હવે ત્હમે જાઓ." શિરીષે કૈંક કઠોરતાથી ને કૈંક કરુણતાથી ખુલાસો કર્યો.

પ્રમીલાની તો હોંસ ઉલ્લાસ બધુ ભાંગી પડ્યું. એક ખુરશી પર એ બેસી ગઈ. ત્હેને સ્હમજાતું ન્હોતું કે પિતાએ આમ શા માટે કર્યું. શિરીષ ઉપર આવા દોષનું આરોપણ ! ત્હેનુ હૈયું સળગવા લાગ્યું. ત્હેની આશાઓ ત્હેમાં હોમાવા લાગી, 'શિરીષ જશે ! અરરર, એ કેમ સ્હેવાશે ? એના વિના હવે ઘડીએક પણ જીન્દગી કેમ જાય ? અરે, હું જીવી જ કેવી રીતે શકીશ.' ઓચિન્તી એ રડી પડી. ટેબલપર માથું મૂકીને ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી. એનો આખો રૂમાલ ભીંજાવી નાંખ્યો. " શિરીષ, શિરીષ ત્હમે ન જાઓ. હું બાપુજીને સ્હમજાવીશ. કહેશો તો માફી મંગાવીશ. ત્હમે જે કહેશો તે કરાવી આપીશ. પણ એટલું માગું છું કે ત્હમે રોકાઓ. ત્હમે કાલે રાત્રે શું કહ્યું હતું ? મ્હારાથી હવે ત્હમારા વિના એક ઘડી પણ નહિં રહેવાય હો. હજી યે મ્હારે ચોકખું કહેવું પડશે કે મ્હેં ત્હમને જ મ્હારૂં હ્રદય આપ્યું છે ? શિરીષ, શિરીષ, ત્હમે સ્હમજો. હું ત્હમારા વિના ઝૂરીને મરી જઈશ હો. એનું પાપ ત્હમને લાગશે. આટલા બધા કઠોર ન બનો. મ્હારા હ્રદયની વેદના વધારે તો કયા શબ્દોમાં કહું ? ત્હમે જાઓ છો એ વિચાર જ મ્હને બહુ ત્રાસ આપે છે. હું શી રીતે જીવીશ !" શિરીષનું પત્થરનું હ્રદય બિલકુલ ન પીગળ્યું. રાક્ષસી કર્કશતાથી એ બોલ્યોઃ "પ્રમીલાબ્હેન, ત્હમે હવે અહીંથી જાઓ. મ્હારી ઉપર વધારે કલંક આવશે. હું હવે નહિં જ રોકાઈ શકુ. ત્હમે મ્હારાં બ્હેન હતાં ને છો. હવેથી એ સંબંધ પણ તૂટે છે." પ્રમીલાના હ્રદય ઉપર એ શબ્દો વીજળીની જેમ પડ્યા. એને હવે કશું બોલવું સૂઝ્યું નહિં. ત્હેનું અરધું ચેતન હરાઇ ગયું. જાણે ભયંકર નિશ્ચય કર્યો હોય તેમ એ સડાક ઉભી થઈ ગઈ. "શિરીષ !" બોલતાં બોલતાં ગળગળી થઇ ગઇ. "મ્હેં............" એનાથી આગળ બોલી શકાયું નહિં. એ નીચે મોઢે ખંડની બ્હાર ચાલી ગઇ. શિરીષે બધો સામાન તૈયાર કરી નાંખ્યો હતો. કપડાં પહેર્યાં ને નોકરને ટેકસી લાવવા કહ્યું. શેઠની મોટરમાં ન જવાનો ત્હેણે નિશ્ચય કર્યો હતો. ટેકસી આવી ને સામાન મૂકાવ્યો. શેઠની અને શેઠાણીની રજા લેવા નોકરને ત્હેમને બોલાવી લાવવા કહ્યું. એ બન્ને આવ્યાં. હસતે મોઢે રજા લીધી ને જવાને વળે છે ત્યાં પ્રમીલા હસતી હસતી આવી. ને શિરીષના કોટમાં ફૂલ ખોસવા લાગી. ખોસતાં ખોસતાં બોલી "મ્હને યાદ કરજો હો." એટલું બોલીને ફુલ ખોસી રહી ત્યાં એ અચાનક ઢળી પડી. શિરીષે ત્હેને ઝીલી લીધી, બધાં નવાઈ પામ્યાં કે આ શું થયું ? બધા દોડાદોડ કરવા લાગ્યાં. પાંચ મીનીટ થઇ ત્યાં પ્રમીલાનું શરીર ઝાંખું પડી ગયું. દશ મીનીટ થઇ ત્યાં શરીરના બધા ધબકારા બંધ પડી ગયા.

---

# પ્રભુ ! રાખજે અખંડ એની જ્યોત

મ્હારા મન્દિરિયે અન્ધારાં ઘેરાય:
દીવડાયે બળી ઝાંખા થઈ લ્હેરાય:
પ્રભુ! રાખજે અખંડ એની જ્યોત. ધ્રુવ૦

એવાં શાં પાપ પ્રકટ્યાં પ્રભુ!
કે થયો તુજ પ્રકોપ ?
મેઘ ગગડે આકાશે જાણે,
છૂટી ગેબમાંથી તોપ !
મ્હારા મન્દિરિયે અન્ધારાં ઘેરાય

પવન ફુંકાયે સનનનન ને,
અન્ધારૂં છાયું ઘનઘોર:
માર્ગ સૂઝે નવ જરીયે પ્રભુ!
જાઉં હવે કઈ કોર ?
મ્હારા મન્દિરિયે અન્ધારાં ઘેરાય.

માનતો' તો હું આજ લગી કે,
મ્હારે ભીતિ ના લવલેશ:
ભ્રમમાં ભૂલ્યો હાય! બધું ને,
હાર્યો હવે હું :પરમેશ:
મ્હારા મન્દિરિયે અન્ધારાં ઘેરાય.

પાપ પુણ્ય ભર્યા જગમાંહી,
છું હું પામર તુજ બાળ:
પુણ્ય પન્થનો પ્રવાસી કરી
નાથ! લે જે મ્હારી સંભાળ:
મ્હારા મન્દિરિયે અન્ધારાં ઘેરાય.

રમણીક કીશનલાલ મ્હેતા

# જીવનનો આનંદ

જેઠાલાલ જોષી 'વિશારદ'

સૃષ્ટિમા રહેલી પ્રત્યેક વસ્તુ આનંદ મહોદધિમાં મગ્ન થવા સતત પ્રયત્નશીલ હોય છે. અને જેતુ જીવન તેવોજ તેનો પ્રયત્ન. સૃષ્ટિમાં સૌથી શ્રેષ્ઠ કૃતિ મનુષ્ય છે. જેટલો મનુષ્ય શ્રેષ્ઠ છે તેટલો ઉત્કટ તેનો પ્રયત્ન છે. જીવન દરેક વસ્તુને હોય છે પણુ સૌથી વધારે જીવન જીવવાનો મહદાર્શ મનુષ્ય કૃતિમા જણુાય છે. આનંદ એવી અપૂર્વ વસ્તુ છે કે જેને મેળવવા દરેક જીવ આતુર્પાય છે.

આ આનંદ પોતાના યથાર્થ વિકાસમાં હોય છે. કમલનો આનંદ તેના સ્વકીય વિકાસમાં છે એટલે કે તેના અક્ષત પરાગમાં છે. નદીનો આનંદ તેના સતત પ્રવાહમાં છે. આ પ્રમાણે સમગ્ર સૃષ્ટિ પોતાની અનેક વિધ પ્રવૃત્તિઓ દ્વારા પોતાના જીવન રસને સતત વહેતો રાખી આનંદ મગ્ન રહે છે.

મનુષ્ય સિવાયની બીજી સૃષ્ટિ પ્રકૃતિના એક દ્દઢ નિયમને વશ વર્તી એક ધારૂં જીવન ગુજારે છે ત્યારે માનવજાતિ ભાવના અને બુદ્ધિ પ્રાધાન્ય પ્રાણી હોઈ પ્રકૃતિના નિયમોની મીમાંસામાં ઉતરે છે. અને પોતાના માટે વિશેષ આનદપ્રદ સ્થિતિ અને માર્ગ કયા હોઇ શકે તેનો નિર્ણય કરવામાં પોતાને સ્વતંત્ર માને છે. આ યોગ્ય છે. આમાંજ મનુષ્યની શ્રેષ્ઠતા રહેલી છે. આ શ્રેષ્ઠતામાં મનુષ્ય પ્રસંગ આવ્યે પ્રાણાર્પણુ સુધીના સાહસો ખેડી શકે છે. તે તેવા આનંદોનેજ અખંડ આનંદ આપનારા માને છે. આનદ એજ જીવનનું અંતિમ ધ્યેય છે.

આનંદ મેળવવા મનુષ્ય અનેક માર્ગો યોજે છે. તેમાંના કેટલાક તદ્દન વિરોધી પણુ નીવડે છે ત્યારે કેટલાક ક્ષણિક આનદ આપનારા હોય છે. આ માર્ગોની યોજના કરતી વખતે મનુષ્ય પોતાના સંસ્કાર પ્રમાણે બંધાએલી બુદ્ધિથીજ તેના સારા નરસાની કસોટી કરી લે છે; અને તે પ્રમાણે જીવન જીવવા પ્રયત્ન કરે છે. જો મનુષ્યના સંસ્કારો યોગ્ય કર્તવ્ય કર્મો દ્વારા સંસ્કારી બન્યા હોય તો પોતાના નિર્ણયમા તે બહુજ ઓછો આડે માર્ગે જઇ શકે, પણુ જો તેના સંસ્કારોમાંજ અવળી દિશા હોય તો તે આનંદને બદલે વિષાદનો ભાગી થઇ પડે. પણુ એક વાત નિર્વિવાદ છે કે જે મનુષ્ય આનંદ પ્રાપ્ત કરવાના હેતુએ જો સતત જાગ્રત રહી પ્રયત્નવાન રહે તો તેના જીવનમાં એક દિવસ આવે છે કે જ્યારે તેને યોગ્ય દિશા સુઝે છે. આથી આનંદ પ્રાપ્ત કરવા સતત કર્તવ્યશીલ રહેવાની જરૂર છે અને આ પ્રમાણે કર્તવ્યશીલ રહેવામાં દરેક દરેક કર્તવ્ય સાચા હૃદયથી બુદ્ધિ પૂર્વક થયેલુ હોવુ જોઇએ.

જ્યાં સુધી મનુષ્યના જીવનમાં જીવનરસની ધારાનો પ્રવાહ સતત વહેતો હશે ત્યાં સુધી તેને આનંદ મહોદધિમાં પહોંચવાની પૂરી આશા છે; પણ જો અનેક કારણોને લીધે આ ધારાપ્રવાહ ક્ષીણ અને શુષ્ક થઇ ગયો તો પછી વિનાશજ છે. આ ધારા પ્રવાહને સતત વહેતો રાખવા મનુષ્યે કયી જાતનો માર્ગ લેવો કે જેથી તે સુકાયા વગર પોતાના ધ્યેય તરફ અનવરોધ ગતિથી વહ્યો જાય? જ્યાં સુધી એ નિશ્ચય નહિ થાય કે અખંડ આનંદ—મહોદધિનું સ્થાન કયાં છે; ત્યાં સુધી આ માર્ગની રૂપરેખા આંકવી અશક્ય છે.

અખંડઆનંદ સત્યની પ્રતીતિમાં છે. સત્યની પ્રતીતિ એજ આત્મા અને પરબ્રહ્મનો અભેદ સંબંધ. આત્માના પ્રતિદિનના વિકાસમાંજ આનંદ રહેલો છે અને તે વિકાસની અવધિ પરમાત્મા સાથે એકતામાં છે. હવે નિર્ણય કરવો સુગમ પડશે કે અખંડ આનંદના મહોદધિએ પહોંચવા મનુષ્યે પોતાના જીવન રસને એવે માર્ગે સતત વહેતો રાખવો જોઇએ કે જેથી અનેકવિધ આપત્તિઓના ખાડા ટેકરાઓ વટાવીને પણ તે પોતાને ધારેલે સ્થળે પહોંચી શકે.

હવે આવો સતત ધારા પ્રવાહ આપણા વર્તમાન જીવનમા ગંભવિત હોઇ શકે કે કેમ? સત્ય ત્રિકાલાબાધ્ય છે. આજે પણ તે સત્યજ છે. તો પછી વર્તમાન આપણી સ્થિતિ પણ સાચી અને યોગ્ય છે. આપણા વર્તમાન સંસ્કારોમાં પાશ્ચાત્ય અને પ્રાચ્ય સંસ્કૃતિનું મિશ્રણ થાય છે ત્યારે આપણે જાગ્રત રહેવાની જરૂર છે. કોઇ પણ સંસ્કારના બીજ રોપાતાં પહેલા તેની ભૂમિ અને તેના પૂર્વ સંસ્કારોનું અવલોકન આવશ્યક છે. આપણા માટે પાશ્ચાત્ય સંસ્કૃતિ કોઇ પણ રીતે લાભપ્રદ નીવડે તે સ્થિતિ નથી. આપણા સંસ્કારો અને તેઓના ગત ઇતિહાસ બહુજ બહોળો અને પ્રાચીન છે. આ સ્થિતિમાં માત્ર સ્વાર્થવૃત્તિએ વર્તમાનશાસનના નામે ગુલામીમાં રીબાવનારી જાતિના આંધળા અનુકરણમાં આપણી સંસ્કૃતિ પોષાશે એ આશાજ નિર્મૂળ છે. જ્યાં આપણા કર્તવ્ય માર્ગનો નિર્ણય કરવામાં આપણા સંસ્કારોમાંજ વર્ણસંકરતા આવી ગઇ હોય ત્યાં સત્ય પ્રતીતિની આશા અસ્થાને છે. આથી તો દુઃખ અને દિલગીરીનો અવળો માર્ગ સામે ઉભો થયો છે. જો આપણને સમજાયું હોય કે આ તો આપણે ભુલ્યા છીએ તો હવે આપણે એ દિશામાં આગળ વધી અંતર વધારવા કરતાં પાછા ફરી આપણા સાચા માર્ગેજ વળવું જોઇએ. વર્તમાન પરિસ્થિતિને જોતા કહી શકાશે કે આપણી ભૂલ કંઇક અંશમાં સમજાઇ છે ખરી. હવે આપણે એકદમ સન્માર્ગે ચઢી ગયેજ છૂટકો છે.

જડવાદથી સત્ય પ્રતીતિનો સંભવ શાનો હોય? આપણે જડવાદને સત્યમાર્ગ માની બાહ્ય સૃષ્ટિમાં ખુબ ભટક્યા છીએ. સાચો આનંદ આપણા અંતરમાં છે. સત્યનો નાદ આપણા અંતઃકરણમાં સતત થાય છે. બાહ્ય ભટકનારાઓને પોતાનામાં થતો નાદ આંતર જીવનમાં વળ્યા વગર ક્યાંથી સંભળાય? આ અંતરનાદ દુંદુભિસ્વરે કહી રહ્યો છે કે 'ઓ આનંદ–મહોદધિમાં પહોંચવાના ઇચ્છુકો! બહાર ભટકવાનું મૂકી દો. અંતર શુદ્ધિ કરો. આનંદનો મહાસાગર ઉછાળા લઇ તમારા ચરણોને સ્પર્શવા પોતાની મેળે આવશે.

અંતર શુદ્ધિ એજ ખરેખરો માર્ગ છે. અંતર શુદ્ધિ વડેજ આપણુ સાચુ કર્તવ્ય દૃષ્ટિગોચર થશે. સાચા કર્તવ્યની ઝાંખી થતાંજ આખુ જીવન આનંદ નદનો સંગમ પામશે. અંતર શુદ્ધિ માટેનો સાચો તપસ્વી પોતાના જીવનની પ્રત્યેક પળે જાગ્રત રહેશે અને જોશે કે એક પણ રાષ્ટ્ર વિરોધક કાર્ય પોતાના જીવનમાં નથી. અખંડ આનંદના મહાસાગરમાં રાષ્ટ્ર જેવા ખાબોચીયા નથી; પરન્તુ રાષ્ટ્રો ખાબોચીયા નથી પણ એક મહાન સાગરના અમુક નામે ઓળખાતા ભાગ છે. જ્યાં સુધી આ ભાગો સુસંપન્ન અને સમૃદ્ધ નથી ત્યાં સુધી મહાસાગરની સ્થિતિજ ક્યાં છે?

અખંડ આનંદના ઉપાસકો માટે રવીન્દ્રનો 'વિશ્વબન્ધુત્વ' મહાત્માજીના 'સત્ય અને અહિંસા,' યોગી અરવિન્દનો 'પૂર્ણયોગ' જગદીશ અને રૅમનું 'વિજ્ઞાન,' લાલાજી અને દેશબંધુનો આત્મભોગ, લોકમાન્યના વિશાળ 'જ્ઞાન' અને 'અનુભવ' આ સૌ માર્ગદર્શકો છે. આવા સમર્થ ભોમીઆઓને સાથે રાખી જીવનમાં સતત કર્તવ્યશીલ રહેવામાંજ અખંડ આનંદ સમાએલો છે.

આનંદના અનેકવિધ માર્ગ છે. અને તે દ્વારા વર્તમાન યુવક સમાજ આનંદ મેળવવા પ્રયત્ન આદરે છે; પણ આત્મશુદ્ધિદ્વારા સત્ય પ્રતીતિ સિવાય અખંડ આનંદ દુર્લભ છે. મોજશોખ, રંગરાગ વૈભવ અને વિલાસિતામાં આનંદ જોનારા ભુલતા જણાય છે. આ આનંદ ક્ષણિક અને પરિણામે વિનાશકારી છે, આવા આનંદના ઉપાસક બની આપણે યુવકોએ રાષ્ટ્રની સ્વતંત્રતાના વિઘાતકો નીવડયા છીએ. જે આનંદથી રાષ્ટ્રની સ્વતંત્રતા હણાતી હોય તે આનંદ નહિ પણ આત્મઘાત છે. જ્યાંસુધી ભારત સ્વતંત્ર નહિ હોય ત્યાં સુધી આપણી આનંદ પ્રાપ્ત કરવાની ઉપરોક્ત પ્રવૃત્તિઓ વિષમય છે. આત્માની સ્વતંત્રતા વિના આનંદ કેમ હોય ? સ્વાધીન આત્મતંત્ર વગર અખંડ આનંદ ઝાંઝવાનું જળ છે. આજે પોતાને યુવા કહેવડાવનાર અગર વર્તમાન પરિસ્થિતિમાં સંતોષ માની આનંદ માણે તો તેણે મળના કીડાની જેમ મર્યેજ છુટકો છે, સાચા આનંદના ઉપાસકો આવી પેટભરૂ ફીટદશા પળવાર ન સ્વીકારી શકે.

સાચા આનંદના આ રાજમાર્ગો છે. વર્તમાન યુવાનો આ દિશામાં કુચ કદમ કરે તેમાંજ ખરી બ્રહ્માત્મૈક્ય સ્થિતિ છે.



# ચિન્તન ધ્વનિ

[ વસંત-તિલકા ]

( સૉનેટ )

અંગે દિપે અવનવા અમિ–મેઘ–વર્ણ:
રંગો મહીં પ્રકટતા રસવ્યોમ દીપ:
દીવા બધા ઝગહળે તુજ નામ તેજે:
તેને પ્રભુ પ્રણમું હું દિન રાત સ્હેજે:
આકાશ શું જીવન ભવ્ય ઘુમે અમાપ:
આયુષ્યની લહરીના ઉછળે જુવાળ:
બન્ને વિષે વસી રહ્યા રવિ ચન્દ્ર તારા:
તેમાં નિહાળી નમું પાવક પ્રેમ જ્વાળા:
આ શીરથી વહી જતી સુરસાળ ગંગા:
તેને પ્રતિ કણ ભરી અદ્દભૂત લીલા:
લીલા તણે અણુ અણુ પૃથિવી હજાર:
પોકારતી અડગ પ્રકૃતિ તત્ત્વ–સાર:
ઓ, કાળના પરમ પાલક વન્દુ પિતા:
હૈયું ભરી ખુબ ગઉં તુજ ગુણ–ગીતા:

મોહિનીચન્દ્ર



# હૃદયનો ઘા

કૃષ્ણચંદ્ર ગંગાશંકર ભટ્ટ

સભ્ય, સાહિત્ય ઉત્તેજક સમાજ.

"રમણિકરાય, વિજયાનો વિવાહ સુરેશ સાથે કરવાનો મારો વિચાર છે. તમારી શી ઇચ્છા છે!"

"અત્યારથી શી ઉતાવળ છે? બન્નેને મોટાં થવા દો. આગળ ઉપર જોઇ લેવાશે."

"વિવાહ કરી મૂકવામાં શું જાય છે?"

હજુ સુરેશ ભણે છે. આ વાત જાણી તેના મન ઉપર જુદી અસર થાય, અને તેનો વિદ્યાભ્યાસ કાંઇક મોળો પડે એમ મારૂં માનવું છે."

"ના, ના, તે ખોટું છે. સુરેશ કાંઇ નાદાન નથી. તેનું વય પણ સોળ વર્ષનું થયું છે. વિજયા પણ તેર વર્ષની થઇ છે. તે બન્ને સાથે મળે છે, ત્યારે તેમની અંતરોર્મિ પરસ્પરના પ્રેમનું દર્શન કરાવે છે. વિજયાની માતાએ આ એક વખત બારીકાઇથી તપાસ્યું હતું. મને તો નિશ્ચય થયો છે કે તે બન્ને પરસ્પર ચાહે છે, અને તેથી તેમનું લગ્ન સુખદાયી નિવડશે. વળી સુરેશ હવે મેટ્રિકમાં પસાર થઇ જશે. તે ચાલાક અને કાળજીવાળો છે. આપણે પણ મિત્રો છીએ. એટલે આ સંબંધ થાય તો આપણી સ્નેહગ્રન્થી પણ દૃઢ થાય."

"ઠીક ત્યારે, હું તમારી સૂચના માન્ય રાખું છુ. પરન્તુ લગ્ન તો હાલ કરવું નથી. સુરેશ પોતાનો વિદ્યાભ્યાસ પૂર્ણ કરી રહે, અને ધંધે વળગી પોતાનો નિર્વાહ કરી શકે એવી સ્થિતિ પ્રાપ્ત કરે; ત્યારે જ તેમને પરણાવવાનાં હો?"

રમણિકરાય અને મદનમોહન એકજ જ્ઞાતિના ગાઢ મિત્રો હતા. તેમને એક પુત્ર અને પુત્રી અનુક્રમે હતાં. સુરેશ બાલ્યવયથી જ ભણવામાં હોંશીયાર હતો. તેની સાથે તે ચારિત્ર્યવાન અને સુશીલ હતો. તેના સદ્ગુણોથી અને માયાળુ સ્વભાવથી તે સર્વ કોઇને પ્રિય થઇ પડતો. મદનમોહન તો તેના તરફ વધારે આકર્ષાયા હતા. તેમની પુત્રી વિજયા પણ ગુણીયલ હતી. તેના

પિતાએ સુરેશ સાથે જ તેને પરણાવવાનો દઢ સંકલ્પ કરી મૂક્યો હતો, અને વિજ્યા તથા સુરેશ બન્નેય આ સંકલ્પ ફલીભૂત થાય એમ હ્રદયથી ઇચ્છતાં હતાં.

રમણિકરાયની આ વિષયમાં કાંઇક અનિચ્છા હતી. પોતાનો પુત્ર વિદ્યાર્થીજીવન સમાપ્ત કરી ધંધે વળગે, અને પોતાનો નિર્વાહ સ્વતંત્ર રીતે કરી શકે એવો બને, ત્યાર પછીજ તેની સંમતિથી લગ્ન થવાં જોઇએ, એવો તેમનો અભિપ્રાય હતો. વિદ્યાર્થીઅવસ્થામાં થયેલાં લગ્ન વિદ્યાર્થીનું મન વિક્ષિપ્ત કરી અભ્યાસમાં બાધારૂપ નિવડે છે એમ તેમણે અનુભવથી ખાતરી કરી હતી. લગ્ન પણ યુગલની પૂર્ણ સંમતિથી થવાં જોઇએ એમ તે ઇચ્છતા હતા. અને સુરેશ તથા વિજયાનો તેવા અભિલાષ છે, એવું જ્યારે તેમણે જાણ્યું ત્યારેજ તે સંમત થયા. સુરેશ તથા વિજયાએ આ સમાચાર જાણ્યા ત્યારે તેમના આનંદનો પાર રહ્યો નહીં.

સુરેશ મેટ્રિકની પરીક્ષા પસાર કરી અમેરિકા ગયો. તેના પિતાની સ્થિતિ સારી હતી. એટલે તે આર્થિક ઉપાધિથી રહિત હતો. ત્યાં ચાર વર્ષ રહી તેણે ઇલેક્ટ્રીકલ એન્જીનીયરની પરીક્ષા માન સહીત પસાર કરી. થોડો વખત વધુ અનુભવ મેળવી તે પોતાની માતૃભૂમિમાં આવ્યો. મુંબાઈના બારામાં આવતાં તેનાં સ્નેહી સંબંધી સ્વજનોએ તેને વધાવી લીધો, અને માનપૂર્વક પોતાના વતન અમદાવાદમાં આણ્યો. હવે તે પોતાના પ્રિય માતપિતા ઉપરાંત સાસરીયાના અખંડ આહ્‍લાદનું પાત્ર થઈ પડ્યો.

સુરેશ અને વિજયાના લગ્નનો દિવસ નિયત થયો. તે બન્ને સ્નેહી હ્રદયો પોતાના પાણિગ્રહણની રાહ પ્રસન્નતાથી જોવા લાગ્યાં.

અમેરિકાથી આવે બે માસ પણ પૂર્ણ નહીં થયા હોય, એટલામાં તો સુરેશ એક મહાન આપત્તિનો ભોગ થઇ પડ્યો. ક્રૂર દૈવને આ પ્રેમી યુગલનું સંમિલન થાય એ વિષમ લાગ્યું. અકસ્માત સુરેશના મકાન ઉપર પોલિસનો દરોડો પડ્યો. અમેરિકામાં અઘટિત ચળવળ ચલાવવામાં ભાગ લીધાનો શક આવવાથી તેને પરહેજ કરવામા આવ્યો, અને સહસા કોઈ અજ્ઞાત સ્થળે તેને કારાગૃહમા મોકલી દેવામાં આવ્યો. રમણિકરાય અને મદનમોહને તેને નિર્દોષ ઠરાવવા અનેક પ્રયાસો કર્યા, પણ તે સર્વ વ્યર્થ ગયા.

વિજ્યા નિરાશ થઇ ગઇ, અને પોતાના હ્રદયવલ્લભ ક્યારે ઘેર આવે તેની પ્રતીક્ષા કરવા લાગી. કેટલાય દિવસો સુધી તેણે અન્નનો ત્યાગ કર્યો. તેનું શરીર કૃશ થઇ ગયું, અને તેની મોહક મુખમુદ્રા પણ મ્લાન થઇ ગઇ. તે હવે વધુ સમય આ દુનિયાની નિવાસિની નહીં રહે એમ સર્વને ભાસ્યું. તેનાં માતપિતા પણ ચિન્તાસાગરમાં મગ્ન થઇ ગયાં હતા. એક બાજુએ આવો સુત જમાતા ગુમાવ્યો અને બીજી બાજુએ પોતાની એકાકી સુશીલ પુત્રીના પ્રાણ પણ ભયમાં હતા. એ વિચારોએ તેમને મુઝાવી નાખ્યાં, અનેક ઉપાયો કર્યાં. પરન્તુ વિજ્યાની વિરહવેદના શમી નહી.

રમણિકરાયની પણ તેવીજ દશા હતી. પોતાનો પુત્ર આવી કોઇ ચળવળમાં ભાગ લે એવો નથી એમ તેમનો દઢ અભિપ્રાય હતો. પ્રથમથીજ સુરેશ સરળ અને સિધે માર્ગે જનારો હતો. અમેરિકામાં પણ તે પોતાના અભ્યાસમાંજ લીન રહેતો, અને તેના શિક્ષકો પણ તેને માટે તારીફ કરતા. પરન્તુ તેની દક્ષતા અનેક જણના દ્વેષનું પાત્ર બની હતી, જેને પરિણામે આ પ્રપંચ રચાયો હતો. અત્યન્ત દિલગીરી સાથે રમણિકરાયે મદનમોહનને કહ્યું. "ભાઇ, સુરેશ ક્યારે છુટશે તે કહી શકાય નહીં." તે જતાં જતાં કહી ગયો છે કે આ તદ્દન પ્રપંચ જાળ છે. મારી એક વિનંતિ છે તે માન્ય કરશો ?"

"શું છે?" મદનમોહને ઉદ્વિગ્ન સ્વરે કહ્યું. "હવે વિજયાને અન્ય સ્થળે પરણાવો. તેની ઉંમર થઇ ગઇ છે. ક્યાં સુધી બેસી રહેશો?"

"એ શું બોલો છો! જ્યાં સુધી સુરેશ નહીં આવે, ત્યાં સુધી વિજયાનું લગ્ન પણ મુલત્વી રહેશે. તેની દશા તો તમે નરી આંખે નિહાળો છો. બિચારી સુરેશ વિના તો ઝુરી મરે છે. તે શું બીજે પરણવા માને કે?"

"ભાઇ, હવે તેને બીજે પરણાવવી તો જોઇએ. તે સોળ વર્ષની થઇ ગઇ. કન્યાકાળ વીતી ગયો છે. તેને સમજાવીને લગ્ન કરી દો. સુરેશના ભવિષ્યનું હવે નિશ્ચિત ન કહેવાય. છુટે તો આજેય છુટે, નહિ તો વર્ષો પણ થઇ જાય. માટે વિચારો તો સારૂં."

મદનમોહન આ વિષયમાં પૂર્ણ વિચાર કરી એક દિવસ વિજયાની પાસે વાતચીત કરવા બેઠા. પરન્તુ તે અર્ધી પણ નહીં થઇ હોય, તેવામાં વિજયા દુઃખિત હૃદયે કહેવા લાગી. "પિતાજી, સુરેશ સિવાય અન્ય કોઇ મારે બન્ધુ સમાન છે. જ્યારે તે આવશે ત્યારે લગ્ન થશે. પ્રતીક્ષા કરતાં કરતાં વર્ષો વીતી જાય તોય શું? મારા હૃદયથી તો હું તેમને વરી ચૂકી છું. પરમાત્મા હવે મારા આક્રંદ સામું નહિ જુવે? હવે તો અવધિ થઈ ગઇ. જરૂર તે મુક્ત થવા જ જોઇએ."

પોતાની પ્રિય પુત્રીનો દૃઢ સંકલ્પ સાંભળીને મદનમોહને અન્ય સ્થળે વિવાહ કરવાની ઇચ્છાને તિલાંજલી આપી, અને સુરેશના છુટવાની રાહ જોવા લાગ્યા.

પરમાત્માએ વિરહી વિજયાની વિનંતિઓ ઉરમાં ધારણ કરી. ચાર માસ વ્યતીત થયા પછી ભગવાન ભાસ્કર દેદિપ્યમાન થતાની સાથેજ પ્રભાતમાં સુરેશ પણ પોતાના દ્વાર આગળ પ્રકાશી રહ્યો. આ દૃશ્ય જોઇ રમણિકરાય, અને તેમનાં પત્ની અતિશય વિસ્મિત થઇ ગયાં. સગાં, વહાલાં સર્વ ભેગાં થઇ સુરેશને ઓવારણાં લેવા લાગ્યાં. આજનો દિવસ સર્વ સ્નેહી મંડળને માંગલિક થઇ પડ્યો, મદનમોહન અને તેમનાં પત્ની પણ આ સમાચાર જાણતાંજ હર્ષના પૂર આવેશમાં આવી પહોંચ્યા, અને ખબર પૂછવા લાગ્યાં. વિજયાના શ્રુતિપથ ઉપર આ પુનિત સમાચાર પડયા હશે ત્યારે તેના અંતરમાં શી ઉર્મિઓ ઉછળાતી હશે, તેનો ખ્યાલ વાચક કરી લેશે. સુરેશના શિક્ષકોને જ્યારે સમાચાર મળ્યા કે તે કારાગૃહમાં વિના દોષે સપડાયો છે, ત્યારે તેમણે લાગવગથી સરકારને તેના નિર્દોષપણાની પ્રતીતિ કરી આપી. સરકારને પણ આ વ્યક્ત થતાં સુરેશને મુક્ત કર્યો, અને બદલામા સારી નોકરી આપી. કારાગૃહમાં તેને બીલકુલ દુઃખ નહતું. પરન્તુ પોતાની ભાવિ જીવન સખીના આટલા સમયના વિયોગે તેના શરીર ઉપર અસર કરી હતી, જે વિયોગ તેને માટે કાયમનો લલાટે લખેલો હતો, અને જેનો જખમ તેના જીગરમાં સ્થાન કરીને તેને પીડવાનો હતો.

વિજયા અને સુરેશના લગ્નનો દિવસ નક્કી થયો. વિજયા હજુ મંદવાડમાંથી સાજી થઈ ન હતી. તેને જીર્ણજ્વર આવતો હતો, અને શરીર ક્ષીણ થઇ ગયું હતું. ચાલી શકવાને પણ તે અશક્ત હતી. સર્વના મનમાં તેના જીવનને માટે ચિન્તા ઉપસ્થિત થઇ હતી. ઇશ્વરકૃપાએ આ સ્નેહી યુગલનું મિલન થયું હતું. પરન્તુ હજુ તે વાગ્મિલન હતું, પાણિમિલન શાસ્ત્રવિધિ અનુસાર ન હતું. દૈવના વિચારો જૂદાજ હતા.

લગ્ન માટે તૈયારીઓ ધમધોકાર ચાલી રહી હતી. મદનમોહનને વિજયા એકની એક પુત્રી હોવાથી તેમણે ખર્ચ કરવામાં પાછું જોયું ન હતું. રમણિકરાયે પણ યોગ્ય ગૃહશૃંગાર કર્યો હતો. પરન્તુ લગ્નની તિથિને પહેલે જ દિવસે વિજયાને જ્વર વધ્યો. અને તેના હૃદયનો વણ રૂઝાયલો

ઘા પ્રાણઘાતક નિવડયો. સન્નિપાત થયો. ઉપરા ઉપરી ડાકટરો બોલાવવામાં આવ્યા. પરન્તુ વિધિની વિચિત્રતા આગળ તેમની ચાલાકી વ્યર્થ નિવડી. સાંજ પડતામાં તો શુદ્ધ સ્નેહની મૂર્તિ અવિચળ દેવી સ્નેહને પ્રાપ્ત કરવા આ અવનીનો ત્યાગ કરી ચાલી ગઇ. ખરે પ્રણયરસભીની વિજયાએ પ્રણયને કાજેજ પોતાનો પ્રાણ આપ્યો, મરતાં મરતાં સુરેશનું જ તે રટણ કરતી હતી.

અગ્નિદાહની જ્વાળાએ સર્વ સંબંધીઓના અભિલાષોને ભસ્મીભૂત કરી નાખ્યા. મદનમોહનની અનેક આશાઓ ધૂળમાં રોળાઇ ગઇ. પરન્તુ માનવીનું ધાર્યું પાર પડતુ નથી, એમ ધીરજ ધરીને પોતાના દિવસો પસાર કરવા લાગ્યા. સુરેશે હવે લગ્ન નહીં કરવાનો નિશ્ચય કર્યો. હજુ તે યુવાવસ્થાના પ્રવેશદ્વારેજ હતો. તેને ઘણા જીવનપ્રસંગો અનુભવવાના હતા. તેનું જીવન પાયમાલ કરી નાખવાનું તેના પિતા તથા મદનમોહન ઇચ્છતા ન હતા. વિજયાને અવસાન પામે ત્રણેક માસ થયા, એટલે મદનમોહને સુરેશને બોલાવ્યો, અને કહ્યું. " સુરેશ, દૈવની ગતિ ન્યારી છે. આપણી ઇચ્છા કાંઇ હોય, અને વિધિની ઇચ્છા કાંઇ હોય! માટે હવે શોક કરે કાંઇ તે પાછી આવવાની નથી. તમારી આ કુમળી કાયા હવે વેડફી મારવાની નથી. તમે તો અનેક આશાઓથી ભરેલા યુવક છો. તમારી પાસે હજુ જ્ઞાતિ અને દેશ ઘણું ઘણું માગે છે. તમારા જ્ઞાનનો લાભ સમસ્ત દેશને આપી વિદ્વતાનું સાર્થક કરો, ગ્લાનિને દૂર કરો, અને સ્થિરચિત્ત થાવ. લોકોપયોગી દેશોન્નતિનાં કાર્ય કરી તમારી કીર્તિ દિગંત પ્રસારો, અને નામ અમર કરો. તેમ કરતાં વિજયા પણ અમર છે એમ માનજો. તમારા તરફ તેનો વિશુદ્ધ સ્નેહ હતો. માટે તમારો ઉત્કર્ષ નિહાળી તે સ્વર્ગમાં પણ રાજી થશે. તમારો જીવનવ્યવહાર સરળ રીતે ચલાવવા મારી વિનતિ ધ્યાનમાં લેશો!"

"મુરબ્બી, શું કહું! હૃદય રડે છે. મુખમાંથી શબ્દો નિકળતા નથી. આપે કહ્યું તે બધુ સત્ય છે. પરન્તુ આ અસર કાંઈ જેવી તેવી થઇ નથી. આપને શું કહેવું છે!"

"બીજું શું હોય? હવે તમારો જીવનપથ સુગમ બનાવવા લગ્ન કરો. જુવો મારે તમારા વિના હવે વધારે સ્નેહી બીજો કોઇ નથી. હું મારી સઘળી મીલ્કત તમને સોંપી દઉં છું. મારો અને વિજયાની માતાનો વિચાર હવે કાશીમાં જઇને રહેવાનો છે. અમને માસિક પચાસ રૂપિઆ મોકલજો. ત્યાં ઇશ્વર ભક્તિ કરી અમે અમારા બાકીના દિનો વ્યતીત કરીશું. જો તમને મારા પ્રત્યે શુભ લાગણી હોય, તો મારૂ આટલુ કહેવું માન્ય કરો. એમજ જાણજો કે વિજયાને વર્યા છો."

"એમ કેમ માની શકાય? તે તો સ્વર્ગીય રત્ન હતી. તમારી ઇચ્છાનો અનાદર પણ શી રીતે થાય? તમારા હૃદયને હવે વધુ ખિન્ન કરવા ઇચ્છતો નથી. આપ નક્કી કરો, અને હું તે પ્રમાણે વર્તવા કબુલ છું."

"મદનમોહને રમણિકરાયને આ વાર્તાલાપ કહી સંભળાવ્યો, અને તેમણે જાતે સુરેશનો વિવાહ તેમની જ્ઞાતિના સંસ્કારી સૂર્યપ્રસાદ વકીલની પુત્રી વનલીલા સાથે કર્યો. વનલીલા પણ સુશીલ અને શિક્ષિત હતી. થોડા દિવસ પછી સુરેશચંદ્ર દગ્ધહૃદયથી મદનમોહનની આજ્ઞાનું પાલન કરવા માટે વનલીલા સાથે પરણ્યો. મદનમોહને કહ્યા પ્રમાણે પોતાની તમામ સંપત્તિ સુરેશને સોંપી અને કાશીમાં જઇને પોતાનાં પત્ની સાથે રહ્યા. સુરેશે તેમની ઇચ્છાનુસાર રૂપીઆ મોકલવાનો પ્રબંધ કર્યો. વનલીલાએ સુરેશને કોઇ પણ પ્રકારે ઓછું આવવા દીધુ નહીં. પરન્તુ જે હૃદય સ્નેહમયી પ્રતિમાથી વિભિન્ન થયું હતું તે હૃદય ગમે તેવી સુંદર, ગુણિયલ અને સારી અન્ય પ્રતિમાનો કેવી રીતે સ્વીકાર કરે! થોડો સમય તો તેણે હતાશ થઇને દિનો નિર્ગમન કર્યા. પરન્તુ "દુઃખનું ઔષધ દહાડા," એ ન્યાયથી તેનું ઉદ્વિગ્ન ચિત્ત કાંઇક શાન્ત થયું. તેને વનલીલા તરફ પણ કાંઇક ભાવ ઉત્પન્ન થયો, અને ગયેલી

વસ્તુ પાછી આવતી નથી, એમ જાણી મનમાં સંતોષ આણ્યો. પોતાનું જીવન આ સહચરીના સંયોગમાંજ વહન કરવાનું છે, અને ધર્મથી તેનેજ જીવનસખી માન્ય કરી છે, તો તેને ધર્મપત્ની ન ગણતાં દ્રોહ થાય છે, એમ ગણી તેણે સંતોષથી વનલીલા સાથે દિનો ગુજારવા માંડયા.

સુરેશે પોતાના હવેના દિવસોમાં અત્યન્ત માન સંપાદન કર્યું. મદનમોહનની દોલતનો તેણે જનહિતાર્થે વ્યય કર્યો. પોતાની ખાતર પ્રાણનું બલિદાન આપનાર વિજયાનું સ્મરણ પણ કાયમ રહે તે માટે તેણે એક વિદ્યાનશાળા સ્થાપન કરી તેનું નામ તેની સાથે જોડયું. પોતે પણ ન્યાય અને નીતિથી ધનવાન થયો, અને નાનાવિધ શોધખોળો કરી પોતાના દેશને તેનો લાભ આપ્યો. નવી ભાર્યા વનલીલાને પણ દ્રોહ નહી દેતાં તેને સુખી કરી તે આનંદમાં જીવન વ્યતીત કરવા લાગ્યો.





સંધ્યા
(ચિત્રકાર : કૃષ્ણલાલ ભટ્ટ)

સ્વામી સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ગગાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# રાષ્ટ્રધર્મ અને સાહિત્ય

દશળજી પરમાર.

ધર્મનો સંભવ હૃદયમાંથી છે. જ્યાં સુધી હૃદય છે—હૃદયની લાગણી છે, ત્યાં સુધી આત્મા શો 'મહતો મહીયાન્ અણો રણીયાન્' જેવો ધર્મ પણ છે. પણ તે ધર્મ કયો ?

એક કવિએ કહ્યું છે કે 'પડતાં ધારે જે' તેનું નામ ધર્મ. લોકસંઘના હૃદયને કલ્યાણ પથે ધારે તે ધર્મ.

લાગણી ભવ્ય બને એટલે પ્રેરણા પ્રગટે. ભવ્ય લાગણીમાં શુદ્ધ બુદ્ધિ ભળે એટલે પ્રજ્ઞા અવતરે. પ્રેરણા અને પ્રજ્ઞા ધર્મની બે આંખો છે.

જન્મ સાથે મનુષ્યજીવનમાં જન્મભૂમિ પ્રત્યે પ્રીત જોડાઇ છે. તે ખીલે છે એટલે રસઘેરી, આર્ત ને ગંભીર બને છે. ત્યારે તે ધર્મ રૂપે દશ્યમાન થાય છે. ધર્મમાં અધિકાર અને જવાબદારી બેઉ હોય; પણ અધિકારના બોમવટા કરતાં જવાબદારીનું ઝનુન વધુ રહે.

સંપ્રદાયો અને પંથો બેસે અને બદલે; એક રાષ્ટ્રધર્મ હમેશ છે અને રહે છે. રાષ્ટ્રધર્મ માનવ ધર્મથી ભિન્ન નથી. રાષ્ટ્રધર્મના અંગે અંગમાં માનવધર્મ—મધપૂડાના મધની જેમ—ભર્યો છે.

સંપ્રદાયમાં અંગત વલણ અને સમુહવૃત્તિ ( herd-instinct ) છે; રાષ્ટ્રધર્મમાં જનહૃત્તિ છે. મનુષ્ય પ્રથમ રાષ્ટ્રધર્મી હોય; પછી કોઈપણ સંપ્રદાયનો અનુયાયી હોય. વિશ્વધર્મી પણ રાષ્ટ્રધર્મી હોય તે જ થઈ શકે.

રાષ્ટ્ર આપણુ સૌનો પિતા છે—દેવ છે. ભારતમાં, ભારતની માટીમાંથી આપણો જન્મ; ભારતના અન્નમાંથી આપણો પ્રાણ; ભારતીય સંસ્કૃતિ અને કુદરત વડે આત્માનું સંવર્ધન. ભારતની ધૂલિમાં પૂર્વજોની એ વિભૂતિમાં આપણા મૃત્યુની ભસ્મ મળવાની—એટલે ભારતનો દેહ અને ભારતનો પ્રાણ ભારત પ્રીત્યર્થે સમર્પણ થવો જોઈયે.

પણ દેશદેશના રાષ્ટ્રધર્મો એકબીજાના વિરોધી નથી; ઉલટા તેઓ બધા બંધુજનો જેવા છે. આજની પ્રજાપ્રજાની લડાઈઓ અને સંસ્થાનો જમાવવાની સંસ્થાઓ તો રાષ્ટ્રધર્મનું અતિ કારમું વિકૃત રૂપ છે.

વિશ્વવિશાળ માનવતા એ સૌ રાષ્ટ્રધર્મો વચ્ચે એકસંબંધ જાળવી રાખે છે. અને સૌ રાષ્ટ્રધર્મો એ રીતે પરમ-આત્મ સ્વરૂપ આન્તરરાષ્ટ્રધર્મોમાં પરિણામ પામે છે.

હવે પ્રશ્ન એ છે કે સાહિત્યમાં રાષ્ટ્રનો શો હિસ્સો અને કેટલો? સાહિત્ય અને જીવન અને રાષ્ટ્ર તો પરસ્પર ઓતપ્રોત છે જ. સંકળાએલ છે. જીવન-એટલે સાહિત્ય અને રાષ્ટ્રનો સંબંધ અનિવાર્ય છે. દરેક દેશમાં રાષ્ટ્રજીવનના ભવ્ય અંશો સાહિત્યસૃષ્ટિમાં પ્રત્યક્ષ અને અમર-અંશી બન્યા છે. એ અર્થે તો સાહિત્યધર્મ એ રાષ્ટ્રધર્મ પણ ખરો.

પણ સાહિત્યકાર રાષ્ટ્રનો છે તો રાષ્ટ્રની પર પણ છે, વર્તમાનમાં એ જીવે છે અને ભવિષ્યનો એ જોનાર છે, સાહિત્યકાર જીવનમાં દર્શન મેળવે છે. સાચો સાહિત્યકાર નવાસવા કે કોરાકટ જીવનને સાહિત્યનો વિષય બનાવવાની ઉતાવળમાં પડતો નથી; એ તો રાષ્ટ્રના હૃદયમાં અંતરરસનો પ્રાણપૂર્ણ સંભાર ભરીને ભવ્ય ભાવિદર્શન કલ્પે છે—જે રાષ્ટ્રને નવેસર રચે છે.

રાષ્ટ્રનો કવિ માત્ર તરંગરંગી કે વિચાર શોખી નથી. એ તો હશે સદાનો જીવનરસિયો, સાહસચરો, મરજીવો. પ્રાણ હોમવા એ તૈયાર ઉભો હશે, સ્વાતંત્ર્યભાવના કેળવનાર એ પ્રતાપી સૈનિક હશે, સ્વદેશ રક્ષાનો એ જપ કરશે, સ્વરાજ્ય પ્રાપ્તિનો એ અગ્રેસર લડવૈયો હશે.



# પરિવર્તન

કુસુમકાન્ત મોતીલાલ ભટ્ટ
સભ્ય, સાહિત્ય ઉત્તેજક સમાજ.

"નલિન, પરમેશ્વરનો આભાર માન કે આપણી આ સ્થિતિમાં તું મેટ્રીકની પરીક્ષા પસાર કરી શક્યો. હવે તો નોકરીએ વળગી જાય તો સારૂં. ક્યાં સુધી આપણે પારકાના આશરે રહી શકીએ!"

"માતા આટલાં વર્ષ સંકટમાં અને અન્યના આધાર ઉપર કાઢ્યાં, તો હવે ફકત ચાર વર્ષ કાઢી નાખ. શું ભગવાન આપણા સામું નહીં જુવે? ઇશ્વરે જે કસોટી કરી છે, તેનું ફળ તે સારૂંજ આપશે. મારૂં ભવિષ્ય મને ઉજ્વળ ભાસે છે."

"બેટા, કેવા દિવસો પસાર થયા છે, તે યાદ કરતાં મને કમકમાટી આવે છે. હવે મારી ધીરજ ખુટી છે. કેટલાયનાં મ્હેણાં સહન કર્યાં, કેટલાયનાં ઘરનાં બારણાં મેં ઘસી નાખ્યાં; અને તેમ કરતાં બેટા, તું અત્યારે મારા મનને શાન્તિ મળે એટલું ભણ્યો. હવે તું નોકરી લઇ લે. આગળ ભણવા માટે અહિં સાધન નથી. મુંબાઈ જવું પડશે. ત્યાં આપણું કોણ છે! મારી ઘડપણની અવસ્થા છે. અત્યાર સુધી મેં તને ઘરની બહાર કાઢ્યો નથી. તને જોઇને તો હું હૃદય ઠારૂં છું. માટે માને તો સારૂં."

"મા, મારી ચિન્તા ના કર, તારા આશિર્વાદથી હું ત્યાં પણ આશ્રય મેળવી શકીશ. ચાર વર્ષ કાઢવા દે. કોઇ આપણું નથી, તો સરજનહાર તો છે ને? તે કાંઇ વિનંતિ નહીં સાંભળે? તેની સહાયથી આટલું તો ભણ્યો. માટે જવા દે."

"તારી ઇચ્છા છે ત્યારે જા, પણ કાગળ લખ્યા કરજે." માતા અને પુત્ર ખિન્ન હૃદયે વિખુટાં પડ્યાં.

નલિનકાન્ત એક વિધવાનો એકાકી પુત્ર હતો. તેના પિતા તેની નવમાસની વયમાંજ અવસાન પામ્યા હતા. તેમની સ્થિતિ દયાજનક હતી, તેની માતાએ અનેક સંકટો સહન કરી અને અનેક સખીહૃદયોની સહાય મેળવી તેનું પાલન પોષણ કર્યું હતું. નલિન પણ ધીમે ધીમે મોટો થતાં સ્વાશ્રયથી, અને સાહસથી અભ્યાસની સાથેજ પોતાનો અને માતાનો નિર્વાહ ચાલી શકે એટલું કમાતો. આ રીતે તે સોળ વર્ષની અવસ્થાએ પહોંચ્યો હતો. તેણે આ વર્ષે મેટ્રીકની પરીક્ષા પસાર કરી હતી, અને પોતાની દુઃખિત માતાના આશ્વાસનનું કારણ બની શક્યો હતો.

નલિન ચાલાક અને ઉત્સાહી હોઇ તેને પોતાનો અભ્યાસ જારી રાખવાનો વિચાર હતો. પરન્તુ તેનું જીવન અન્યના આધાર ઉપર રચાયેલું હોવાથી તથા પોતાની ઉંમર પણ હવે વૃદ્ધ થવાથી તેની માતાને વધુ અભ્યાસ કરાવવાની ઇચ્છા હતી નહીં. છતાંય પુત્રના આગ્રહને વશ થઇને માતાએ આગળ અભ્યાસ કરવાની હા પાડી.

× × × ×

નલિનકાન્ત મુંબાઈ ગયો, અને ત્યાં એક પરોપકારી સજ્જનને મળી એક બૉર્ડિંગ હાઉસ (વિદ્યાર્થીગૃહ) માં રહેવાની તેણે વ્યવસ્થા કરી. તેને ભોજન તથા રહેવાને માટે કાંઈ ઉપાધિ રહી નહીં. તેની કૉલેજની ફી તથા પુસ્તકો પણ એક દાનવીર ગૃહસ્થે આપવાનું કહ્યું હતું. આ પ્રમાણે તેની ઇચ્છા પ્રમાણે સઘળું સાહસ પાર પડયું. તે એલ્ફીન્સ્ટન કૉલેજમાં દાખલ થયો તે બે વિદ્યાર્થીઓને ખાનગી ભણાવવા જતો. અને જે આવક આવતી, તે પોતાની માતાને મોકલતો. પોતાની બાલ્યવયમાં અનેક સંકટો સહન કરી જે વ્હાલી માતાએ પોતાને ઉછેરી આટલી સ્થિતિમાં લાવી મૂક્યો, તેને પ્રસન્ન રાખવા અને માતૃઋણ અદા કરવા આ વિદ્યાર્થીજીવનમાં પણ તે ચૂક્યો નહીં. કેટલીક વખત રાત્રિના સમયે નલિનને પોતાની અવસ્થાના અનેક પ્રસંગો સ્મૃતિપટ ઉપર તરી આવતા તે સમયે ગ્લાનિને વશ થઇ તે રડી પડતો. પરન્તુ હજુ જીવનના અનેક દિનો વહન કરવાના છે, અને ઈશ્વર જે કાંઇ આપત્તિ મનુષ્ય ઉપર નાખે છે, તે ભવિષ્યની ઉન્નતિનું સૂચન છે એમ માની તે ધૈર્ય ધરતો.

આ પ્રમાણે કેટલાક માસ વ્યતીત થઇ ગયા. અષાઢ માસ આવ્યો. પોતાની માતાનું પત્ર આવે બે દિવસ થઈ ગયા હતા. આજે વિદ્યાલયમાં રજા હોવાથી તે પત્ર લખવા બેઠો.

પૂજ્ય માતુશ્રી,

તમારું પત્ર મળ્યું, તે વાંચી સમાચાર જાણ્યા છે. અત્રે હું ખુશીમાં છું. તમે પણ આનંદમાં હશો. અત્રેની બીલકુલ ફીકર કરશો નહિ. મને કોઈ પણ પ્રકારનું દુઃખ નથી......"

આ પત્ર લખતાં લખતાં નલિનને સ્મરણ થયું કે આજે તેને પુસ્તકો આપનાર ગૃહસ્થને મળવા જવાનું છે. તે એકદમ ઉભો થયો, અને લુગડાં પહેરી જવા નિકળ્યો.

સન્ધ્યાનો સમય હતો. પહેલે દિવસે વરસાદ પુષ્કળ વરસ્યો હતો. આજે પણ ઝરમર ઝરમર વૃષ્ટિ થતી હતી. તેને પુસ્તકો આપનાર ગૃહસ્થ વાલકેશ્વર ઉપર રહેતા હતા. તે તેમના બંગલાથી થોડે જ દૂર હશે, એટલામાં તો આકાશ ઘનઘોર વાદળાથી આચ્છાદિત થઈ રહ્યું, અને અકસ્માત મુશળધાર વૃષ્ટિ શરૂ થઇ. વિજળીના ચમકારા અને કડકડાટ થઈ રહ્યા. એ સમયે એક યુગલ ઘોડાગાડીમાં તે રસ્તેથી જતું હતું, વિદ્યુતના ચમકારાથી અશ્વ ચમક્યો, તોફાને ચઢ્યો, અને ગાડી-માંથી નિકળી નાઠો. ગાડી ઉંધી વળી ગઇ, અને તેમાં બેઠેલાં આ પતિપત્ની તેની અંદર બેભાન અવસ્થામાં પડ્યાં. ગાડીવાન પણ ઘાયલ થઇ બાજુએ પડ્યો. નલિનકાન્ત આ સ્થાનથી થોડેજ અંતરે હતો. તે આ ભયાનક દશ્ય જોઇ એકદમ ગાડીની અંદરના જીવોને બચાવવા દોડ્યો. ઉપાધિમય જીવનનો તેણે કડુ અનુભવ મેળવેલો હોવાથી તે સાહસિક બન્યો હતો. તેણે ધીમે ધીમે રસ્તે જતા અન્ય મનુષ્યોની સહાય લઇ આ દંપતીને ગાડીમાંથી બહાર કાઢ્યાં, અને તેમને વારા ફરતી ઉપાડી માર્ગની એક બાજુએ મૂક્યાં. ઘાયલ ગાડીવાનને પણ તે બાજૂએ ઉપાડી લાવ્યો, અને આ સર્વની સારવાર કરવા લાગ્યો. પાસેથી જળ લાવી તેણે તે પુરૂષને પીવડાવ્યું, ને તેને શુદ્ધિમાં આણ્યો. પરન્તુ તેની પત્ની બેશુદ્ધ હતી. પુરૂષે ધીમે સ્વરે કહ્યું. "બન્ધુ, હું તમારો અત્યન્ત આભારી છું, વૃષ્ટિ હજુ ચાલુ છે. થોડી વધુ સહાય નહીં કરો ?"

"તમે બીલકુલ ગભરાશો નહીં. આ બહેન જરા સાવધ થાય એટલે સામેના બાગમાં લઈ જઈએ. હું તમારા દરેક આદેશને માટે તત્પર છું. તમે નિશ્ચિંત રહો."

નલિન શરીરે હૃષ્ટપુષ્ટ હતો. તે સ્ત્રી કાંઈક સભાન થઈ. તરતજ નલિને તેને ઉંચકી લીધી અને પેલા પુરુષની સાથે તે બાગની અંદર લઈ ગયો, અને એક ઘટાવાળા સ્થળમાં તે બન્નેને બેસાડ્યાં. ઘાયલ ગાડીવાનને પાસેની ઇસ્પીતાલમાં તેણે પહોંચતો કર્યો.

પેલા ગૃહસ્થ એક સારી સ્થિતિના વણિક વ્યાપારી હતા. મુંબાઈમાં તેમની મોટી પેઢી ચાલતી હતી. અમદાવાદ અને દિલ્હીમાં પણ તેમની દુકાનો હતી. તે નલિનના અતિશય ઉપકાર નીચે આવી ગયા હતા. પરન્તુ અત્યારે ભયત્રસ્ત સ્થિતિમાં હોવાથી તે પોતાની અંતરોર્મિનું પ્રદર્શન કરી શકતા નહીં.

તેમણે સંકોચાતા મને કહ્યું "ભાઈ એક વધુ કામ ન કરો ?"

"ખુશીથી કહો." નલિને ઉત્તર આપ્યો. તેનાં સઘળાં વસ્ત્ર ભીંજાઈ જઈ, તે ઠંડીથી થરથરતો હતો. કર્તવ્યનું પાલન કરતાં તેણે પોતાની જાતની લેશ પણ પરવા કરી નહતી. તેની છત્રી તો ક્યાંય જતી રહી હતી. આપત્તિના સમયમાં બન્ધુજનને ગમે તે ભોગે સહાય આપવી, એ તે મહત્પુણ્ય અને ધર્મ માનતો હતો.

"જુઓ ત્યારે," તે પુરુષે કહ્યું. "ભૂલેશ્વરમાં મોટા મંદિર આગળ મારૂં મકાન છે. મારૂં નામ હસમુખલાલ, અને પિતાનું નામ નરોત્તમ છે. પાસે કોઈના મકાને જઈ કૃપા કરી ત્યાં ટેલીફોન કરો કે મુનીમ મોટર લઈને અત્રે આવે. ટેલીફોન નંબર ૩૪૫૭૬ છે. સાથે ડાક્ટરને પણ લેતા આવે એવી સૂચના આપશો. પણ આવા વરસાદમાં કોને બંગલે જશો ?"

"આપ બેફીકર રહો." પરોપકારી નલિને જવાબ આપ્યો. "હું હમણાંજ ટેલીફોન કરૂં છું."

નલિન પાસેના બંગલામાં ગયો, અને ત્યાંથી ટેલીફોન કરી શેઠની સુશ્રૂષામાં હાજર થયો. મુનીમ પણ ડાક્ટરને લઈ મોટરમાં આવી પહોંચ્યા. શેઠે તેમને સઘળી વિગતથી વાકેફ કર્યા.

નલિનને ક્ષુધા લાગી હતી, અને પરિશ્રમને લીધે તે થાકી ગયો હતો. ડાક્ટર શેઠનાં પત્નીને તપાસવા લાગ્યા, અને કહ્યું કે "કાંઈ ભય નથી." નલિન આ સાંભળી અત્યન્ત પ્રસન્ન થયો. અને પોતાનો પ્રયત્ન સફળ થયો જાણી ઈશ્વરનો આભાર માનવા લાગ્યો.

રાત્રિનો સમય હતો, શેઠ અને ડાક્ટર વાતચીતમાં રોકાયા હતા. એટલામાં નલિને હવે પુસ્તકો આપનાર ગૃહસ્થને ત્યાં જવાનું મુલતવી રાખ્યું, અને બોર્ડિંગ તરફ પ્રયાણ કરવા માંડ્યું. શેઠને તો આ ખબર જ નહતી, તેમણે જ્યારે જાણ્યું કે નલિન જતો રહ્યો છે, ત્યારે તરતજ મુનીમને મોટર લઈને તેમણે તેની પાછળ મોકલ્યા. માર્ગમાંજ તેમણે નલિનને પકડી પાડ્યો, અને કહ્યું. "ભાઈ, કેમ કહ્યા વિના ચાલતા થઈ ગયા ? ચાલો શેઠ બોલાવે છે."

"અરે, ભાઈ, મને તો ઠંડી બહુજ લાગી છે. સઘળાં વસ્ત્રો ભીંજાઈ ગયાં છે, અને ભૂખ પણ લાગી છે."

"એમ તે થાય ? ચાલો. શેઠની સાથે તેમને ઘેર આજે તો તમારે આવવાનું છે."

"નલિનને મોટરમાં લઈ મુનીમ બાગ આગળ આવી પહોંચ્યા. અને સર્વે તેમાં બેસી શેઠને મકાને આવ્યાં. નલિનના સઘળાં વસ્ત્રો બદલાવી શેઠે તેને નવિન વસ્ત્ર આપ્યાં. આજે તેના મુખ ઉપર આનંદની છાયા પ્રસરી રહી હતી. તેને રહેવા સુંદર ફર્નીચરથી પરિપૂર્ણ એક દેદિપ્યમાન ઓરડો આપવામાં આવ્યો હતો. મુનીમે આવી તેને ભોજન લેવા માટે રસોડામાં આવવા કહ્યું.

નલિન રસોડામાં ગયો, જ્યાં વ્યવસ્થિત રીતે પાટલા, લોટા, થાળો, વગેરે ગોઠવી દેવામાં આવ્યા હતાં. મોટા થાળામાં વિવિધ પ્રકારની રસોઈ, અથાણાં, મુરબ્બા વગેરે પીરસવામાં આવ્યું હતું. અનાથ નલિનને આજે સ્વર્ગીય સુખ પ્રાપ્ત થયું હોય એમ લાગતું હતું.

ભોજન લઇને શેઠની સાથે નલિન દિવાનખાનામાં બેઠો, જે સર્વથી વધુ આકર્ષક રીતે શણગારેલો હતો. શેઠે હર્ષિત થઈ કહ્યું, " ભાઈ, તમારો અત્યન્ત ઋણી છું, ખરા અણીના સમયે તમે મને અમૂલ્ય મદદ કરી છે, તમારી વીરતા ભરી મદદ જો આ વખતે મને ન મળી હોત તો હું મારી પત્નીને આજે જીવીત અવસ્થામાં ના દેખી શકત, તમારૂં નામ શું છે? અને શું કરો છો?"

નલિને પોતાની જીવનકથા શેઠને અથથી ઇતિ કહી સંભળાવી.

" ભાઈ નલિનકાન્ત, આ ઘર તમારૂંજ છે. તમારી કષ્ટકથા સાંભળી મને અત્યન્ત દુઃખ થયું છે. તમારા જેવા ધીરવીર પુરૂષ મારે ત્યાં રહે એમ હું ઇચ્છું છું, તમે ચાલાક અને ચારિત્ર્યવાન છો. માટે હવે આજથી મારી સાથે જ રહો. આ કેળવણી લીધા પછી તમારે નોકરી કરવી પડશે, જે પણ આ સમયમાં મુશ્કેલ થઈ પડી છે. કેળવણીની કિંમત હવે કાંઇ રહી નથી. માટે હવે અભ્યાસ છોડી દો, અને મારી સાથે વ્યાપારમાં જોડાઇ જાવ, મારી દુકાનો ચાલે છે; અને પરમાત્માની કૃપાથી આવક સારી છે. તમને અત્યારથી જ ભાગીદાર તરીકે ગણી બે આની ભાગ આપીશ. તેથી તમારે સૌ સારાં વાનાં થશે. તમારાં માતુશ્રીને પણ અહિં બોલાવો. અમારે તેવાં વૃદ્ધ માણસની ઉણપ છે, તે પણ પુરાશે.

નલિનને આ હકીકત સાંભળી હર્ષનાં અશ્રુ આવ્યાં. પોતાના ભાગ્યરવિનો ઉદય થયો એમ તેને લાગ્યું. તેણે ગદ્‌ગદ કંઠે કહ્યું " શેઠ સાહેબ, હું મહેનતથી નથી ડરતો, પરન્તુ વ્યાપારના વિષયમાં તદ્દન અજ્ઞાન છું.

તેની તમે લેશ પણ ચિન્તા કરશો નહિ. અનુભવથી અને મહેનતથી સર્વ આવડશે. યુવાન છો ઉત્સાહી છો અને કર્તવ્ય નિષ્ઠ છો. માટે વાંધો આવશે નહીં. હું પણ તમારા જેવો જ હતો. જે કાંઈ અત્યારે દષ્ટિગોચર થાય છે, તે સર્વ અનુભવ અને પરિશ્રમનુંજ પરિણામ છે.

" આપની ઇચ્છાને આધીન છું. મારો વિચાર તો હજુ અભ્યાસ કરવાનો થાય છે. પરન્તુ આપની સૂચના વધૂ લાભદાયી લાગે છે. માટે તે હું માન્ય કરૂં છું.

" બીજે દિવસે નલિન બોર્ડિંગમાં ગયો, અને પોતાના સહાધ્યાયીઓ તથા ગૃહપતિને સઘળી વિગત કહી સંભળાવી. તે બધાંએ આ શુભ અવસરને નહીં ચૂકતાં શેઠને ત્યાં રહેવાનું તેને કહ્યું, અને અભિનંદન આપ્યું. સર્વની અનુજ્ઞા લઇને તે પોતાનો જે કાંઇ સામાન હતો તે લઇને શેઠને ત્યાં રહેવા ગયો. તેની પ્રસન્નતાની સીમા ન રહી. પોતાના સામાનની સાથે પેલુ અપૂર્ણ પત્ર પણ તે લેતો આવ્યો હતો. " આ પત્ર પૂર્ણ કરૂં કે નવું લખું? એ વિચાર વમળમાં તેનું મન ગોથાં ખાવા લાગ્યું, અન્તે સર્વ વિગતવાળું નવું પત્ર લખવાનો તેણે આરમ્ભ કર્યો, અને પોતાની વ્હાલી માતાને પણ તેણે તેડાવી.

હસમુખલાલ શેઠને ત્યાં એકજ કુટુંબીજન તરીકે તે દુઃખી માતા અને પુત્ર રહેવા લાગ્યાં. સમય જતાં પ્રાચીન સ્થિતિનો લય થયો, અને પોતે કરેલા મહદ્ ઉપકારના ફળ તરીકે નલિનકાન્તને પરમાત્માએ સંપત્તિમય જીવન વ્યતીત કરવાનો પ્રસંગ ઉપસ્થિત કરાવ્યો.



# કવિરાજ

: પ્રવેશ છેલ્લો :

**પાનાલાલ ગણપતરામ કવિ**

સ્થલ: વનના આશ્રમમાં સ્હવાર. કાલઃ નિકાલ.

[ દૂર દૂરથી ગીતના ટહુકાનો ફુવારો છૂટે છે ને જગત ઉપર ઢોળાય છે: જાણે પુષ્પોના પરાગની હેલી. ]

આવી આવી વસન્ત સખિ આજ,
ફોરે મ્હારૂં હૈયું સખિ !
પ્હેર્યો ફૂલનો રૂડો શિરતાજ,
ઉલસે મ્હારૂં હૈયું સખિ !
ઉરની સુવાસ આજ અંગે શી મ્હેકતી !
જાણે ફૂલી ફૂલવાડી રે:
આવો સુહાગી દેવ ! આવો મુજ આંગણે,
ઝંખું-ઝંખું હું દહાડી દહાડી—
હાં ! ફોરે મ્હારૂં હૈયું સખિ !

[ સૌન્દર્યની નવલહરી સરીખડી નવયૌવના પધારે છે. વસન્તની પતાકા શો છેડો સાળુ વાયુમાં ફરફરે છે. મુખડે ઉષાની કાન્તિ છે. દેહે ચન્દ્રીની શાન્તિ છે. હિમગિરિએ કૈલાસ શો શિરે પુષ્પોનો મુગટ પ્હેર્યો છે ]

રઢિયાળી વસન્ત આવી.
કવિરાજની જાણે ઉરસમૃદ્ધિ

[ રોહન્ત દસ્તિ શો કુમાર પધારે છે. ]

કુમાર : કુમારી ! વસન્ત આવી !
પ્રભાતકાલે આજ, કુમારી !
વસન્તનાં ગીત ગા છ
તે શું વસન્ત આવી ?
કવિરાજ કહેતા હતા કે
સુન્દરીનું હૈયું પ્રફુલ્લે
ત્હારે વસન્ત પધારે છે.

કુમારી : હા, કુમાર ! વસન્ત આવી–
કવિરાજની ઉરસમૃદ્ધિ સરીખડી
વસન્ત સખિ આવી હો.
—પણ હેં કુમાર !
કવિરાજ કેવા હશે ?
જેમની ઉર સમૃદ્ધિ
રસના મહેરામણ સમોવડી
મધુરતા ફુવારે છે,
સૌરભના સાગર સરીખડી
મ્હેક–મ્હેક થાય છે
એ કવિરાજ કેવા હશે !
હું તો જાણે ઘેલી ફરૂં છું
ને ગાયા જ કરૂં છું
એમનાં અમૃત શાં મિઠ્ઠાં ગીતો.
ગાઉં ગાઉં ને તૃષા વધે.
જાણે મ્હારા આત્માની
પિપાસા છિપાવું છું:
જાણે મ્હારા હૈયાની
અનન્ત ઝાળ ઠારૂં છું.
એમના કવિત્વની સુકુમારતા
મ્હારા હૈયાને પ્રફુલ્લાવે છે.
શું યે જાદુ ભર્યું છે એમાં
કે હું તો નૃત્યે નાચું છું.
આત્માનો ઉલ્લાસ ! આત્માનો પ્રકાશ !
આત્માનો આનન્દ ! આત્માની ચેતના !
મ્હને થાય છે, કુમાર !
કવિ પયગંબર હશે.
પયગામ લાવે તે પયગંબર
ને જાગૃતિનો ઘોષ એટલે પયગામ.
સૃષ્ટિનો પયગામ

કે જીવનમાં જે ન હોય
તે જ સર્જનમાં સૌન્દર્ય બને.
કુરૂપતાના સહવાસીઓ જ
સૌન્દર્યની મૂર્તિઓ સર્જે છે.
આત્માના અંધારવાસીઓ જ
પ્રકાશના દીવા પ્રગટાવે છે.
તામસની કાજળ મૂર્તિઓ જ
પ્રેમનો પરાગ પમરાવે છે.
માનવતાના વિધ્વંસકો જ
પ્રભુની પ્રભુતા ગાય છે.
કુમારી ! કલ્પના ના કરશો.
કલ્પના કરમાશે ને કરમાવશે.

**કુમારી** : કુમાર ! તું યે પુરુષ જ ને ?
સૌન્દર્યનાં પારખ તો અમે.
નહિં, નહિં, ત્હું યે નથી જોયા
ને મ્હેં યે નહિં, એ કવિરાજને.
તો શાથી એમ કહે છે ?
પુરુષ જ એવો છે—
વ્હેમી વ્હેમી ને વ્હેમી.
કવિરાજ તો—

[ નેપથ્યે બૂમરાણની ધૂન મચે છે. ]

**એક અવાજ** : ન્હાસો, ન્હાસો, ઓ આશ્રમવાસીઓ !
ત્હમારૂં આવી બન્યું છે.
મદઘેલા માતગ શો
કો પુરુષવ્યાઘ્ર પધારે છે.

**કુમારી** : ન્હાસો, કુમાર ! એ અહીં આવશે.

**કુમાર** : ત્હમારી પાસે જવાંમર્દ ઉભો છે
પછી કુમારી ! ભય શાને ?

[ એક વિકરાલ પુરુષ પધારે છે ને મેઘનાદે ગર્જના કરે છે. ]

**પુરુષ** : હું બકરી નથી, સિંહ છું.
મ્હને બકરી કોણ કહે છે ?

[ કુમારી ગર્જનાથી કંપે છે ને મૂર્છા પામે છે ]

**કુમાર** આપ કોણ છો ?
ને કોને કાજ પધાર્યા છો ?

**પુરુષ** : હું જગતનો કવિરાજ છું.
ને ત્હારા ગુરૂને મળવા આવ્યો છું.

એણે મ્હને બકરી કહ્યો છે.
પણ હું બતાવવા માગું છું
કે હું સિંહ છું.
મ્હારે તેની સાથે
કુસ્તી કરવી છે, સ્હમજ્યો !
ક્યાં છે ત્હારો સુર ? બતાવ.

**કુમાર:** કુમારી ! આ તો કવિરાજ.
પ્રણમો એમને પ્રેમથી.

**કવિરાજ :** મ્હને પ્રણમે છે ત્હેને
છોકરા ! હું લાત મારું છું.

**કુમાર :** પણ કવિરાજ ! આ તો
સુકુમાર કુમારિકા છે,
સૌન્દર્યની જ્વલન્ત જ્યોત છે,
મૃદુતાની મૂર્તિ છે,
મધુરતાનું સરોવર છે,—

**કવિરાજ :** બસ કર, એટલે શું થયું ?
છોકરા ! એટલું યે જાણુ છ ?
**समत्वं योगमुच्यते**
લાત મારવામાં યે
હું સમત્વનો ઉપાસક છું.

**કુમાર :** પણ આપ તો કવિ એટલે
સૌન્દર્ય ને સુકુમારતાના ઉપાસક ને ?
તો આ સુકુમારીની વન્દના યે
લાતથી સત્કારશો !

**કવિરાજ :** પણ છોકરા ! જગત્ મૂર્ખ છે.
હું સૌન્દર્ય ને સુકુમારતાનો
ઉપાસક તો છું જ:
પણ હું પુરુષ છું, સ્હમજ્યો ?
અને પુરુષ એટલે પરાક્રમતા.
પુરુષ એટલે કઠોરતા.
પુરુષ એટલે પત્થર.

**કુમારી** ( જાગીને ): ત્હારે પુરુષ એટલે પ્રણયી નહિ ?
આ શું સુણું છું ? કવિરાજ !
પુરુષ એટલે પથ્થર
પણ પાણીનો ઝરો હો.
પુરુષ એટલે તો, કવિરાજ !
ડોલતો ડુંગર—' જંગમ તીર્થ '
એની ખળખળતી નદીમાં

સુન્દરી ઉમંગભરી ન્હાય.
ત્હમારે હૈયે તો રસરાજની !
રસનો મહેરામણ ભર્યો છે
એમાં રોજ ન્હાઉં છું.
ત્હમારી રસચન્દ્રિકા પીને
રોજ રસમસ્ત બનું છું.
કૃષ્ણરાજની મોરલીએ
જેમ ગોપી ઘેલી ફરતી
તેમ ત્હમારી ઉરમોરલીએ
હું રસનૃત્યે નાચતી
નિત્ય ઘેલી ઘેલી ફરું છું.
ને હું આ શું સાંભળું છું ?
કવિરાજ ! મ્હારૂં સ્વપ્ન ભાંગો છો,
મ્હારી કલ્પના કરમાવો છો
ત્હમારા આ દર્શનથી.
કુમાર મ્હને સમજાવે છે
કે સર્જનનું સૌન્દર્ય
કૃતિમાં છે, કર્તામાં નથી.
એ શું સાચું ? કવિરાજ !

**કવિરાજ** : છોકરી ! તૂ યે ગાંડી જ છે.
આટલી મ્હોટી થઈ
પણ અક્કલ જ નથી લાગતી.
મ્હેં ત્હને કયે દહાડે
એ સ્વપ્નાં સર્જવાનું
ને કલ્પનાઓ રચવાનું
ફરમાન આપ્યું હતું જે ?
એવી ઘેલછાઓ દૂર કરજે.
કવિતાઓ આનન્દ માટે જ
રચાય છે ને રચુ છું.
એ રચુ તે મ્હારો વાંક ?
હું તો છું તે જ છું.
કાવ્યો રચાય છે તે રચુ છું
એમાં મ્હારો કશો દોષ નથી.
જંગલનો વાંસકટકો
મન્જુલ સ્વરાવલી કાઢે
એટલે એ હીરાનો કટકો બને છે ?
હું કવિતાઓ લખું છું
તેથી દેવ નથી બન્યો.
હું માનવી જ છુ.

ઉલટું, કવિતા એ દેવત્વ છે
ને કવિતા લખવાથી
માનવીનું દેવત્વ ઘટે છે
એટલે હું જેમ કવિતાઓ લખું છું
તેમ વધારે માનવી બનું છું.
ને સમજ છોકરી! હવેથી
કે સુન્દર કવિતાઓ,
રમણીય કલ્પનાઓ,
અવનવીન ભાવનાઓ,
ઉત્કૃષ્ટ આદર્શો
એ સઘળું જે રચાય છે
કેવળ પ્રસિદ્ધ કરવા માટે.
સંસારમાં કવિતાને સ્થાન નથી.
સંસારમાં રહીને
જો તું ભાવનાઘેલી થઈશ
તો ગાંડી જ ગણાઈશ
એ કવિતા ને કવિત્વ
એ ઘડી આનન્દ માટે જ છે.
બાકી સંસાર તે સંસાર જ.
મ્હારો છે ત્હને આજ સંદેશ
જગતના ચોકની વચ્ચે
જગતના જેવા રહેવું.
માટે એ બધું ભૂલી જા
ને કહે, ક્યાં છે ત્હારો ઘર '

કુમારી (આવેશથી) કવિરાજ! કવિરાજ! આમ ન હોય.

કવિરાજ : છોકરી વધારે ડાહી ન થા.
નહિ તો ત્હને
ફૂલના દડા સરીખડી
ઉચકીને ફેંકી દઈશ—
જગતમાં કલ્પનાઓ ફેંકુ છું તેમ.
હું કહું છું તે ત્હારે માનવું જ.
હું કવિરાજ છું.
હું કહું તે જ સાચ્ચું.
જગત મઘળું જુઠું છે.
કવિઓ જ સત્યના ઇજારદારો છે.

કુમાર : આપ વૈષ્ણવ ખરા ને '

કવિરાજ : જગતનો પરમ વૈષ્ણવરાજ.

કુમાર : નરસિંહનું વૈષ્ણવજન વાંચ્યું !

કવિરાજ : અનેકાનેક વખત વાંચ્યું.
કુમાર : ત્યારે એ પણ કવિતા છે
કે જીવનમાં ન ઉતારાય ?
[ કવિરાજ એપકર્ણનાયે ઘોષ કરે છે ]

કવિરાજ : છોકરા ! ઉદ્ધત ન થા.
મ્હને કહેવાનો કોઇને પણ
કદાપિ અધિકાર નથી.
હું જગતનો કવિસમ્રાટ છું.
ને કવિતાઓ, છોકરા !
સંસારજીવન સુધારવાની
સૂત્રાવલીઓ નથી.
કવિતા તે કવિતા છે.
જીવન તે જીવન છે.
એ બન્નેને કશો જ
સબંધ કદી સંભવે જ નહિ.
બોલ ત્હારો ઋષિ ક્યાં છે ?

કુમાર (ગર્જે છે) કવિરાજ ! જગતના કવિસમ્રાટ !
ખાંડ ના ખાશો,
ઉધરસ થશે સ્હમજ્યા !
કવિતાઓ લખવાથી કવિરાજ !
જગતનું સામ્રાજ્ય નથી આવતું
કે મગજમાં ધૂંધવાતો
આટલો પવન રાખો છો.
અમે યે વનના સમ્રાટ છીએ.
વધારે બોલશો તો જૂઓ
[ હાથમાં દંડ લે છે ]

આ સંસારજીવન છે.
કલ્પનાનો ખલવિભવ
અહીં દાખવવા મા આવશો.
[ કવિરાજ ન્હાસે છે. કુમાર ત્હેને
હાસ્ય કુસ્ટે વિદાય આપે છે ]

કુમારી ! વસન્ત આવી હો,
કવિરાજની જાણે ઉરસમૃદ્ધિ !

કુમારી : ના, કુમાર ! ના, ભૂલી.
વસન્ત સખિ પધારી '
મ્હારી ને ત્હારી—
જગતનાં માનવીની
ઉરસમૃદ્ધિ સરીખડી વસન્ત પધારી.

જાગ્રતિનો પયગામ લઈને
ચેતનની ચીનગારી લઈને

વસન્ત સખિ પધારી.
ચાલો, એને જ વધાવિયે.

[ રસપ્રદદા ફરતાં વસન્તને સત્કાર આપે છે ને રસનૃત્યે નાચે છે. વસન્તને યે ભાલે શરમાવે એવા સાત્વિક રસોલ્લાસ મચી રહે છે. ]



# એક પત્ર

રવિ

પ્રિયભાઈ,

તહમારા આમંત્રણને સ્વીકારી હું લખવા પ્રેરાયા વિના નથી રહેતો, પરતુ જે પ્રશ્ન મ્હને અતિ મહત્વનો લાગે છે અને જેને વિશે હું લખવા ઇચ્છું છું તે હાથ ધરતાં મ્હારૂં મન થોડીવાર પાછું પડે છે; છતાં ફરી ફરીને પ્રયત્નો કર્યા પછી કંઈક હિંમત આણી મ્હને સત્ય લાગતા વિચારો બને તેટલા વ્યવસ્થિત રીતે મૂકવા પ્રેરાઉં છું.

' સંતતિ નિયમન ' અને ' ગર્ભાધાન નિરોધ ' શબ્દોથી હવે કોણ અાણજાણ્યુ છે ? એ વિષયં ઉપર લખતા પ્હેલાં ઘણી ઘણી મુશ્કેલીઓ સ્વાભાવિક રીતે ઉભી થાય છે જ. જે બાબતો યુરોપમાં દશવીશ વર્ષ પ્હેલાં બિભત્સ ગણાતી હતી, અને હજી આજે યે હિંદમાં જેના તરફ દુર્લક્ષ અપાય છે, તેજ બાબતોની સાથે 'સંતતિનિયમન' ના પ્રશ્નને સંબંધ છે, અને તેથી કોઇક ધર્મચુસ્ત (!) મગજને આઘાત થાય તો માફી. એથી ઉલટું હવે વિચારકોને લાગ્યું છે કે સ્ત્રી અને પુરૂષના સંબંધ અને શારિરીક રચના વિશે યોગ્ય વયે યુવાનોને શાસ્ત્રિય જ્ઞાન અપાવું જોઇએ જેથી જીવન શક્તિનો જેટલો અવિચારીપણે વ્યય થાય છે તેમ થતુ જરૂર અટકે.

બાળકોની સંખ્યાને હદમાં રાખવાની આ વિદ્યાની આવશ્યકતા બીજા કોઇ પણ દષ્ટિબિંદુથી અહીં નહીં વિચારીયે; પણ માત્ર બાળકોને થતા સામાજીક ( ખાસ કરીને ) અન્યાયની દષ્ટિએ કોઇ પણ વિચારકને એમ લાગ્યા વિના નહી રહે કે જે સાધનો કૃત્રિમ કહેવાયાં છે તેની જરૂર નથી. માબાપોનાં કારણ અંતઃકરણ હો કે તેમની વાસના છતવાની નિર્બળતા હો, ગમે તે હો પણ જ્યાં હગલાબંધ છોકરાંનાં માબાપ ઠેરઠેર નજરે પડે છે, ત્યાં એમ કહ્યા વિના તો નથી જ રહેવાતું કે એટલી મોટી સંખ્યા હોવાનું કારણ માબાપ છે. અને તેમનીજ ભૂલોના પરિણામ રૂપે આટલા બધા નવા જન્મો છે. અહિં ખાસ કરીને હું શારિરીક, માનસિક અને આર્થિક ગરિબાઇવાળા માબાપોનો જ વિરોધ કરૂં છું. મ્હારૂં દષ્ટિબિંદુ બાળકોના સુખનું છે. જે બાળકોને માબાપો કે આપણે પૂછી શકતા નથી કે તહમારે ક્યાં જન્મવાનું છે, તે બાળકોને જરૂર સશક્ત નિરોગી અને સુખી માબાપને પેટેજ જન્મવાની ઇચ્છા થાય અને હોય. જો ત્હેમને તેમ પૂછાય તો એજ જવાબ મળે. પણ તેમ ન

થઇ શકે અને તેથી કાંતો એવાં સ્ત્રીપુરૂષોનાં લગ્ન અટકાવવાં પડે કે તેમને બીલકુલ પ્રજા ન થાય કે ઓછી થાય તેમ કરવું પડે. પણ એ બધું કાયદાથીજ થઇ જવાનું છે એમ અહીં માનવાનું નથી. તોયે કૃત્રિમ સાધનોના ઉપયોગથી બાળકોની સંખ્યાને કાબુમાં રાખી શકાય છે એ સિદ્ધ હોઇ માબાપો પોતાનું સુખ ન જુવે તોયે બાળકોનું તો જરૂર સચવાય.

હવે વધારે મહત્વના ને અઘરા પ્રશ્ન પર આવું. મ. ટોલસ્ટોયે અને મ. ગાંધીજીએ બન્નેયે બ્રહ્મચર્ય મનુષ્યનો ઉંચામાં ઉંચો આદર્શ કહ્યો છે, અને તે પણ તદ્દન સ્વાભાવિક છે એમ તેઓ કહે છે. આજીવન બ્રહ્મચર્ય શક્ય છે એમ તેઓ માને છે. એના સમર્થનમાં મ. ટોલસ્ટોયનું થોડું લખાણ ટાંકું છું: " Man is destined for perfection......If men were to attain perfection and become chaste the human race would cease and there would be one object for its life on earth, because man would become like angels, who do not marry as the Gospels say."

આ કયી જાતની સંપૂર્ણતા છે તે હું નથી સ્હમજી શકતો. કદાચ હેન્રી બર્ગસને કહેલી એવી 'ચિત્તસૃષ્ટિ' હોય કે જ્યાં શરિરોને સ્થાનજ નથી. છતાં ટોલસ્ટોય લગ્નનો સંપૂર્ણ નિષેધ કરવાની ના પાડે છે એટલું સારૂં છે. આ જાતના આદર્શને લગ્ન કરીને કેમ પ્હોંચાશે? એ આદર્શ તો કેવળ પવિત્રતાનો છે અને ત્હેને પ્હોંચવા માટે આજથી જ લગ્નની સંસ્થા સ્હામે પ્રચાર ન કરાય તો ક્યારે પત્તો લાગવાનો? પણ એમ પણ કેમ ન કહેવાય કે એથી ઉલટું પોતાના બાળકોને વધુ સુખી અને સંતોષી જીવન મળી શકે એવી રીતે જીવાયલું લમિત જીવન આદર્શ નથી? આજીવન બ્રહ્મચર્યજ આદર્શ છે એમ માનવામાં શુ કારણો છે? માણસના વિકાસક્રમમાં અત્યાર સુધી જળવાઇ રહેલી વાસના બુદ્ધિનો અર્થ કરવાને માણસ બળવાન છે ખરો? અને તેમ હોય તોયે માણસો જેમ કોઇ પણ વસ્તુનો સદ્ઉપયોગ અને દુરૂપયોગ કરે છે, તેમ જીવનશક્તિની સાથે પણ કરી શકે છે, છતાં શું એથી એવા દાખલાઓ નથી મળી શકતા જેમાં માણસે સંપૂર્ણ વિવેકથી જીવન જીવી આનંદથી મરવાનું ઇચ્છ્યું હોય! કોઇ પણ વિચારક કબુલશે કે વાસના અકુદરતી નથી અને તેથી તેનાથી બ્હીને તેને ભયંકર પાપનું નામ આપવું એ યોગ્ય નથી. તેમજ હોય તો અત્યારના પ્રત્યેક સંસારીનાં અંતઃકરણ એમનાં જીવન કોરી ખાય. એ વાસનાને જીતનાર ભલે જીતે તોયે તેથી બધાને શરિર સંબંધની આવશ્યકતા નથી એમ પણ સાબિત નથી થઇ શક્તું.

બીજી એક શંકા આ છે. ગાંધીજીએ એક સ્થાને લખ્યું છે કે Sexual act પછી ગમગીની, આળસ વિ૦ ચિન્હો સ્વાભાવિક છે, જ્યારે બીજા એક અંગ્રેજ ડોક્ટર લેખકના મત પ્રમાણે સારી નિદ્રા પછી જાગતાં ઉલ્લાસ અને કામ કરવાની એટલી જ શક્તિ હોય છે ને હોવી જોઇએ." આ બન્ને મતોમાં ભેદ હોવાનું કારણ એ હોઇ શકે કે ગાંધીજી ઘણી ઓછી જીવનશક્તિવાળાની વાત કરતા હોય જ્યારે એ લેખક પ્હેલા વર્ગની જીવનશક્તિ ધરાવનાર દંપતીની વાત કરતા હોય. તોયે તેથી એમ તો ન જ કહેવાય કે હમેશાં પ્હેલા મત પ્રમાણે જ બને છે. એમના મત પ્રમાણે વિષયના અતિશય સેવનથી નુકશાન થાય. પણ એનાથી એમ સાબિત તો નથી જ થઇ શકતું કે બધાં જ માબાપો એટલી ઓછી જીવનશક્તિ ધરાવે છે અને તેથી નાલાયક છે! અને તેજ પ્રમાણે ગાંધીજી 'સ્ખલન" ને પણ ફ્રેંચ લેખકની પેઠે કુદરતી માને છે એમ હું ધારૂં છું. જો મત પ્રમાણે 'સ્ખલન' વધુ પડતા વિર્યને જવાનો કુદરતી માર્ગ છે, તો શું તદુરસ્ત સ્ત્રી પુરૂષોનો સ્વેચ્છાપૂર્વક એકબીજાને સંતોષવા થયેલો સંજોગ કુદરતી નથી?

જો તેમ હોય તો કુદરતી-વૃત્તિને કોઇપણ જાતના દુઃખ વગર સંતોષવામાં શું થાય છે! એના પરિણામ રૂપે જો બન્ને વ્યક્તિઓને સંતોષ, શાન્તિ અને સુખ મળી શકતાં હોય તો શું ખોટું!

પણ એમજ માની લેવાય કે એમાં દુઃખ છે તો તો પછી કાંઇ માર્ગ નથી. અને જો એ ખોટું ન હોય તો અમુક બાળકોને જન્મ આપી તેમનાં સુખ સાચવી રાખવા માબાપ વધુ બાળકોને દુનિયામાં આવતાં અટકાવે તો શું ખોટું? પણ એ અટકાવાનો માર્ગ માત્ર કૃત્રિમ સાધનોથી છે એટલોજ વિરોધ છે. એ સાધનો યાંત્રિક કે રસાયનિક–શું માત્ર બુદ્ધિપૂર્વક શોધાયલાં છે માટેજ કૃત્રિમ છે! જેવી રીતે ગાંધીજીએ બનાવટી દાંતનો બચાવ કર્યો છે (કારણ કે એમ એમનો સદ્‌ઉપયોગ છે) તેવીજ રીતે એ કહેવાતા કૃત્રિમ સાધનોનો શું સદ્‌ઉપયોગ નથી? જો કે એનોયે દુરૂપયોગ થવાનો સંભવ રહે છે જ, પણ તેમ તો બનાવટી દાંત વડે વધૂ પડતું ખાઇ નાખવામાં આવે તો તેમનો દુરૂપયોગ જરૂર કહેવાય. અગાઉ કહ્યાં તે કૃત્રિમ સાધનોનો સદ્‌ઉપયોગ કરી એ સાધનોથી અનેક ન ઇચ્છવા જેવા બાળકોના જન્મને અટકાવી ભવિષ્યની દુનિયાને વધારે સશક્ત અને લાયક માણસો નહી બક્ષી શકાય કે? બેકે ત્રણ બાળકોના જન્મથી સંતોષાયલાં માબાપ એટલાનાંજ જીવન પ્રમાણમાં વધારે સારાં નહી બનાવી શકે? એમની શારિરીક, માનસિક વગેરે ખીલવણી માટે વધારે તક શું નહી આપી શકે?

અને વધુ એક શંકા એ છે કે આ સાધનોના ઉપયોગ પછી દંપતિઓને બાળકોની ઇચ્છાજ થતી નથી. પણ એ ખોટું છે કારણ કે અકુદરતી છે. અત્યાર સુધી દુનીયાનો ઇતિહાસ સાબિત કરે છે, કે સ્ત્રી અને પુરૂષને એક બીજા તરફ જેમ સ્વાભાવિક આકર્ષણ છે, તેમ બાળકને માટે પણ ઇચ્છા હોય છે. એટલે સુવ્યવસ્થિત અને એકંદરે સુખી સમાજે આપઘાતની બ્હીક રાખવી જરૂરની નથી. અને વળી કુદરતે બીજેજ રસ્તો કાઢયો છે. ઇંગ્લાંડના છેલ્લા વર્ષના જન્મપ્રમાણના આંકડાઓમાં જોડકાંઓની સંખ્યા વધવા માંડી છે, એટલે એ બ્હીક છેકજ દૂર થવી જોઇએ.

કહેવાતા કૃત્રિમ સાધનોના સંભાળપૂર્વક ઉપયોગથી કોઇપણ જાતનો શારિરીક ગેરફાયદો થતો હોય એમ હજી સુધી સાબીત થયું નથી અને તેથી પ્રત્યેક માણસના આધ્યાત્મિક જીવન ઉપર એમની અમુકજ અસર થશે એમ પણ કેમ કહી શકાય? એટલે આધ્યાત્મિક જીવન વિશે અહીં ઉલ્લેખ ન કરતાં માત્ર શરિર સાથેના એ સાધનોના સંબંધ વિશે વિચાર કરતાં તેમની આવશ્યકતાને કોઇ જાતનો બાધ નથી આવતો.

કદાચ કોઇને બ્હીક રહે કે એ સાધનોના ઉપયોગથી વાસનાતૃપ્તિની ભૂખ વધ્યાજ કરવાની, તોયે તેમ કરવાનું બહુ મોટું કારણ નથીજ. જ્યાં standard of life જીવન–ધોરણ ઉંચુ છે અથવા તેમ ન હોય તોય જ્યાં દંપતિ પોતાની એક બીજા તરફની ફરજો સારી રીતે સમજે છે, ત્યાં સ્વાભાવિક રીતે કે સમજપૂર્વક સંયમિ જીવન જીવી શકાય છે. અર્થશાસ્ત્રના કાયદા પ્રમાણે 'ધન ઉત્પત્તિ ઉપર વધારે લક્ષ અપાય, એટલે કે પ્રમાણમાં વધુ ધન ઉત્પન્ન કરવાના માર્ગો હાથ ધરાય અને તેમાં ભાગ પડાવનારા ઓછા હોય તો દરેકને એકંદરે વધારે મળે અને તેમ થવાથી જીવન–ધોરણ ઉંચુ થઇ વાસનાને જીતવામાં મદદ થઇ શકે.

અને ગરિબોને હાથ એ સાધનો પડવાથી એમની જીવન વ્યથા–Struggle for Existence કેટલેક અંશે ઓછી થઇ જશે. જો બે ત્રણ બાળકો કુટુંબમાં સ્થાન ભોગવતાં હશે તે જીંદગીની કેટલીક વધારે સારી તકો મેળવવાને શક્તિમાન થશે, કારણ આઠ છોકરાંના માબાપ કરતાં બે છોકરાંના માબાપ પોતાનાં છોકરાં માટે વધારેજ કરી શકે છે.

એકંદરે વ્યક્તિની દૃષ્ટિએ મ્હને એ સાધનોનો ઉપયોગ ભયંકર નથી લાગ્યો, અને છતાંયે આધ્યાત્મિક–જીવનની સફળતા વિશે હું શંકાશીલ છું. એટલે બાહ્ય–જીવનને સુઘડ, સુખી અને સુવ્યવસ્થિત બનાવવામાં મદદરૂપ આ સાધનોને હું સ્વીકાર્ય ગણું છું. ઓમ્,

હમારો સદાનો રવિ.

# બે મિત્રો

હીરાલાલ સી. નાણાવટી.

સૂર્યોદય તો ક્યારનોયે થઇ ગયો હતો. અનેક પ્રકારના પક્ષિઓ, વૃક્ષપર બેસી, સુંદર ગાયનનો નાદ કરી રહ્યા હતા. ઠંડા પવનની મધુર લહરીઓ ખુશનમા રહવારમાં આનંદ આપતી હતી, અને મગજને તૃપ્ત કરવા મથતી હતી. રહવારના આવા રમણિય સમયે, કેટલાક મનુષ્યો જ્યારે નિત્યના કાર્યક્રમમાં ગુંથાઇ ગયેલા જણાતા, ત્યારે લ્હેરી જુવાનો હજુ પ્રભાતની ગુલાબી નિદ્રા અનુભવતા હતા.

અનિચ્છાએ શય્યા ત્યાગ કરી, લક્ષ્મીકાન્ત જાગૃત થવાનો વ્યર્થ પ્રયત્ન કરી રહ્યો હતો. જાણે અખિલ રાત્રિની સાથીણી નિદ્રા દેવીને પણ લક્ષ્મીકાન્તનો સહવાસ છોડવો ન ગમતો હોય! લક્ષ્મીદેવીની, લક્ષ્મીકાન્ત ઉપર-એના અર્થસુચક નામ પ્રમાણે-સંપૂર્ણ કૃપા હતી; અને તે સાથે, એને માથે કોઇ વડિલ ન રહેવાથી, એને સ્વેચ્છાનુસાર વર્તવાની સંપૂર્ણ સ્વતંત્રતા હતી.

દંત-મંજનથી દાંત સાફ કરી, મુખ પ્રક્ષાલન કરી, લક્ષ્મીકાન્ત પુનઃ વિરામાસનમાં પડ્યો. નયનોમાંથી ઘેન ઉડયું હોય એમ લાગતું ન હતું. રામો ચ્હાનો પ્યાલો મુકી ગયો અને લક્ષ્મીકાન્તે, ચ્હા પિવાની શરૂઆત કરીન્ન કરી, એટલામાં હિંમત નોકરે દિવાનખાનામાં પ્રવેશ કર્યો.

"કેમ હિંમત!"

"સાહેબ," શેઠને પુરા મિજાજમાં જોઇ, સલામ કરી હિંમતે પ્રત્યુત્તર આપવા માંડ્યો, "આપના બાલ-સ્નેહી વિનયકાન્ત આવ્યા છે."

એક મહાન્ મુશ્કેલી શિરે આવી પડી હોય અને તે નિવારણ કરવા મોટો વિચાર કરતો હોય તેમ, થોડી વાર વિચારી, લક્ષ્મીકાન્તે ફક્ત ટૂંકું ધુણાવીનેજ અનુમતિ આપી. હિંમત બહાર ગયો અને અલ્પ સમયમાં લક્ષ્મીકાન્તના બાલ-સ્નેહી વિનયકાન્તે ત્યાં પ્રવેશ કર્યો. નિર્ધનાવસ્થાનો ભોગ થઇ પડેલો હોવાથી, વિનયે, સાધારણ સાદા પરન્તુ સ્વચ્છ કપડાં પહેર્યાં હતાં. સ્વભાવે નમ્ર હતો. એનું મુખડું સર્વદા હસતુંજ રહેતું અને એ હાસ્યમાં જાણે કોઇ આકર્ષણ શક્તિ રહી હોય તેમ એના પર પ્રથમ દ્રષ્ટિપાત કરનારનો એના પર સ્વાભાવિક રીતેજ પક્ષપાત થઇ જતો. છતાં વિધિની વિચિત્રતા તો એ હતી કે, બાલ્યાવસ્થામાં સાથે ભણેલા, રમેલા અને ઉછરેલા લક્ષ્મીકાન્તને, રંક-

અવસ્થાના ભોગ થઇ પડેલા, વિનયને જોઇને, આજે એનાપર અણગમો ઉત્પન્ન થતો હતો. ખરેખર! લક્ષ્મીના મદનો પ્રભાવ આવોજ હોય છે. દૃઢ-મૈત્રી તો સરખી વય અને સરખી સ્થિતિના મનુષ્યોનીજ બંધાય છે, અને તે ચિરકાળ પર્યંત ટકે છે.

"કેમ ભાઇ! હમણાંજ ઉઠયા છો કે શું?" પ્રવેશ કરતાં વિનયે પુછ્યું.

"હા ભાઇ વિનય! આવ! જોને હમણાંજ ઉઠયો છું. રામા! ચ્હાનો પ્યાલો લાવ." કંઇ બેદરકારી રીતે, મુખપર કૃત્રિમ હાસ્યની છાયા આણી, લક્ષ્મીકાન્તે, સમયોચિત્ આવકાર આપ્યો. સરળ હૃદયના વિનયને, મિત્રના આવકારથી હર્ષ થયો અને આનાકાની ન કરતાં, ચ્હા સ્વિકારી. ચ્હાને યથાન્યાય આપી, ઉભય વાર્તાલાપમાં ગુંથાયા.

"કેમ વિનય! કોઈ દિવસ નહિ અને આજે તો અત્યારમાંજ (શોખીન જીવડાને નવ દશ વાગ્યાનો સમય પણ અત્યારજ લાગેને) નવરો પડયો?"

"શું કરું ભાઇ! ઓફિસમાં રોજ જવાનું. કુતરા જેવી જીંદગી ગાળવાની. એટલે ફુરસદ તો ક્યાંથીજ મળે! આજે તો રવિવાર-રજા છે. એટલે મળવા આવ્યો છું."

"મહેરબાની દોસ્ત! પણ વિનય! હજુ એ ભગવાન એના એજ કે?"

"એટલે?" વિસ્મય પામી વિનયે પુછ્યું.

"હજુ ત્હારી સ્થિતિ કાંઇ સુધરી હોય એમ લાગતું નથી."

"હા! લક્ષ્મીકાન્ત!" નિર્ધનાવસ્થા આંખ આગળ ચિત્રની માફક તરી આવતાં વિનયે દીર્ઘ નિશ્વાસ મુકી કહ્યું, "અને વળી કહે છે ને કે અકર્મીના પડિયા કાણા, તેમ વધારામાં......" "હૈયું ભરાઇ આવતાં વિનય ન બોલી શકયો. "કેમ કેમ વિનય! શું છે શું? બોલતાં અટકી કેમ પડયો?"

"લક્ષ્મીકાન્ત! લક્ષ્મીકાન્ત! શું બોલું! ત્હને ખબર તો હશેજ કે, હમણાં વ્યાપાર ધંધા ધમધોકાર નથી ચાલતા, એટલે ઓફિસમાં ઝાઝું કામ ન રહેવાથી, શેઠ હવે રજા આપવી ધારે છે. એકાદ બે મહિનામાં કદાચિત્ નોટીશ મળશેજ. હાય! જેમ તેમ કરી ઠેકાણે પડયો-ન પડયો ત્યાં નસિબ પણ ચાર ડગલાં આગળનું આગળ!"

"અરે રામ! એ તો ઘણું ખોટું વિનય! તો પછી તું શું કરવા ધારે છે?" વિનયના દુઃખે જાણી દુઃખીજ થયો-બન્યો હોય તેમ, કૃત્રિમ લાગણી દર્શાવતાં લક્ષ્મીકાન્તે પુછ્યું.

"મને પણ એજ ચિંતા છે. કદાચિત્ ત્હારી દુકાને ગોઠવણ........"

"હા! એ ખરૂં! પણ," વિનયના બોલવાનો ભાવાર્થ કળી જઇ, વચમાંજ લક્ષ્મીકાન્ત બોલી ઉઠયો. એના મનમાં તો "ટાઢે પાણીએ ખસ" કાઢવા જતું હતું. તેથી યુક્તિ કરવા માંડી કે જેથી જુની મૈત્રિની શરમે સ્પષ્ટ નકાર ન ભણવો પડે અને એને રાખવો નથી તે ભાવ પણ દર્શાવાય, એમ વિચારી માથું ખંજવાળતાં બોલ્યો, "જોને મ્હારેજ કદાચિત્ એકાદ બેને રજા આપવી પડશે એમ લાગે છે. શાણુ કામ નહિ અને મફતનો પગાર ખાય, એ આપણને ક્યાંથી પરવડે? આપણે કંઈ એવા લખેશ્રી છીએ? કેમ નહિ?"

"નાસ્તો," લક્ષ્મીકાન્તનો રોકડો જવાબ સાંભળી, આશા બની, હા માં હા મેળવી વિનય બોલ્યો અને આતુરતાથી પુછ્યું. "પણ ત્યારે મ્હારા જેવાની સગવડ ન થઇ શકે? મિત્રને એટલી મદદ ન થઇ શકે!"

લક્ષ્મીકાન્તના મનમાં થયું કે હું જ્યારે ઉડાવવા માગું છું, ત્યારે આતો વળી "આવ બલા અને પકડ ગળા" એમ બોલે છે. માટે ટુંકામાં જ ફડચો આણવો એમ વિચારી બોલ્યો, "વિનય! અફસોસ! શું કરૂં! લાચાર! મ્હારાથી જો બની શકતું એમ હોય......"

"ભલે ભાઇ! એમાં ત્હું શું કરે! જ્યાં દૈવજ રૂઠ્યું ત્યાં ખેર! હશે ભાઇ મારૂં નસિબ." લક્ષ્મીકાન્તનો ભાવાર્થ સમજી વિનય બોલ્યો.

"વિનય! પ્રભુએ દાંત આપ્યા છે તો ચાવણું પણ આપશે જ. એ ભુખ્યા ઉઠાડે છે, પણ ભુખ્યા સુવાડતા નથી. મનુષ્યે પુરૂષાર્થ તો કરવો જ જોઇએ." લક્ષ્મીકાન્તે પણ લુખ્ખું આશ્વાસન આપવા માંડ્યું. શું લાગણી!

"હા ભાઈ! સાચી વાત છે. પણ લક્ષ્મીકાન્ત! એ તો ઠીક. પણ હાલને માટે થોડા સો એક રૂપીઆ ઉધાર આપશો? મ્હારે ખાસ જરૂર છે."

લક્ષ્મીકાન્તના મનમાં થયું કે આ પાંચેક વર્ષથી પોતાનું દારિદ્ર તો ફેડી શકતો નથી. તો પછી મ્હારા રૂપીઆ તે વળી કયે જન્મારે પાછા આપશે. વળી ભાઇબંધીની શરમે પાછા પણ ન મગાય. આપે ત્યારેસ્તો. માટે ના કહેજ સિદ્ધિ. લટકતી સલામે જ દારબાર અને દૂરથીજ નમસ્કાર. એમ વિચારી બોલ્યો, "વાહરે! ઉધારશું? એ શું બોલ્યો? આ સર્વસ્વ ત્હારૂં જ સમજને!" "ત્યારે રૂપીઆ મળશે?" "હા પણ...જોને પચીસેક હાલ લઇ જા! અને બીજા વળી કાલે પરમ દિવસે લઇ જશે? નહિ તો પછી એમજ કરજે કે પાંચ સાત દિવસમાં મ્હારા કેટલાક ઉઘરાણીના રૂપીઆ આવવાના છે-વકી છે, ત્યારે જ સામટા લઇ જજે ને. જોને વિનય! પણ હા! ત્હનેજ ક્યાંથી ખબર હોય કે હમણાં હમણાં તો મ્હારા હાથ પણ ભીડમાંજ રહે છે. ઓ પ્રભુ! આ કેવો સમય! વિનય! ખરેખર! જ્યારે આફત આવે છે, ત્યારે સર્વ બાજુથી આવે છે." જાણે વિનયના દુઃખે દુઃખીજ બન્યો હોય તેમ, કૃત્રિમ દયા અને લાચારીનો વેશ ભજવતાં લક્ષ્મીકાન્તે લાગણી અને કરૂણા દર્શાવવામાં પણ હદ કરી. લક્ષ્મીના મદમાં અંધ બનેલાને બાલ્યાવસ્થાની મૈત્રીની પણ શરમ ન પડી તે ન જ પડી.

"મુખે મધુરતા, વિષ તો હ્રદયે હળાહળ રાખતા;

સંકટ સમે ભાગી જતા, નવ જાણશો એ મિત્રતા." થઇ રહ્યું, વિનયની સર્વ આશા પર નિરાશાનું પાણી ફરી વળ્યું.

"હાય! ભાઇ હાય! પ્રભુ જ્યાં કસોટીજ કરે ત્યાં આપણો પણ શું ઉપાય! મ્હારૂંજ કર્મ ફુટેલું, ત્યાં કોઇનો શું દોષ! ઠીક ભાઇ બેસ. હવે હું જઇશ, કેમકે મ્હને આવ્યાને પણ ઘણો વખત થઇ ગયો." લક્ષ્મીકાન્તની વ્યંગ ભાષામાં રહેલો સ્પષ્ટ નકાર કળી જઇ, વિનય વધુ પ્રયત્ન વ્યર્થ સમજી જવા ઉઠ્યો.

"કેમ જશો ત્યારે? પાછા મળજો હોં કે? સાહેબજી!"

"ઠીક, સાહેબજી." "આવજો" લક્ષ્મીકાન્તે પતાવ્યું. જરા બેસતો ખરો, એટલો સરખોએ વિવેક ન કર્યો. એને મન તો વિનય ક્યારે જાય, એજ જોઇતું હતું. અને "ભાવતું હતું ને વૈદે બતાવ્યું" એ સુત્રાનુસાર શું કામ પ્રસંગ ચુકે!

આશા-લતા પર નિરાશાનો ઘા પડવાથી, વિનય સર્વથા હતાશ થઇ ગયો હતો. ખિન્ન હૃદયે, અંધકારમય ભાવિનું, બારિક નિરીક્ષણ કરતો વિનય દાદર ઉતરતો હતો, પરન્તુ તે યંત્રવત્. આજુ-બાજુનું ભાન ન હતું. એટલામાં એક કોમળ સ્વર, એના કર્ણદ્વારમાં અથડાયો, "કેમ વિનયભાઇ?

બહુ દિવસે દેખાયા ?" વિચારશીલ વિનયની વિચારમાળાનો મણકો સરી પડયો. બ્હાવરા બની પાછું જોયું અને ક્ષણભર સર્વ ચિંતા વિસર્યો. "કોણ સુશિલા બ્હેન ? એ તો જરા અમસ્તોજ–મળવા સારૂ જ આવ્યો હતો."

"ઠીક. પરન્તુ ત્હમારૂં મોઢું કેમ ઉતરી ગયેલું જણાય છે ?"

"ના રે ! કાંઇએ નથી," સત્ય સ્થિતિ છુપાવવા મોઢા ઉપર કૃત્રિમ હાસ્ય આણી વિનય બોલ્યો, "ચાલો, હવે હું જઇશ !"

"હો ! હો ! એટલામાં આવ્યા શું અને ચાલ્યા શું ? બેસો બેસો. એટલામાં શું મોડું થઇ જવાનું છે ! અને થશે તો વિદ્યા ભાભી ક્યાં વઢે એવાં છે ?" "લ્યો બેસું છું. ત્હમે પણ જબરા છો,' વિનયે શરમાઇ જવાબ આપ્યો અને બેઠો. એટલામાં લક્ષ્મીકાન્તના પરમપ્રિય થઇ બેઠેલા ધનસુખ નામના મિત્રે, ગૃહમાં પ્રવેશ કર્યો અને રોજની માફક, પુછ્યા વગર, સિધોજ લક્ષ્મીકાન્તના દિવાનખાનામાં પહોંચ્યો. સુશિલા અંતર્ગૃહમાં ગઇ હતી અને વિનય, આગામી આપત્તિની ઝંખના કરતો બેઠો હતો, એટલામાં કેટલાક શબ્દો તેના કર્ણદ્વારમાં અથડાયા. કાન સતેજ કરી, તિવ્ર જીજ્ઞાસાથી વિનય સાંભળવા લાગ્યો.

"કેમ શેઠ સાહેબ !" ઓ હો ધનસુખ કે ! આવને યાર ! ત્હારી તો હું ક્યારની રાહ જોઇ બેઠો છું !"

"હા ભાઇ હા ! ગરિબ માણસની થાય એટલી મશ્કરી કરો !"

"અરે પણ બેસતો ખરો ! તું ઉભો રહે છે અને પગ મ્હારા દુઃખે છે, એમ કહી સિગારેટની ડબ્બી ઉઘાડી, એક ધનસુખને આપી અને બોલ્યો, "માર દમ કે પડે ચમ !". ધનસુખ ખુરસી પર ગોઠવાયો, ટોપી ઉતારી ટેબલ પર મુકી અને ધુમાડા કાઢવા મંડયો. થોડીવાર દમ મારી, પછી કોઇ કામ યાદ આવ્યું હોય તેમ બોલ્યો. "અરે લક્ષ્મીકાન્ત ! તું મ્હારા શાળાને–પોપટને તો ઓળખે ખરો ને ?"

"ઘણી સારી રીતે. ત્હારા શાળાને ન ઓળખું એમ બને કે ?"

"ઠીક. તે વાત એમ છે કે એ ભાઇ ભણી પરવાર્યા છે. અને...આપણે...છે...ને...તે... ભાઇ આજ સ્હવારના પહોરમાંજ પધાર્યા હતા !"

"ઓ હો ! ત્હારે એમજ કહેને કે આજે જમવાનું ઠર્યું !"

"ના ભાઈ ના ! મ્હેં પણ એમ જ ધાર્યું તું રતો. પણ વાત જાણે એમ છે કે ભાઇને નોકરી જોઇએ છે. હવે એક સાધારણ વાત પ્રમાણે તુંજ કહે કે એ જ્યારે ખાસ મ્હારી પાસે આવ્યો, ત્યારે મ્હારાથી ના પણ કેમ કહેવાય ?" ' નહિસ્તો." શાણુ પોઝીશનમાં ખામી ન આવે !"

શું વાત કરે છે ? પહેલું પોઝીશન ને બીજું પછી !"

"જીવતો રહે રાજા ! તે પછી મ્હે તો સહેલું સટ કરી નાખ્યું."

"ત્હારી વાત થાય દોસ્ત ! હાં ! પણ કેવી રીતે ?"

"તે એવી રીતે કે વળી પાસે ગંગા ને દૂર ક્યાં જવું !',

"એટલે ? હું કાંઇ સમજ્યો નહિ ?" લક્ષ્મીકાન્તે વિસ્મય પામી પુછ્યું.

"એટલે એમ કે ત્હારી દુકાનેજ હાલને માટે ગોઠવવો. પછી દેખા જાયગા. કેમ ફાવશેને ?" ત્હારીજ ભલામણ ત્યાં વળી પુછવાનું શું ! પણ સ્હેજ સ્હાજ–ખપજોગું તો ભણ્યો હશે ?"

" તે બદલ પુછતો જ નહિ. જો કે ઝાઝું ભણ્યો તો નથી, પણ બોલવે ચાલવે એવો ચબરાક છે કે ભલભલા ગ્રેજ્યુએટોને પણ એક વખત પાણી ભરાવે. એ માટે તો કાળજી રાખતો જ નહિ."

" ત્યારે તો શંખને વળી દુધે ભર્યો. પગારનું કાંઈ નક્કી કર્યું કે ?"

" મ્હેં તો એને કહી દીધું કે જો ભાઇ, હાલ વખત બારીક છે. મ્હારી શરમે લક્ષ્મીકાન્ત શેઠ ઉભો રાખશે. માટે જે સો સવાસો આપે તે લે જે."

" ચાલો ઠીક થયું." " ત્હને ફાવશે તો ખરૂં ને ? એ ક્યાં પારકો છે ?"

" નહિંસ્તો," લક્ષ્મીકાન્તે દૃબાઈ જઈ કહ્યું, ધનસુખે છુટકારાનો દમ મુકયો અને થોડી વાર પછી, બે ચાર દમ મારી, પાછો ગર્જ્યો.

" અને હા ! ત્હને બીજી ખબર છે કે ?"

" ત્હું કહે ત્યારે ને ? વળી શી નવા જુની છે ?" લક્ષ્મીકાન્તે બીજી સિગારેટ સળગાવતા પુછ્યું.

" કાલે જાણે મ્હારા દાદાનું શ્રાદ્ધ છે !"

" એમ ફાવ્યા ત્યારે ! શેનો જલસો ઉડવાનો છે ?"

" મનમાં તો ઘણુંય છે.. પ...ણ, વિચાર વાડીના ને જમવાનું ઘેર."

" કેમ કેમ ? એમ કેમ બોલે છે ?"

" કારણ કે ભાઈ, ભજકલદારમ પાસે જોઇએ ને !"

" ઓ હો હો ! મોટી વાત તો જો ! આ બધું ત્યારે કોનું છે ?"

" મ્હેરબાની દોસ્ત ત્હારી. જો ત્યારે, હાલ બસો અઢીસો રૂપિઆ આપ. પણ સગવડે પાછા મળશે. આપણે તો સ્પષ્ટ વક્તા. ચોકખું કહી દેવું !"

" હરે ત્હારી ફિલસુફી રહેવા દેને ! ત્હને પાછા આપવાનું કોણ કહે છે ?"

વાર્તાલાપમાં તલ્લીન બનેલા ઉભયમાંથી કોઇને પણ ખબર ન હતી કે કોઈ સાંભળતું હશે. લક્ષ્મીકાન્તને તો સંપૂર્ણ ખાત્રી હતી કે-વિનય તો ગયો જ છે અને ઉંચી નજરે ચાલનાર ધનસુખને તો વિનય સુઝ્યો જ નહિ. પ્રિય વાંચક ! ઉપરોક્ત વાર્તાલાપ સાંભળી, વિનયના હૃદયની કેવી સ્થિતિ થઇ હશે, તેની કલ્પના ત્હૂંજ કરી લેજે. વિનયે દીર્ઘનિશ્વાસ મુકયો. પરન્તુ સદ્‌ભાગ્યે સુશિલા હજુ અંતર્ગૃહમાં જ હોવાથી, કોઇના સાંભળવામાં ન આવ્યો. " ઓહ પ્રભુ ! આ હું શું સાંભળું છું ? હમણાં જ મ્હને લક્ષ્મીકાન્ત સદંતર લાચારી બતાવતો હતો અને એટલામાં જ ફરી ગયો. મિત્ર ! ત્હારે જો મ્હને મદદ ન કરવી હતી, તો સ્પષ્ટ ના કહેવી હતી, પણ આવું હડહડતું જુઠાણું ! મિત્ર ! મિત્ર ! ત્હારી આવી અકલ્પનીય અનિચ્છનીય અધોગતિ ! ક્યાં ગઇ આપણી બાળપણની પ્રતિજ્ઞાઓ ? પણ હાય ! આ સર્વ પૈસાનો જ પ્રભાવ ! પૈસા ! પૈસા ! ત્હારી અજબ બલિહારી છે. લક્ષ્મીના લોભમાં પામર મનુષ્યોની બુદ્ધિ મલિન્ થાય છે એટલે સારા નરસાનું ભાન નથી રહેતું. લોભી મનુષ્ય, મિત્ર-દ્રોહ કર્યાનું પાપ અને સ્નેહહત્યા કરવાનો દોષ નથી જોઇ શકતો, છતી આંખે અંધ બને છે. પ્રભુ ! પ્રભુ ! ત્હૂં મ્હારા મિત્રના મલિન હૃદયમાં વસી, મ્હારા મિત્રને સદ્‌બુદ્ધિ અર્પી, સન્માર્ગે પ્રેરજે ! મિત્ર ! પ્રભુ ત્હારૂં શ્રેય કરે, એ જ મ્હારા શુદ્ધ અંતઃકરણની અભિલાષા છે !" આમ વિચાર તરંગોમાં વિનય તલ્લિન્ બેઠો હતો. ખરેખર ! સ્નેહ એ દૈવી વરદાન છે. દિવ્ય-સ્નેહનો પ્રભાવ અદ્‌ભુત છે ! સ્નેહાધિન મનુષ્ય, પોતાના સ્નેહીના દોષને પણ જોઈ શકતો નથી. ઓ દિવ્ય સ્નેહ ! ધન્ય છે તને !

એટલામાં સુશિલા બ્હાર આવી. અને વિનયને આવકાર સુચક પાન સોપારી આપ્યાં. સ્વાર્થી મિત્રના વર્તનથી દગ્ધ થયેલું હૃદય, સ્નેહાળ ભગિનીના સ્નેહપૂર્ણ આવકારથી પ્રફુલ્લિત થઈ—ના થયું. એટલામાં ઉપરોક્ત વાર્તાલાપ સાંભરી આવ્યો. હવે એ હૃદયને, આ ગૃહમાં વધારે થોભવું અનુચિત લાગ્યું. હૈયું ભરાઈ આવ્યું, પરન્તુ જો સંયમ ન રાખ્યો હોત તો કદાચિત્ બેચાર અશ્રુ પણ સરી પડત. તે તરત સ્વસ્થ થઈ ઉઠયો.

"બ્હેન ! હવે હું જઈશ. મ્હને આવ્યાને પણ ઘણો વખત થઈ ગયો."

"કેમ કેમ વિનયભાઈ ! એટલામાં જ ચાલ્યા ! ફરી ક્યારે આવશો ?"

"કોઈ દિવસ." વધુ ન બોલી શકાતાં, વિનય તરત ચાલતો થયો.

વિનય દૃષ્ટિમર્યાદાની બ્હાર ગયો ત્યાં સુધી સુશિલા જોઈ રહી અને પછી, વિનયની આવી અકલ્પનીય મનઃસ્થિતિ અને વર્તણુંક ઉપર કંઈ કંઈ વિચારો કરતી, કારણ ન કલ્પી શકાતાં છેવટે ગૃહકાર્યમાં ગુંથાઈ.

* * * *

સમયને પલટાતાં વાર લાગતી નથી. અને સમય પલટાતાં, આખું જગત્ પણ પલટાઈ જાય છે. ક્ષણમાં રાય તે રંક બને છે, તો ક્ષણમાં રંકનો રાય બની જાય છે. ભાવિના પડદામાં છુપાયેલા, ગુપ્ત અને કારમા ભયંકર ભેદની, ભ્રાંતિ સરખાયે મનુષ્યને નથી હોતી, તો પછી તેની કલ્પના તો ક્યાંથી જ સંભવી શકે !

માથે હાથ દઈને, તુટેલી ખાટલીમાં પડયો પડયો, કોઈ દુઃખી મનુષ્ય, અગાધ વિચાર સાગરમાં ગોથાં ખાતો દૃષ્ટિગોચર થાય છે. બારિક નિરીક્ષણ કરતાં માલમ પડે છે કે એજ આપણો નાયક લક્ષ્મીકાન્ત છે. મ્હેલનિવાસી લક્ષ્મીકાન્તના આ હાલ જોતાં, આશ્ચર્ય ઉત્પન્ન થાય તો નવાઈ જેવું નથી. રાજ્યમ્હેલ જેવું જેણે સુખ ભોગવેલું, તે આજ ઝુંપડીમાં જ પોતાનું શેષ આયુષ્ય નિર્ગમન કરતો જણાય છે. ઘુમાડો થતાં, અનુચિતો જેમ અગ્નિ બુઝાઈ રહે છે, તેમ વિચાર તરંગોમાં તલ્લિન બનેલો લક્ષ્મીકાન્ત બોલી ઉઠયોઃ "પૈસા ! પૈસા ! શું ત્હારો પ્રભાવ છે ! જ્યારે લક્ષ્મીની મ્હેર હતી, ત્યારે તો નહિ સગાનું સગું થતું, આખું જગત્ ઉલટી આવ્યું હતું; અને આજે જ્યારે લક્ષ્મીનો ફેર થયો ત્યારે, હાય ! જો હું મરી જાઉં તો મ્હારી પાછળ મરણ પોક મુકનાર કોઈ સગુ પણ નથી રહ્યું ! અફસોસ ! પૈસાનાજ સૌ કોઈ સગા છે. લક્ષ્મીનો ફેર થતાં, કહેવાતા સૌ સગા—જેમ શુષ્ક વૃક્ષને પક્ષિઓ તજી જાય છે, તેમ પલાયન થઈ જાય છે. ખરેખર જ્યારે દુઃખ આવે છે, ત્યારે ચારે બાજુથી આવે છે." જે ઘર નોબત વાજતી, તે ઘર ઉડતા કાગ !" એના જેવી આ મ્હારા, અગ્નિના કોપથી ભસ્મીભૂત થયેલા બંગલાની દુર્દશા થઈ પડી છે. આજ કોઈ એમ ભાવ પૂછનાર નથી કે ભાઈ કેમ છે? ક્યાં જમે છે? એ તો ઠીક, પરન્તુ મ્હારા દર્શનથી જાણે પાપ લાગતું હોય—જાણે વિધવાને દેખી અપશુકન થતા હોય, તેમ સર્વ દુરથી જ દેખીને જતા રહે છે. હાય ! " કાળ તણી કૃતિ, ન પરખાતી; વિધિની વાતો ન્યારી." આ સમયે મ્હારી ખરી ભીડની વેળાનો સાથી, મ્હારો વ્હાલો મિત્ર વિનય કયાં હશે? પણ હાય ! ક્યાંથી જ દેખાય ! જ્યાં મ્હેંજ પાપીએ એને તરછોડ્યો—તિરસ્કાર્યો, તો પછી એ મ્હારો જ કેમ હોય તો ! વિનય ! વ્હાલા વિનય ! તું કયાં ગયો? હાય ! ત્હને મદદ કરવાને મ્હેં ના કહી હતી, ત્યારે ત્હારું હૃદય કેવું ચિરાઈ ગયું હશે, તેનો મને સાચોજ અનુભવ થાય છે. જો કાળ ઉપર બેઠા હોઇએ, તેજ કાળ ઉપર ઘા કરવા જેવી મ્હેં મુર્ખાઈ કરી !" આમ આશા નિરાશા વચ્ચે ગોથાં ખાતો લક્ષ્મીકાન્ત હઇયોદગાર કાઢી રહ્યો હતો, એટલામાં સામેથી એના મગનકાકા આવતા જણાયા. "કેમ મગનકાકા !"

"એ કોણ ભાઇ!" ચશ્મા કપાળપર ચઢાવી, જાણે સાચે જ ઓળખાણ ન પડતી હોય, તેમ અજાણ્યા બની, મગનકાકાએ સામો સવાલ કર્યો.

"કેમ ભુલી ગયા કે શું? એ તો હું લક્ષ્મીકાન્ત—ત્હમારો ભત્રીજો!"

"એમ કે ભાઈ? કેમ છે બા! શરિરે તો ઠીક છેને?" મગનકાકાએ વ્હાલ ઉભરાવ્યું.

"કાકા," દિલગીરીભર્યા અવાજે લક્ષ્મીકાન્તે કહ્યું, "જ્યાં પ્રભુએ જ દુ:ખમાં........"

"હોય ભાઇ! એમ પણ હોય!" વચમાં જ કાકા બોલ્યા, "બધા દિવસ કાંઇ સરખા જાય છે બા! એમ જીવ બાળ્યે, જે ભોગવવાનું હોય છે તે કાંઈ થોડું જ ઓછું થાય છે! ભલભલાને ખમવું પડે છે તો, આપણા ક્યાં આશરા! શ્રદ્ધા રાખીએ, શ્રદ્ધા! શું સમજ્યો? કાલે સવારે તું પાછો રાજા જેવો થઇ જઇશ. જા! મ્હારો આશીર્વાદ છે. બેસજે, હવે હું જાઉં છું, કેમકે દર્શનનો વખત થઈ ગયો છે," એમ મુખે બને તેટલી મિઠાશ વાપરી, (કારણકે ક્યાં દામ પડે છે,) રખેને લક્ષ્મીકાન્ત કાંઇ મદદ માગે, એના કરતાં એ પ્રસંગજ ન આવવા, એમ સમયસુચકતા વાપરી–પાણી પહેલાં પાળ બાંધનાં મગનકાકા ક્યાંએ અદૃશ્ય થઈ ગયા. આજ પ્રમાણે, એક પછી એક, એમ બધા જ સગા તરફથી, લક્ષ્મીકાન્તને કડવો અનુભવ થયો, કોઇ દિલાસો દેવા તસ્દી સરખી પણ ન લેતા. આત્મારૂપ બનેલો, પૈસાનો સાચો સગો ધનસુખ તો જાણે આ દુનિયામાં અસ્તિત્વ ધરાવતો જ ન હોય તેમ દેખાતો જ નહિ. નિસ્વાર્થી વિનય અને સ્વાર્થી ધનસુખની મૈત્રી વચ્ચેનો ફેર, આજ મદનું આવરણ દૂર થતાં સ્પષ્ટ જણાયો.

"હાય નસિબ! આ શી દશા! ઓ પ્રભુ! હવે તો ત્હારો જ આશરો! બધાયને જોઇ લીધા. સૌ કોઈ સ્વાર્થના જ સગા છે. ઓ લક્ષ્મીના લાલચુ સગાઓ! ધિક્કાર છે ત્હમારી દાનતને! ઓ વ્હાલા વિનય! તું ક્યાં છે? ત્હારા વિના મ્હારા દગ્ધ હૃદયને દિલાસો આપનાર કોઇ નથી. ત્હને તરછોડતી વખતે, મ્હને વિચાર સરખોયે ન આવ્યો કે આ વખત મ્હને પણ આવશે અને ત્હારી જરૂર પડશે! ક્યાંથી જ વિચાર સુઝે! લક્ષ્મીના મદમાં અંધ બન્યો ત્યારે સારાનરસાનું ભાન પણ ક્યાંથી રહે! ઓ પ્રભુ મ્હારા પાપનું કેટલું બધું પ્રાયશ્ચિત મ્હારે ભોગવવું પડશે! હાય! એ નર્ક-યાતનાનો ખ્યાલ આવતાંજ કંપારી છુટે છે! મ્હારો ઉદ્ધાર પણ ક્યાંથીજ થાય! નજ થવો જોઇએ!" આમ બોલતાં બોલતાં, લક્ષ્મીકાન્ત એકદમ બેભાન થઇ ગયો. અલ્પ સમય પછી ભાન આવતાં એણે આંખો ઉઘાડી ત્યારે સુશિલાના ખોળામાં એનું માથું હતું. સુશિલાના નયનયુગલમાંથી અશ્રુધારા વહેતી હતી અને એના હાથમાં એક પત્ર હતો જેના તરફ એકીટશે તે જોઇ રહી હતી. લક્ષ્મીકાન્ત સફાળો બેઠો થયો અને પત્ર લઈ વાંચ્યો. વાંચતાં વાંચતાં એની આંખમાંથી પણ અશ્રુ–એ સ્નેહાશ્રુ સરી પડયા, કેમકે એ વિનયનો જ પત્ર હતો, જેમાં લક્ષ્મીકાન્તની સ્થિતિ જાણી, એણે ઘણી દિલગીરી દર્શાવી હતી અને પોતાની યથાશક્તિ સો રૂપીઆની નજીવી મદદ મોકલી હતી, જે સ્વિકારવા નમ્ર વિનંતિ કરેલી હતી. "ધન્ય છે ભાઇ વિનય! ત્હને કે, આજે આવા આફતના સંજોગે, ત્હેં આવી અપૂર્વ મદદ કરી! હા! હું ત્હારો કેટલો આભારી થયો છું! વ્હાલા વિનય! તું મ્હને ક્ષમા કરીશ? ત્હારા પવિત્ર મુખનું એક વખત દર્શન થાય, એટલી જ અંતિમ અભિલાષા છે!" એમ બોલતાં તે પુનઃ બેભાન થયો.

લક્ષ્મીકાન્તના હૃદયમાં જે ચિંતાએ વાસ કર્યો હતો, તેણે ધીમે ધીમે ગંભીર રૂપ પકડવા માંડયું, અને પોત પ્રકાશ્યું. તેની અસર શરિર પર થઈ. અગ્નિના તાપથી જેમ ઘી પીગળી જાય છે તેમ ચિંતાના તાપથી એનું શરિર પીગળવા–ગળવા લાગ્યું. દિને દિને તે એટલે સુધી લેવાઇ ગયું કે શરિરમાંથી લોહી અને માંસ ઉડી જતાં ફક્ત અસ્થિપંજર રહ્યા હોય તેમ ફક્ત હાડ

પિંજર જણાવા લાગ્યું. ખરેખર! ચિંતા અને ચિતામાં ઝાઝો ફેર નથી. ચિતા નિર્જીવ શબને બાળે છે, ત્યારે ચિંતા સજીવન શરિરને બાળે છે.

"ચિંતા ચિતા સમાન" ભાગ્યહિની સુશિલા–પતિવ્રતા સુશિલા–આખો દિવસ અને રાત્રીએ પણ ઉજાગરા કરી ખંતપૂર્વક પતિની સુશ્રુષા કરી રહી હતી. એનો બદલો મળશે ખરો!

જીવન–યાત્રાનો સમય સમાપ્ત થયો છે. એમ ખાત્રી પૂર્વક માની, લક્ષ્મીકાન્ત દવા કે ડોક્ટરની ઝાઝી પરવા ન કરતો. ફક્ત વિનયને જ ઝંખતો હતો–એનાજ નામનું રટણ કરતો હતો. સન્નિપાત્ થયો હોય એમ વિનયના નામના ઉદ્ગારે કાઢતો–એટલુંજ નહિ પણ રાત્રિએ નિદ્રામાં અને સ્વપ્નમાં પણ એ વિનયને જ ઝંખતો હતો. સુશિલાએ સર્વ હકિકત પત્ર દ્વારા વિનયને નિવેદન કરી હતી, અને એક વખત ફક્ત મળી જવા માટે વિનંતી કરી હતી. વિનયને જો કે લક્ષ્મીકાન્તે તરછોડયો હતો, છતાં એના અવગુણ એના મિત્રવત્સલ હ્રદયમાં વસ્યા ન હતા. અને હજુ પણ એના સ્નેહની લાગણી એવી ને એવીજ હતી. કેટલાંક કામને અંગે, તેનાથી લક્ષ્મીકાન્તને મળવા જલદી ન જવાયું. પણ છેવટે એ મિત્ર યુગલનું અંતિમ મિલન નિમાયલું હશે, તેથી જઇ પહોંચ્યો.

"કેમ વિનયભાઇ! આવી પહોંચ્યા?" સુશિલાના મુખમાંથી ઉપલા શબ્દો નિકળતાં, જેમ સંતુષ્ટ થઇને, પ્રસન્ન થતાં, દર્શન દેતાં, ભગવાનનો શબ્દ સુણતાં, ભક્ત સમાધિમાંથી જાગ્રત થાય છે, તેમ, આટલો બધો અશક્ત અને નિર્બળ હોવા છતાં લક્ષ્મીકાન્ત એકદમ જાગ્રત થઇ બેઠો થયો, અને "ક્યાં છે મ્હારો વ્હાલો મિત્ર વિનય?" એમ બોલતાં વિનયને દ્રઢ બાઝી પડયો. બન્ને મિત્રોએ ઉભયને દ્રઢ સ્નેહાલિંગન આપ્યું અને ઉભયના નયન–યુગલોમાંથી સ્નેહાશ્રુ વહેવા લાગ્યાં. થોડીવાર એક બીજાને જોઇ રહ્યા. અન્તે સ્નેહનો ઉભરો સમાતાં, ઉભયના હસ્ત ઢીલા પડયા. લક્ષ્મીકાન્ત કરૂણાજનક સ્વરે બોલી ઉઠયો, "વિનય! વ્હાલા મિત્ર વિનય! હાય! ત્હારૂં નિર્દોષ અને પવિત્ર મુખ જોતાં મ્હને મ્હારૂં પાપ સાંભરી આવે છે અને એ પાપનો કીડો મ્હારા હ્રદયને કોતરી ખાય છે! હાય! મ્હેં અવગુણીઆએ ત્હને મદદ ન કરવાથી ત્હારૂં હ્રદય કેટલું સંતાપ્યું હશે એ સમય યાદ આવતાં, હાય! મ્હને સખત કંપારી છૂટે છે! ત્હારા સરળ હ્રદયને કેવો સખ્ત આઘાત પહોંચ્યો હશે! ખરેખર! હું મનુષ્ય નથી, પણ મનુષ્ય યોનીમાં અવતરેલો અધમ–નરાધમ નિર્દય રાક્ષસ છું! સાધુ નથી પણ શયતાન્ છું! છતાં ત્હેં મને, મનુષ્ય યોગ્ય શું, પણ દેવ યોગ્ય ક્ષમા કરી, મ્હને મ્હાત્ કર્યો છે!" અશક્તિ થતાં લક્ષ્મીકાન્ત પથારીમાં પડી જાય છે.

"લક્ષ્મીકાન્ત! લક્ષ્મીકાન્ત! આ શું! ત્હારૂં શરિર તો જો! એ બધી વાત જવા દે."

"ના! ના! વિનય! "લક્ષ્મીકાન્ત પુન બેઠો થયો." ત્હું મ્હને ના વાર. મ્હને મ્હારા પાપનું પ્રાયશ્ચિત્ કરવા દે. વિનય! ત્હુ મને ક્ષમા કરશે? ફક્ત એક વાર ત્હું કહે કે ત્હેં મ્હને ક્ષમા કરી છે! એટલું કર! મ્હને મ્હારૂં પાપી મુખ દેખાડતાં શરમ આવે છે!"

"લક્ષ્મીકાન્ત! લક્ષ્મીકાન્ત! શાન્ત થા! આમ ગાંડા શું કાઢે છે? મ્હારા હ્રદયમાં જરાયે ખોટું લાગ્યું નથી. હજુ ત્હારા પ્રત્યે મ્હારો સ્નેહ એટલોજ દ્રઢ છે. મ્હને ખોટુંજ નથી લાગ્યું, તો પછી ક્ષમાની જરૂર છે જ ક્યાં?" વિનયે ઘણું આશ્વાસન આપવા માંડ્યું પણ લક્ષ્મીકાન્ત તો હઠે જ અડયો. અને અન્તે જ્યારે વિનય એક વાર એમ બોલ્યો કે "હું તો ત્હને ક્ષમા કરીજ ચુકયો છું." ત્યારેજ કાંઇક શાન્ત થયો–ના તે હંમેશને માટેજ શાન્ત થઇ ગયો. એને મુર્છાવશ ધારી અનેક પ્રયત્નો કર્યાં પણ વ્યર્થ, કેમકે એનો અમર આત્મા, આ ફાની દુનિયાના નશ્વર શરિર–પિંજરનો ત્યાગ કરી, ક્યારનોએ પરમધામમાં મળી ગયો હતો.

---

# આરોગ્યનું રક્ષણ

વૈદ્યરત્ન માધવપ્રસાદ ના. શાસ્ત્રી
સભ્ય, સાહિત્ય ઉત્તેજક સમાજ.

આરોગ્યતાની સાથે આપણા શરીરનો અત્યંત ઘનિષ્ટ સબંધ છે. આરોગ્ય રહિત જીવન ભારરૂપ લાગે છે. એક માણસ સદૈવ રોગી રહેવાને લીધે કહે છે કે આ દુઃખ ભોગવવું તે કરતાં મરી જવું એ સારૂં છે. વળી વર્તમાનપત્રોમાં પણ આપણે કોઈ કોઈ વખત વાંચીએ છીએ કે xx ભાઈ રોગથી કંટાળવાને લીધે આત્મઘાત કરી મરી ગયા. આમાં કંઇ પણ અતિશયોક્તિ નથીજ. સંસારના સુખો આરોગ્યતાથીજ સુખ રૂપ લાગે છે. જ્યારે માણસ બીમારી ભોગવે છે ત્યારે જ તે સમજે શકે છે કે એક રોગી રાજા કરતાં એક નિરોગી કંગાલ હજાર દરજ્જે સુખી છે.

ઇશ્વરે સૃષ્ટિપાલનના નિયમો બનાવીને તેને પ્રકૃતિને આધીન કરેલી છે. પ્રકૃતિ એજ તે નિયમોની અધિષ્ઠાત્રી દેવી છે. જે મનુષ્ય આરોગ્યને માટે પ્રાકૃતિક નિયમોનું પાલન કરે છે તેને પ્રકૃતિ પોતાના તરફથી સુન્દરતા અને હૃષ્ટ પુષ્ટ શરીર ઉપહાર રૂપે આપે છે. શારીરિક નિયમોનું ઉલ્લંઘન કરવાનું ફળ મનુષ્યને અવશ્ય ભોગવવું પડે છે. આથી સ્વાસ્થ્યરક્ષાના નિયમોનો મનુષ્યે અવશ્ય અભ્યાસ કરવો જોઈએ. એક સુપ્રસિદ્ધ વિદ્વાને કહ્યું છે કે જે શિક્ષામાં શરીરસંયમની વ્યવસ્થા અને આરોગ્યતાનું વિધાન નથી તે શિક્ષા અપૂર્ણ છે. જેમ ગણિત, સાહિત્ય અને વ્યાકરણનું જ્ઞાન પ્રાપ્ત કરવું મનુષ્યને માટે આવશ્યક છે, તેમજ શરીરયંત્રની તે ક્રિયાઓનું જ્ઞાન પ્રાપ્ત કરવું એ પણ આવશ્યક છે, કે જેનાથી મનુષ્યનું જીવન બન્યું છે. જ્યારે શરીર અસ્વસ્થ એટલે રોગવાળું રહે છે, ત્યારે ચિત્ત પણ ઠેકાણે રહેતું નથી. પ્રૌઢ બુદ્ધિ, વિવેક અને આત્મજ્ઞાનને માટે શરીરનું બળવાનપણું અને આરોગ્યપણું રાખવું જરૂરનું છે.

મનુષ્યનું શરીર એક એંજીનના જેવું છે. એંજીનની શક્તિનો ક્ષય દરેક ક્ષણે થયા કરે છે. કોયલા અને પાણી, વગેરે એંજીનમાં બરોબર નાખતા રહેવાથી અને સાફસુફ રાખવાથી તે સારી સ્થિતિમાં રહે છે અને પોતાનું કાર્ય સારી રીતે કરી શકે છે. તે પ્રમાણે મનુષ્યની શક્તિ વધતી ઘટતી રહે છે. તે પાછી નિયમિત આહાર વિહાર વડે પ્રાપ્ત કરી શકાય છે. શરીરને સ્વચ્છ હવા, પૌષ્ટિક ખોરાક અને ચોખ્ખા પાણીની ખાસ જરૂર છે. તેમાંથી જો કોઈ એક ઠીક ન રહે તો મનુષ્ય અસ્વસ્થતાના કાદવમાં ફસી પડે છે. સ્વચ્છ હવા વિના મનુષ્ય એક પલ માત્ર જીવતો રહી શકતો

નથી. માટે દરેક માણુસે શહેરની બહાર ખુલ્લા મેદાનમાં સવાર–સાંજ સ્વચ્છ હવા માટે ફરવા જવું જોઈએ. ઋતુ પ્રમાણે કપડાં લત્તાં પહેરવાં અને નિયમીત રીતે સુવું–જાગવું જોઈએ.

'ખાણું તો ભુખનું' એ નિયમ પ્રમાણે માણસ સદૈવ વર્તે તો તેને રોગ થવાનો સંભવ રહેતોજ નથી.

**व्यायामाद् दृढगात्राणां व्याधिर्नैवोपजायते ।** આ પ્રમાણે વર્તનારને રોગ શી વસ્તુ છે તે પણ સમજાતી નથી. મૂર્ખ મનુષ્યો એમ સમજે છે કે "ખાવાને માટે જીવવાનું છે." પણ તે તેમ નથી. એ તો 'જીવવાને માટે ખાવાનું છે.'

હવા, પાણી અને ખોરાક એ આરોગ્યતા પ્રાપ્ત કરવા માટે ઉત્તમોત્તમ સાધન છે એ જણાવ્યા પછી તંદુરસ્તીને લગતી બીજી બાબતો આપણે જોઈએ.

હાલમાં દુધના બદલામાં ચ્હા (Tea)એ સામ્રાજ્ય ભોગવ્યું છે. અને તેથીજ એક વિદ્વાને લખ્યું હશે કે—'**हा! हा! चाहा हत कलियुगे कर्षति प्राणवित्तम्**' ચ્હા ઘણે ભાગે માણસના શરીરને નુકશાનકારક છે એ સૌ કોઈ જાણે છે; પણ વ્યસનના માર્યા તે મુકી શકાતી નથી. એ શોચનીય છે.

આરોગ્યતા સાચવવામાં નિયમિત રીતે આવતી શાન્ત નિદ્રા, નિયમિત કસરત તથા સ્વચ્છતા પણ ઉપયોગી વસ્તુ છે. છેવટે એટલુંજ કહું કે—

**नित्यं हिताहारविहारसेवी समीक्षकारी विषयेष्वसक्तः । दाता समः सत्यपरः क्षमावानात्योपसेवी च भवत्यरोगः ।** (વાગ્ભટ) જે માણુસ હંમેશાં હિતકારક આહાર, તથા વિહારનું સેવન કરે છે, દરેક કાર્ય વિચારીને કરે છે, વિષયોમાં આસક્ત થતો નથી, દાન કરવાવાળો છે, સમાન સ્વભાવનો છે, સત્ય બોલનારો છે, ક્ષમા રાખવાવાળો છે, આવી રીતે મનુષ્યોની સેવા કરવાવાળો છે; તે પુરૂષ રોગી થતો નથી. અસ્તુ.



# માબાપોને

સવિતાબ્હેન ત્રિવેદી

કોઈપણ વસ્તુ ઇચ્છા વિના મળે છે ત્યારે એની કિંમત નથી સમજાતી. મનુષ્ય જ્યારે એક વસ્તુ પ્રાપ્ત કરવા માટે સતત પ્રયત્નશીલ રહે છે, તેના માટે કષ્ટ વેઠે છે, તેની પ્રાપ્તિ માટે એનું મન રોકાતો રહે છે, એના માટે અનેકા અનેક આશાઓ બાંધે છે અને પછી ખુબ આશાઓના અંતે ખૂબ કષ્ટો વેઠયા પછી, અનેકા અનેક પ્રયત્નો કર્યાના કારણે જ્યારે ઇચ્છેલ વસ્તુને એ પ્રાપ્ત કરે છે ત્યારે તેને કોઇ અનેરો આનંદ થાય છે. પોતાની વસ્તુની ખરી કિંમત તે આ વખતે સમજે છે.

વિના પ્રયત્ને અગર તો વગર ઇચ્છાએ પ્રાપ્ત થયેલ વસ્તુની કિંમત મનુષ્યને મન નથી જ—અગર છે તો તે બહુ નજીવી જ. આજ કાલ બાલજીવનની ખરી કિંમત નથી અંકાતી તેનું આ જ કારણ છે. હજુ હમણાં જ માતાના ખોળામાં ખૂદતી ચૌદ વર્ષની બાળા, કે એક ડઝન બાળકોની માતા થયેલી ચાળીસ વર્ષની આધેડ સ્ત્રીને જ્યારે પુત્ર પ્રાપ્તિ થાય છે ત્યારે શું માનવું? બાળકની પ્રાપ્તિની ઇચ્છાના કારણે જ શું એમણે બાળક મેળવેલ હોય છે કે એ વિષયની લાલસાનું જ પરિણામ હોય છે? આ પ્રશ્ન વિચારવા જેવો છે.

આજે એક પણ બાળકની ઉત્પત્તિ માતપિતાની શુભ નેમને માટે નથી હોતી. માત-પિતાની વિષયલાલસાના પરિણામે સ્ત્રીના ખોળામાં બાળક આવી પડે છે, એ માટે જ બાલજીવનની જે કિંમત સમાજમાં અંકાવી જોઇએ, બાલકો પ્રત્યે જે ફરજો અદા કરવી જોઇએ, બાલઊર્મિઓને વેગ આપવા માટે જે કાંઈ કરવું જોઇએ તે કાંઇ નથી થતું. સહજ પ્રાપ્ત થઇ ગયેલ કે વિના ઇચ્છાએ મળી ગયેલ હીરાની કિંમત માણસ બરાબર નથી આંકી શકતો.

આમ વગર ઇચ્છાએ પ્રાપ્ત થતાં બાળકો પ્રત્યે માતપિતા જે કાંઇ કરે છે તે ઉપલકિયું છે. એની પાછળ લાગણીનો ધોધ નથી. માતૃત્વના ખરા પ્રેમનું સિંચન નથી. અને માટે જ બાલજીવન કડધૂત થતું આપણી દષ્ટિએ પડે છે.

સંયમની સામે આજે તિરસ્કારની દષ્ટિથી જોવામાં આવે છે. સંયમની વાતો કરનારની હાંસી થાય છે. આ જમાનો જ જાણે સંયમનો નહિ પણ સ્વચ્છંદનો લાગે છે. ઉર્મિઓ ઉપર અંકુશ

મુકવાની વાતો કરીએ તો સામે માનસિક અનારોગ્ય ( Complex )નું શસ્ત્ર ધરાય છે; આવા વખતે કેટલીક વાતો કોઈને ન પણ રૂચે, છતાં આ વખત એવો આવી લાગ્યો છે કે કેટલાક પ્રશ્નો છેડવાજ પડે.

ઉપર બતાવ્યું તેમ કેવળ પ્રજોત્પત્તિની ઇચ્છાના કારણે જ આજે પ્રજોત્પત્તિ નથી થતી એટલું જ બસ નથી. જન્મ પછી તુર્તજ કેટલાંય બાળકો મરણ પામે છે, જીવે છે તેમાંથી ઘણાં ખોડવાળાં, મંદબુદ્ધિ કે સામાન્ય બુદ્ધિનાં અને સામાન્ય ઘધાનાં નીવડે છે. દુશ્મનની છાતી ફાડી નાખે અને અસાધારણ બુદ્ધિ દાખવે એવી પ્રજાની આશા હજુ હવે હિંદે રાખવાની છે. આજની માયકાંગલી, અને મંદબુદ્ધિ પ્રજાનું કારણ શું? માબાપનું અસંયમી જીવન અને એની માઠી અસર બાળ શરીર અને માનસ ઉપર કેટલી થાય છે તે વિચારવાની નવરાશ કે ઇચ્છા કોને છે? સ્ત્રીની સગર્ભા અવસ્થા વખતે ઘડીની વિષયલાલસા તૃપ્ત થઇ એટલે બસ. એની પ્રાણઘાતક અસર ગર્ભ ઉપર થઈ સ્ત્રી ઉપર કેટલી હદે થાય છે તે કોણ વિચારે છે? જન્મ પછી બાળક ખોડવાળું હોય, મંદબુદ્ધિ હોય કે નમાલું હોય તો તેના ઉપચારો લેવા તે કેવળ ઉપરછલા ઉપચારો છે. પાણી પહેલાં પાળ ન બાંધવી અને પાણી વહી જતાં પાળ બાંધવા દોડવું એ જેટલું હાસ્યાસ્પદ છે તેથી વિશેષ હાસ્યાસ્પદ જે બાળકનો ઉપભોગ માતપિતાએ તેની ગર્ભાવસ્થામાં કરેલ છે અને તેના કારણે જે અમુક ખોડોમાં આવી ગયું છે તેના ઉપચારો કરવા દોડવામાં છે.

બાળક પ્રત્યેનો શુદ્ધ પ્રેમ આજે લગભગ નષ્ટ થયો છે એમ મારૂં માનવું છે. જે સમાજમાં ઉપર જણાવી તેવી વસ્તુસ્થિતિ ચાલી રહી છે તે સમાજના માતપિતા તેમનાં બાળકોને ચાહે છે એમ કહેવું તે વ્યર્થ છે.

આવી રીતે ઉત્પન્ન થયેલ બાળકની શી દશા?

આ જમાનો જ કોઇ જૂદા પ્રકારનો છે. હેતુસર અમુક આદર્શો બાંધી ગૃહસ્થજીવન ગાળનાર બહુ જ થોડા છે. જ્યાં ત્યાં આંધળાનો ગોળીબાર થાય છે. મનુષ્યની સામે અનેક પ્રલોભનો ખડાં છે. કોઇને પૈસો જમા કરવો હોય છે. કોઇને સમાજમાં બહાર આવવાનીજ લાલસા હોય છે, કોઇને મોટા હોદ્દા મેળવવા છે.

સૌ સૌના કાર્યમાં એટલા બધા ગુંથાયેલા હોય છે કે પોતાના ગૃહ પરત્વેની ફરજ ચૂકે છે. અનેક ખટપટોથી થાકેલો અમલદાર કંટાળીને ઘેર આવે છે ત્યારે એને પ્રથમ ચાનો પ્યાલો સાંભરે છે, પછી ઘરનું બાળક યાદ આવે છે. કાવાદાવા કરી કરીને માથું પકવી દીધેલ વકીલને, ટયૂશનો આપી થાકી ગયેલ શિક્ષકને, ઉશ્કેરાઇને લોય થઈ ગયેલ મજુરને કે વેપારીને સાંજે પાછા ઘેર ફરતાં પોતાના બાળક સાથે ગેલ કરવાની, ફરવાની, વાતો કરવાની હોંશ રહેતી નથી. આખા દિવસના કામથી એ કંટાળી ગયેલો હોય છે.

શેઠ પગાર આપે છે માટે એનું કામ આઠ કલાક કરવુંજ જોઇએ એવી માન્યતા જેમ છે, તેમ ઘેર બાળક છે માટે તેની સાથે આનંદ કરવાનો, વાતો કરવાનો, ફરવા જવાનો વખત મેળવવો જોઇએ એમ દરેકે માનતા થવું જોઇએ.

જીવનની બહુ ધમાલોમા જાતને હોમતાં જીવનનો આનંદ–રસ–મેળવવાનું એ ચૂકે છે. માણસ અનેક જાતની સેવા કરવા બહાર નીકળી પડે છે પણ ગૃહસ્થ તરીકે એની પાસે એક અમુલ્ય સેવા કરવાની તક છે એ વીસરી જાય છે–પોતાના ક્ષેત્રને વટાવી બાહ્ય પ્રલોભનોમાં તણાય છે. ગૃહસ્થજીવન વખતે સારી પ્રજોત્પત્તિ કરવી એ દેશની મોટામાં મોટી સેવા છે. વાનપ્રસ્થાવસ્થામાં માણસ ભલે ગમે તે પ્રવૃત્તિમાં દોરાય, અગર ગૃહસ્થી દશાને ભલે વાનપ્રસ્થી બનાવી દે. પણ જ્યાં સુધી એની

અવસ્થા ગૃહસ્થી જેવી છે ત્યાં સુધીમાં તો સારી સંતતિ ઉત્પન્ન કરી દેશને ઓજ, શરીરે અને મને સુદૃઢ દેશસેવકો ધરવા એ એની મોટામાં મોટી સેવા છે. ખપ જોગું કમાઈ વધારેની આશામાં ઝાવાં નહિ મારતાં પોતાની પ્રજા સારી રીતે ઉછેરવામાં એણે શક્તિ ખરચવી જોઈએ.

આ લેખની શરૂઆતમાં જણાવ્યા મુજબ સંયમી જીવનથી પ્રાપ્ત કરેલ સંતતિને સારી કેળવણી આપી અમુક વખત તો દેશની મુંગી સેવા કરવી એ હરેકનું કર્તવ્ય મનાવું જોઈએ. એક વખત એવો હતો કે સ્પાર્ટામાં ખરાબ પ્રજા ઉત્પન્ન કરવી તે મહાપાપ મનાતું. આજે હિંદની આવીજ દશા છે. હિંદ માયકાંગલી પ્રજાથી પરાધીન બન્યું છે. આ બેડી તોડવા માટે અને સ્વાતંત્ર્યનો આસ્વાદ લેવા માટે પ્રાણવાન પ્રજાની જરૂર હિંદને છે. ભાષણો કરવાના, સમાજ સુધારક બનવાના, કીર્તિ મેળવવાના, પૈસો જમા કરવાના, અને એવા એવા અનેક લોભથી મુક્ત રહી ખપ જોગું ઉપાર્જન કરી પ્રાણવાન પ્રજા દેશને ચરણે ધરવાનું હિંદીઓ વ્રત લે અને જીવનનાં અમુક વર્ષો વીતતાં સમાજમાં પોતે આગળ આવે તો તેની ઘણીઘણી સેવા છે.

આજે આપણે અંદરના દર્દની દવા નહિ કરતાં બાહ્ય ઉપચારો પાછળ દોડયા છીએ. આપણું કામ ઊંડું ( Intensive ) હોવું જોઈએ તેના બદલે વિસ્તારવાળું ( Extensive ) કરી મૂક્યું છે. બાળકો માટેનાં દવાખાનાં, તેમના માટે ઉપગૃહો, તેમના માટે બાલમંદિરો—અને સારી સારી શાળાઓ આપણે ખોલીએ છીએ તે બાહ્ય ઉપચારો છે. આ બધાની જરૂર નથી એમ કોઈ ન જ કહી શકે. સારી પ્રજોત્પત્તિને પણ આ બધાની જરૂર રહેશે જ. પરંતુ મૂળને મૂકી આપણે જાણે ડાળાંપાંદડાંને ન વળગતાં હોઈએ એમ દેખાય છે. સિંહને એકજ સતાન ઉત્પન્ન થાય છે પણ તે વીર્યવાન હોય છે. આજે માણસો સંખ્યાબધ બાળકો પેદા નહિ કરતાં વીર્યવાન, કાંતિવાન, બે કે ત્રણ બાળકો દેશને ભેટ ધરે તો ઘણું છે. તે દેશની મોટામાં મોટી સેવા છે.

જનની જણજે ભક્ત જન, કાં દાતા કાં શૂર,
નહિંતર રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

આ કથનને નજર સમક્ષ રાખી માણુમ પોતાનું ગૃહસ્થજીવન શરૂ કરે અને તેનો અમલ કરી શકે તો એની મોટામાં મોટી સેવા છે.

પ્રજોત્પત્તિ ઉપર શુદ્ધ અંકુશની ખાસ જરૂર આજે આવી લાગી છે. બાળકને કેમ સાચવવું તેની ડાહી ડાહી શીખામણો દસ બાળકોથી વીંટળાયલી માતાને કેવી રીતે લાગવાની છે ? એક તરફથી ટેં ટેં કરતું ખોળામાં ધાવતું બાળક હોય, બીજી બાજુથી નાકમાં શેડાં ચાલ્યાં જતાં હોય અને ધૂળમાં રગદોળાતું બાળક ધૂળ ખાતું હોય, તો આ બાજુ પોતે ધણીને દસ વાગ્યે રસોઈ તૈયાર કરી આપવાની ચિંતામાં હોય, સાસુ—નણંદનો ઠપકો બાળકોને શાંત રાખી દેવા માટે ચાલુજ હોય—ત્યાં બાળક સાથે અમુક પ્રકારના વર્તાવ રાખવાની આપણી શીખામણો અરણ્યરૂદન જેવી છે. એને માન્ય કરતાં છતાં એનો ઉપયોગ એ માતા નહિજ કરી શકવાની. ઘેરોએક બાળકો વચ્ચે એની મુંઝાએલી મતિ માર્ગ ન જ શોધી શકે. નતન કેળવણી શાસ્ત્રના પોકારનો અમલ ત્યારેજ માબાપો કરી શકશે કે જ્યારે ઘેરોએક બાળકોથી મુક્ત થવા તેઓ શુદ્ધ સંયમને સ્વીકારશે. ત્યારેજ તેનો અમલ કરવાનો એમને અવકાશ મળશે. ત્યાં સુધીના પ્રયત્નો વંધ્ય જેવા છે. માટે હરેક માબાપે, પોતાની જાતની ખાતર, બાળકોનું જીવન સુધારવાની ખાતર, અને દેશની ખાતર પ્રજોત્પત્તિ ઉપર શુદ્ધ સંયમનો અંકુશ મૂકવાની જરૂર છે. હું આ પ્રશ્ન ઉપર ખાસ ભાર એટલા માટે દઉં છું કે આની સાધના વિના કેળવણી શાસ્ત્રના અત્યારના પ્રયત્નો બહારનો લેપ લગાડવા જેવા છે. ઉપર જણાવી તેવી રીતે ઉત્પન્ન થયેલ પ્રજા ઉપરજ આ પ્રયત્નો દીપી નીકળશે.

વીર રમણી સુભદ્રા અને નરોત્તમ–અર્જુનનો જીવંત દાખલો હરેક સ્ત્રી પુરૂષે પોતાની સમક્ષ રાખવાની જરૂર છે. એમણે ગર્ભાધાન વિધિ બરાબર સાચવી, એ વખતના સંયમ અને સંસ્કારના પ્રતાપે અભિમન્યુ જેવા મહારથીને ભારતના ચરણે ધર્યો. માતાનાજ ઉદરમાં ૭ કોઠાની વિદ્યા ભણેલ, એ જન્મ પછી એજ માતાપિતાની દેખરેખ નીચે વીરતાના પાઠ પઢેલ અને વીરતાનુંજ ધાવણ ધાવેલ અભિમન્યુએ દ્રોણ, કર્ણ અને દુર્યોધન જેવા મહારથીઓને કેવા હંફાવ્યા તે જગજાહેર છે.

સુભદ્રા–અર્જુનના પથે પળનાર જોડાંની આજે હિંદને જરૂર છે.

બાળક જન્મ્યા પહેલાં જે પ્રકારની ભૂલો માતપિતાની થાય છે તેવીજ ભૂલોની પરંપરા તેના જન્મ્યા પછી ચાલુ રહે છે. તેથી અનેક પ્રકારના ન ભૂસી શકાય તેવા કુસંસ્કારો બાળકના કુમળા મગજ પર પડે છે. સ્ત્રી પુરૂષના મતભેદો કે અરસપરસના અસંતોષના કારણે બાળકના મગજમાં કેવાં બીજ રોપાય છે? તેમના ખાનગી વ્યવહારનું અવલોકન બાળક તો કરી નાંખે છે અને તેની માઠી અસર બાળજીવન પર કેવી હાનિકારક નીવડે છે, તેના વિચારો આપણને નથી આવતા. આવે છે તો તેનો અમલ ભાગ્યેજ કોઇ કરતા હશે.

આવા વિચારોનો અમલ નથી થઇ શકતો તેનું એકજ કારણ છે. તે એ કે માતપિતા તરીકેની જવાબદારીઓનું ખઈ ભાન તેમને નથી હોતું. સંતતિ થયા પછી સ્ત્રીપુરૂષનું આખુંય જીવન બાળક અર્થે હોમી દેવું જોઇએ. એની ખાતર મોજમજાહ, ભોગવિલાસ વિગેરે તજી આદર્શો તરફ જીવનયાત્રા માંડવી જોઇએ. ત્યારથી એમના જીવનના યજ્ઞનો આરંભ થાય છે. આ મહા યજ્ઞની ખાતર–બાળકના સારા ઉછેર ખાતર, સ્વચ્છંદી જીવનનો ત્યાગ માતપિતાએ કરવો જોઇએ.

ઢોર ઉછેરનો પ્રશ્ન મહાત્માજીએ હાથ ધર્યો છે. તેથીય વધુ મહત્વનો પ્રશ્ન બાળ ઉછેરનો છે. આ પ્રશ્નનો ઉકેલ થશે ત્યારે જ કેળવણીકારના પ્રયત્નો સફળ થશે. કાં તો કેળવણીકારો આ પ્રશ્નને પોતાનો માની લે, અગર માબાપો કેળવણીકારો ઉપર મહેરબાની કરી પોતાના પ્રશ્નનો ઉકેલ કરે. આજે કે કાલે આ પ્રશ્નનો નિકાલ કર્યા વિના કેળવણીના પ્રયાસો વ્યર્થ છે. અને આ પ્રશ્ન ઉપર દુર્લક્ષ રાખી પોતાના બાળકોની સારી કેળવણીની આશા રાખવી તે માબાપો માટે પણ વ્યર્થ છે.



# જયન્તી પર્વ

૧

નિરભ્ર વ્યોમમાં આજે કરે વીણા લઇ ઉષા
ગજાવે વિશ્વને ગાને વિલસે શારદી પ્રભા.

સૃષ્ટિમાં પત્રને પુષ્પે, નેત્ર કર્ણે મને ઉરે,
આજે ગેબી ઝર્યા ભવ્ય આભને ગુમ્મજે સ્ફુરે !

સ્નેહના સાથિયા પૂરે ઉષા બ્રહ્માંડને પટે,
સત્યનો જય ગાજે છે ગભીર વિશ્વને તટે !

સુણો ઓ વિશ્વના લોકો ! સુણો ઓ દેવ દેવતા !
જયન્તી પર્વ છે આજે સત્યને સત્યવાદીનાં !

૨

દુઃખ-ડુબ્યા સમાજે આ પાપ-દાઝ્યાં મનુ-કુલે
ભરેલું ઇશને તેજે નિર્મળું રશ્મિ કો ઝુલે.

દિને દિને ઉગે નિત્યે પ્રતાપી સૂર્ય તેજના
ઉગે છે રશ્મિ તો આવું જુગોમાં કદિ પ્રાણદા !

હણે છે સ્પર્શથી સૂર્ય અંધાર ગાઢ રાત્રિનું—
કાપે છે રશ્મિ આત્મિનગ્ન અંધારૂં ગાઢ પ્રાણનું !

આવો સૌ સાધુ ને સન્તો આવો દુઃખી સુખી જનો !
ભરીને પૃથ્વી બ્રહ્માંડ ગજાવી જય સન્તનો !

૩

ગાજે ગંભીર નાદોથી પદ્મનો ભવ્ય સાગર,
સદા ત્હેની મહીં ઘૂમે ગ્રહોને ભાનુ તારક.

તે સૌમાં ઝૂલતું સ્નિગ્ધ, સુધા-બિન્દુ શું નિર્મલ
સોહે છે પૃથ્વીનું પદ્મઃ પ્રફુલ્લ, સૌમ્ય, ઉજ્જ્વલ !

અને તે પદ્મ કેરી ત્યાં પાંદડી એકને વિશે
ફોરે છે વાસ ગોપેરી ભરીને વિશ્વ સૌ દિશે !

ગાજે તે પાંખડી-હૈયે ઋચા ઉજ્જ્વલ વેદની
ને ઉપનિષદો ભવ્ય ગીતા શ્રી કૃષ્ણચંદ્રની.

સોહે છે ભીષ્મનો ત્હેમાં ક્ષમને સૌમ્ય સંયમ
બુદ્ધ કેરી પ્રભા રાજે શોભે અશોક રાજન.

વિશ્વખ્યાત મહાખંડે તે પુરાતન ભારતે
ઉઘાડી દૃષ્ટિએ સન્તે પ્હેલી આ જગને વિશે.

૪

વ્હીલાએલી દીઠી ત્હેણે પાંદડી પુષ્પ-મ્હોરી એ
પ્રચણ્ડ રાહુની છાયા ભાળી ભારતને મુખે

દીઠી ચોદિશે ત્હેણે રજની ઘોર ગાજતી
દીઠું ત્હેણે ડુબ્યું વિશ્વ રક્તની સરિતા મહીં !

અંગારા વર્ષતા ત્હેણે વિલોક્યા જગ-નેત્રથી
અને હૈયાં બધાં દીઠાં ભરેલા વેર ઝેરથી.

માંડીને દૃષ્ટિ ત્યાં સૌમ્ય દીઠું ત્હેણે ઊંડે ઊંડે
વિલાસો વિશ્વના દીઠા રચાતા બન્ધુને શબે !

વિષાદ ઘનની છાયા છવાઇ સન્તને મુખે
નમસ્કાર કર્યો છેલ્લા વૈભવો સુખ સર્વને !

જગનાં દુઃખનો "ક્રૂસ" ધારીને નત મસ્તકે
સંચર્યો એકલો લોક બુદ્ધને ઇશુને પથે !

૫

લાધ્યું એને મહા ગત્ય વિશ્વ ને વિશ્વદુઃખનું
ખોરે પન્થે ચડ્યું એણે નિહાળ્યું જગ આ બધું !

વિશ્વનાં પૂરની સ્હામે ઉભો એ દૃઢ નિશ્ચયી
ઝંઝાવાતે ઉડી ગાજી સેના સેતાનની બધી.

અંધારાં આભમાં ગાજ્યાં ક્રોધ-રક્ત દિશા બની
ચંડીએ કારમી જાણે સંહારની ચિતા રચી.

કાળનાં પૂર થંભાવી વિશ્વે જાણે હિમાલય
ઊભો એ યોગીના જેવો ધીર ને શાન્ત નિર્ભય!

અંધારને ઉરે જાણે સૂલતું બિમ્બ ચન્દ્રનું
મુખે એને સ્ફુર્યું એક સત્ય શાસ્ત્રો બધા તણું—

શમે ના વેરથી વેર ટળે ના પાપ પાપથી—
ઔષધ સર્વ દુ:ખોનું મૈત્રી ભાવ સનાતન.

૬

તપશ્ચર્યાતણી વેદી ભર્યા માનવના કુલે
અપૂર્વ માંડીને એણે પૂજી દેહતણા ફૂલે!

કૃશાંગ, વિશ્વને આરે આભના ભેદ પેખતો
ફિરસ્તા શો ઉભો તેતો શોક ન હર્ષ લેખતો!

ચાલે ત્યાં પગલાં એનાં માપે વિશ્વની દીનતા,
સંકોચે બેસતાં અંગો સ્મરી દીન વસુન્ધરા!

જીવને ગાજતાં એને સંગીતો સર્વ સાગનાં
ત્યજી વસ્ત્રો ધર્યાં એણે વલ્કલો વિશ્વ-દુ:ખનાં!

સ્નિગ્ધ સોહમણી આંખો વિભુનાં ધામના સમી
ચૂસંતી વિશ્વનાં ઝેરો ચંદ્રિકા વરસી શીળી!

ઉગતા સૂર્યની આસ્ચે હૈયું તો પુષ્પ-કોમળું
ક્ષમા ધરતીના જેવી ઔદાર્ય આભના સમું!

ઉડીને કલ્પના-પાંખે કવિઓ દેશ દેશના
મથે છે ગૂંથવા એને કાવ્ય-માળા મંહી સદા.

નથી એ કવિનાં માનો કલ્પના વ્યોમગામીના
શકયાં માપી કદી એના હૈયા કેરી વિશાળતા!

" નેતિ " " નેતિ " વદી અન્તે ઇશ વર્ણવવા જતાં
પામે છે ઋષિઓ 'મ્હોટા જે રીતે હાર સર્વદા—

તેમ આ મનુ કે રાય પુત્રના વર્ણને મંહી
"નેતિ" "નેતિ" વિના બીજો શબ્દ ભાષામંહી નથી!

૭

અનન્તતા તણા તીરે રેતીના કણુના સમાં
ટોળે ટોળાં ગુરો! જોને અસંખ્ય મનુજો તણાં!

પ્રચણ્ડ નાદથી સ્હામે ઘોરે છે કાળનાં જળ
ચઢે છે કારમી આંધી ભરીને આખુયે નભ!

વળીને આંધીથી મ્હોટા ઘુમે છે શૂન્યમાં સહ,
ઉડે છે કોટિ ખણ્ડો જાણે કે રેતીના કણુ!

ને પેલા પથિકો કેરી પંક્તિ તૂટી જઈ બધી
ધસે વેગે ઝીકવાને કાળના ખડકો મંહી!

મથે કો ઝૂઝવા સ્હામે છુપે કોઇ બખોલમાં
વળી બીજા ચુસે લોહી સાથી કેરૂં ઉરે ધસી!

અંધારાં આભમાં ઘોરે એકે ના દીસતો પથ,
પન્થ એ હેમનો દીર્ઘ તું વિના કોણ સાંપડે!

સૂર્યના તાપની બીકે કમ્પતા તારલા બધા
સ્નેહથી પાસને વીણી સ્મિતે જેવી રમે ઉષા–

તેમ તું બની ગોપાલ સાદે આજે સુધા ભર્યે
ભૂલેલાં સર્વને દોરે ભવ્ય તે ધામને પથે!

૮

ગુરો! અન્તરના ઊંડા નમસ્કાર હજો ત્હને!
ત્હારે નામે ખીલે હૈયાં મનો સૌ નિર્મળાં બને.

દીધા ત્હેં વિશ્વને અર્ધ્ય સત્ય-સૌરભથી ભર્યા
ત્યાગના પાઠ મોંઘેરા શીખવ્યા વિશ્વને વડા!

સંહારે પાપને ના તું વિરોધે ના જરી કરે
ભીંજવે પાપીને તું તો પ્રાયશ્ચિત્ત તણાં જળે!

વર્ષા-આર્દ્ર પ્રભા જેમ ગોજે છે શારદી રૂડી
ધોઇને પાપને તેમ અર્પે તું તો પ્રસન્ન શ્રી!

મૃત્યુની ભવ્યતા ત્હેં તો બતાવી અમને ખરે!
તાહરાં પુણ્યનાં તેજ અમારા આભને ભરે!

અંધારામાં ડુબેલાં આ જગે તું ધ્રુવ-તારક
ટકે ત્હારા તપે વિશ્વ પ્રભુના પયગમ્બર!

ઓસરે દર્શને ત્હારાં નિરાશાનાં પુરો બધા-
થયાંએ આશિષો ત્હારી યુગાન્તરો સુધી સદા!

૯

સાધ્યાં છે ઓ ગુરો! મોંઘાં ત્હને કુન્દન આત્મનાં,
છતાં યે કેમ તું તાવે અગ્નિમાં દેહની સતા!

'દેહી ને જયવન્તો' તું માને 'દેહ થકી' મહા-
સત્ય એ છે ગુરો! કિન્તુ દેહીને ખપ દેહના.

રક્ષણુ દેહ કેરૂં એ કરજે પુન્ય સન્તન!
સ્વીકારી વિશ્વને કાજે અમારૂં દેહ-અર્પણ!

૧૦

પ્રસન્ન આજ ગાજે છે સ્વચ્છ ભાદ્રપદી નભ
ઝુલે છે હર્ષની લ્હેરે ઉલ્લાસથી બધું જગ.

ઝરે છે આભમાં ઉંચે સ્નિગ્ધ સુધા મુખી ઉષા,
તપે છે પૃથ્વીને માથે યોગીનાં પુણ્યનો ઉષા.

આનન્દો વિશ્વના લોકો! દીપમાળા કરો મહા!
આંગણે હર્ષથી આજે પૂરોને સાથિયા રૂડા!

તોરણો પુષ્પનાં રમ્ય બાંધોને આજ બારણે
કૃપા ઇશ તણી મીઠી વિશ્વોરે ઉરે ઝમે!

આવો સૌ પુણ્યશાળીઓ! આવો ત્યાગી જતિ સદ!
આવો ને દીન ભાંડુઓ ઉજવો પર્વ આ રૂડું.

સુણો ઓ વિશ્વના લોકો! સુણો ઓ દેવ દેવના'
જયન્તી પર્વ છે આજે સત્ય ને સત્યવાદીનાં!

રેંટીઆ બારસ ૧૯૮૪. સ્નેહ રશ્મિ

# સ્વપ્નદૃષ્ટા

પ્રો. ફીરોજ કાવસજી દાવર
એમ. એ. એલ એલ. બી.

એક સમયે એવો અનુભવ થયો કે ઇશ્વરનો અંશ ધરાવતો આ જીવાત્મા દેહરૂપી હોડકામાં બેસી ઘોર માયાવી અંધકારમાં ઉપાધીરૂપી મગરમચ્છોની વચ્ચે થઇને સંસારસમુદ્ર ઉપર પ્રયાણ કરતો હતો. સુર્ય કે ચંદ્રરૂપી બ્રહ્મવિદ્યા તો શું પણ જગતના વ્યવહારમાં કાર્યસાધક થઇ પડે એવો જ્ઞાનદીપક પણ દૃષ્ટિએ પડતો નહિ, અને મને લાગ્યું કે હૃદયમાં અખંડ બળતો અમર આશાનો અગ્નિ પણ બુઝાવા આવ્યો હતો. તેટલાં દુર ક્ષિતિજમાં એક બીજાની સામે બે તેજસ્વી તારા ઝળકતા જોવામાં આવ્યા. એકમાંથી ચમકતું હતું સત્યનું મહાદેવના ત્રીજા ચક્ષુ સમાન પ્રચંડ મહાતેજ, જ્યારે બીજામાંથી પ્રેમની શુભ્ર જ્યોત્સ્ના સમા શીતળ પ્રકાશનાં દર્શન થતાં હતાં. સત્ય કે પ્રેમ એ બેમાંથી કોનું નેતૃત્વ સ્વીકારી કઇ દિશામાં પગલાં ભરવાં તે ઘડીભર સુઝયું નહિ. એવામાં સંપૂર્ણ શાન્તિ થતાં અંતરયામીનો સ્વર મને સ્પષ્ટ સમજાયો:—

"સમસ્ત જગત સત્ય અને પ્રેમ ઉપર રચાયું છે. સત્ય સદા સાપેક્ષ છે, અને તેની એક કે બીજી દિશાથી વિશેષ તું કાંઇ પણ જોઇ શકીશ નહિ. હજારો હકીકતોનો સમન્વય અને લાખો લેખોનું મંથન કર્યા પછી પણ સંપુર્ણ સત્યનું સાચું સ્વરૂપ (Absolute Truth) તારા જેવા અલ્પજ્ઞાની પામર મનુષ્યને લખચોર્યાસી ફેરા ફરે તોપણ મળવું દુર્લભ છે. પરંતુ પ્રેમ અને બંધુત્વની ભાવના તો આદમની ઔલાદના દરેક ઇનસાનને માટે સંપુર્ણ રીતે શક્ય છે. જેટલો પ્રેમ તું તારા પોતા ઉપર ધરાવે છે તેટલો સકળ જગત ઉપર રાખ. શત્રુને તારા વિચાર માત્રથી પણ દુભવીશ મા; શત્રુતાને જ સંહારજે. સત્યને તારા આદર્શ તરીકે જ સ્થાપી પ્રેમને તો તારા જીવન વ્યવહારના પ્રત્યેક પગથિયાંમાં ઉતારવાનો પ્રયત્ન કર. વ્યક્તિની ઉન્નતિ સત્યને પંથે છે; જગતકલ્યાણનો માર્ગ પ્રેમ અને શાન્તિનો છે."

આ અંતરનાદથી આશાનો બુઝાતો અગ્નિ ફરી સતેજ થયો, અને પ્રેમના તારાને સંબોધી હું દર્પપુર્વક પોકારી ઉઠ્યો —

"પ્રેમલ જ્યોતિ ત્હારો દાખવી
મ્હારો જીવનપંથ ઉજાળ."



# જીવનલ્હાણુ

કોઇ મીઠડાં રસાળાં અમુલાં જીવનતણાં—
લ્હાણાં જ લ્યો, લ્હાણાં જ લ્યો.

જીવનસુધા તો હરિએ જ અર્પેલું,
તેની આનંદ જ્યોત અનેરી—
જીવનતણાં લ્હાણાં જ લ્યો, લ્હાણાં જ લ્યો.
જીવન પરિમલ બ્હેકે બ્હેક અનેરી,
જનસેવાના નિત્ય નિત્ય પાડો—
જીવનતણાં લ્હાણાં જ લ્યો, લ્હાણાં જ લ્યો.
જગતસેવના ધણી ઉંડે ઉરધારીને,
કરો સફલ જીવનની ઘડીઓ—
જીવનતણાં લ્હાણાં જ લ્યો, લ્હાણાં જ લ્યો.
પરમ પૂનિત જીવને અલખજ્યોત જાગે,
ભવનાં સંકટ બધાં વામે—
જીવનતણાં લ્હાણાં જ લ્યો, લ્હાણાં જ લ્યો.
અલખરામ અલખજ્યોત અલખ પ્રેમજ્યોત છે,
હેતે રામ સુધા પાઈ પી ઉછાળો—
જીવનતણાં લ્હાણાં જ લ્યો, લ્હાણાં જ લ્યો.

પંડિત



# ચિત્ર પરિચય

રવિશંકર રાવળ

## પ્રકૃતિનો બાળક.

પ્રકૃતિના બાળકનો વ્યવસાય શો હોય ? નિર્વાહ પૂરતું અન્ન મળી જાય, મર્યાદા પુરતાં વસ્ત્રો હોય, રક્ષણ કરવાની તાકાત હોય, પછી મનેચ્છા થાય ત્યાં બેસે ફરે અને પ્રકૃતિના રંગો અને તરંગો નીરખે. એવું સરળ ભારરહિત માનવજીવન આજે સ્વપ્ન બની ગયું છે, પણ કળાધરનો આત્મા વારેવારે એવાં જીવન માટે તરસ્યો બને છે ત્યારે આવાં ચિત્રોમાં તૃપ્તિ શોધે છે. અને બીજા મનુ જ બાંધવાનો તેમના ચાલુ જીવનની સરખામણીમાં એ જીવન ઇચ્છવા યોગ્ય બતાવે છે.

ભાઇ કનુ દેસાઇની કલાનો પ્રધાન સ્વર સરળ રેખા અને આડંબરરહિત રંગપૂરણીમાં પ્રગટ થાય છે, અને એ રીતે જ તે બીજા વિદ્યાપીઠના કળાકારોથી પોતાનું વ્યક્તિત્વ જુદું પાડી રહેલ છે. એનું ચિત્ર જોતાં આપણને વિગતોની જરૂર નથી લાગતી. ઝાડનું પાંદડે પાંદડું હોય કે ન હોય, પથ્થરની ધારે ધાર ચીતરી હોય કે નહિ અથવા વનસ્પતિ ઓળખાય એવી કરી હોય કે નહિ, એવા પ્રશ્નો જ ઊઠતા નથી. તેમનાં ચિત્રનો અભિનય જ આપણને તેના ભાવમાં મુગ્ધ કરે છે. મુખ્ય પાત્રનું ( Setting ) સ્થાન જ એવું સુયોજિત લાગે છે કે તેનાથી ચિત્રના બીજા ભાગોનું બળ સમતોલ બની રહે છે.



# ઝેર આગ અને નવજીવન

નવનીતલાલ ચોકસી
સભ્ય, સાહિત્ય ઉત્તેજક સમાજ.

રામલાલે આખી જીંદગી પટાવાળાની નોકરી કરી હતી. તે વણિક પુત્ર શું હમાલનો યુનીફોમ પહેરે ? તેથી ઑફીસમાં તો કોઈ નોકરી આપે નહિં. રામલાલે શરાફની પેઢીઓ પર નોકરી કરી સંતોષ માન્યો હતો.

વધારે ભણેલો નહિં, એટલે બીજી નોકરી મળે નહિં; તો દેશમાં કાંઇ હલકી નોકરી કરાય ! તેનો બાપ મોટો સરકારી અમલદાર હતો અને તે શું પટાવાળો ! બને જ નહિં. રામલાલ દેશ છોડી મુંબાઈ આવીને રહ્યો અને તેના મુંબાઇના વસવાટને આજે પચીસ વર્ષ થયાં હતાં.

વણિક પુત્ર કાંઇ કુંવારો હોય ? રામલાલ પણ પરણેલો હતો. તેની પત્નિ નાની પણ સુખ-દુ:ખમાં પતિ સાથે રહી હતી. પતિ કે પત્નિમાંથી એક પણ ફરી દેશમાં જવાનો વિચાર કર્યો ન હતો; વળી હવે તો જવાય તેમ પણ હતું નહિં.

રામલાલે નોકરીઓ ઘણી બદલી હતી: આનું કારણ તેને કામ આવડતું નહિં તે અથવા આળસ નહતાં. રામલાલ સાથે વાત કરતાં દરેક જણને "રામલાલ" અને "તમે" શબ્દો જ વાપરવા પડતા. ભુલેચુકે જો કોઈ માણસ આ નિયમનો ભંગ કરે તો ફરી રામલાલ તેની સાથે વાત કરતો નહિં. તેના શેઠ પણ તેને "રામલાલ" કહીને બોલાવતા.

કોઇ દિવસ ભુલેચુકે 'રામલાલ'નુ 'રામા' કે 'રામ' અથવા 'તમે' નું 'તું' થઇ જાય તો રામલાલ તરત શેઠને નોકરી છોડી દેવાની ધમકી આપતો. પણ શેઠ કાંઇ ને યાદ રાખે ? ફરી ભુલે ને રામલાલ નોકરી છોડે. આમ થવાથી તેણે પચીસ વર્ષમાં પંદર વીસ ઠેકાણે નોકરી કરેલી.

( ૨ )

રામલાલની ઉંમર પચાસ વર્ષની હતી; ગરીબ એટલે લગ્ન મોડાં થએલા; એટલે નાનીની ઉંમર ચાળીસથી વધારે ન હતી. પણ ગરીબાઇથી અને ઘરના કામકાજથી તેની ઉંમર તેના પતિ જેટલી લાગતી. રામલાલનો પત્નિ પર પ્રેમ હતો જ. પણ ભાગ્યે જ તે દેખાઇ આવતો. ચોપાટીપર તેણે કોઇ પારસીને તેની પત્નિને ચુંબન કરતાં જોયો હતો. ઘેર આવી તે જ રાત્રે તેણે નાનીને તેનું ચુંબન કર્યું નાનીના ગાલ પણ પારસણ જેટલા જ સુંવાળા હતા. તે તો બિચારી ઘણી જ શરમાઇ ગઈ. એ વાતને ઘણાં વર્ષો થઇ ગયાં. તેમનું કુટુંબ ક્યાં મોટું હતું. એક છોકરી સિવાય બધાં છોકરાં

મરણ પામ્યાં હતાં; અને હવે તે પણ મોટી થઈ ગઇ હતી. આ છોકરીએ જ તેમને નાત બહાર કરાવ્યા હતા. પાંચ વર્ષ પહેલાં તે એક પડોશમાં રહેતા મીલ મજુરની સાથે નાસી ગઇ હતી; પાછળથી તેને પરણી અને પાછી આવી હતી.

દેશમાં આ વાતની અને રામલાલ મુંબઇમાં પટાવાળો છે તેની પણ ખબર પહોંચી ગઇ હતી. નાતે તેમનો બહિષ્કાર કર્યો. રામલાલે દેશમાં ન જવા પાણી મુક્યું. પુત્રી–જમાઇ સાથે સહકાર કર્યો. અને સાથે રાખ્યા. છેલ્લાં ચાર વર્ષથી તે નોકરી વિનાનો હતો; એટલે તેમની સાથે રહ્યા વિના છુટકો ન હતો.

બે વર્ષ તો શાંતા અને તેનો વર સાથે રહ્યાં; પણ પછી તો કંટાળ્યા અને મુંબઇ મુકી અમદાવાદની મીલોમાં સારી મજુરી મળે છે તેમ કહી ચાલ્યા ગયા. જતાં જતાં નાનીને સાથે આવવાનું કહ્યું પણ તેણે તે કબુલ રાખ્યુ નહિં.

ટુંકી કમાઈ એટલે રામલાલ નળ બજારમાં એક નાની ખોલીમાં રહેતો અને મહિને ચાર રૂપીઆ ભાડું આપતો. ચાર રૂપીઆમાં આઠ સ્કેવર વાર જગા મળી હતી. આ તેનુ ઘર, તેને કાંઇ વ્યસન તો હતું નહિં: પણ વીસનો પગાર; દર વર્ષે નવા શેઠ મળે એટલે એક બે મહિના નોકરી વગર હોય એટલે હમેશાં ઘર ચલાવવાના તો સાંસા. યુનીફોર્મ પહેરે નહિં એટલે વધારે પગાર પણ મળે નહિં.

દળણાં દળીને નાની ઘરનું માંડમાંડ પુરૂં કરતી. એક વખત ખાવું તો નાનીને મન રોજનું થઇ પડ્યું હતું. ઘરમાં દીવો તો ભાગ્યે જ બળતાં. ટેવને લીધે અંધારામાં તેઓને ચાલતું. કોઇ વખત દીવો જોઇએ તે માટે રામલાલ રસ્તામાંથી પડેલી મીણબત્તીના ટુકડાઓ કે કોઇને ત્યાંથી માગી લાવેલા ઘાસલેટના દીવાથી ચલાવતો.

પુત્રી તથા જમાઈના ગયા પછી તો થોડો વખત રામલાલે જેમ તેમ ચલાવ્યુ; પણ ધીમે ધીમે ઘરમાં ખાવા પીવાની વસ્તુઓ ખુટતી ગઈ. કપડાં તો છેલ્લાં ચાર વર્ષમાં કરાવ્યાં હતાં જ નહિ. એટલે હવે કપડાંની પણ જરૂર હતી. છેલ્લા ૭ મહિનામાં એક વખત પણ દીવો સળગાવ્યો હતો નહિ કે શાક ખાધું ન હતું; નાનીએ પાડોશી પાસે પત્ર લખાવી પુત્રીને આ વાત જણાવી હતી; પુત્રીએ બંન્ને અમદાવાદ તેડાવ્યાં; પણ રામલાલ મુંબાઇ છોડવા રાજી હતો નહિં; નાનીને કહેતો તારે જવું હોય તો જા.

દળણાં દળીને કાંઈ ઘર ચાલે ? અને રામલાલ કાંઈ તેને 'રામા' કહે તેવા ઠેકાણે નોકરી કરે ? નાનીની તબીઅત દિવસે દિવસે લથડતી ગઈ. છેવટે તે પથારીવશ થઇ, પુત્રીનો ફરી તેડાવવાનો પત્ર આવ્યો. હવે તો બધી ઉપજ બંધ થઇ હતી. રામલાલે રજા આપી એટલે કમને પતિ છોડી અમદાવાદ જવા તૈયાર થઇ.

રામલાલ પાડોશીઓમાં સાચાબોલા તરીકે ગણાતો ફક્ત એક વાતમાં તેના પાડોશીઓ તેનું કહેવું માનતા નહિં. તે કહેતો કે તેની પાસે કાંઈ પણ બચાવેલા પૈસા નથી. પાડોશીઓ જવાબ આપતા. "તમે આટલા બધા કંજુસ છો: કશાનું વ્યસન નથી અને વીસ પગાર છે; તો આટલા વર્ષમાં તમે પાંચસો રૂપીઆ બચાવ્યા હોવા જોઇએ." રામલાલ આ વાતનો ઇન્કાર કરતો.

આમ ઘણાં પાડોશીઓ તેને મદદ કરવા ઇચ્છતા: પણ તે કોઇની પાઇ સ્વિકારતો નહિં. ઉછીના લાવેલા ઘાસલેટના તો પૈસા આપતો તો લે મદદ બે!

( ૩ )

આવતી કાલે નાની જવાની છે. રામલાલ આજ સવારમાં વહેલો ઉઠયો હતો અને ઓસી-માંથી બહાર આવી દાદરપર ટપાલની રાહ જોતો ઉભો હતો. થોડીકવારે ટપાલવાળો આવ્યો અને એક રજીસ્ટર્ડ કાગળ આપ્યો. રામલાલે સહી કરી તે લીધો. પરબીડીઉં ફોડયું: અંદરથી ટપાલખાતાની સેવિંગ્સ બેંકમાં તેના ખાતામાંથી પાંચ રૂપીઆ તેને મળે તેવો ચેક હતો. ચેક વાંચ્યો અને વાળીને ખીસામાં મુકયો. અંદર ઓસીમાં ગયો: નાની ઉંઘતી હતી; તેને હાથ લગાડયો તો તેના શરીરમાં તાવ લાગ્યો; છતાં તેને ઉઠાડી અને પુછ્યું "તબીઅત કેમ છે" "સારી છે" જવાબ મળ્યો. "કાલે અમદાવાદ જઇશ ને?" "હા" "હું બહાર જાઉં છું તે રાત્રે મોડો આવીશ. મારી રાહ જોતી નહિં." કહી તે ચાલતો થયો.

રામલાલે પાંચસો રૂપીઆ એકઠા કર્યા હતા; અને તે પોસ્ટલ સેવીંગ્સ બેંકમાં મુકયા હતા. આમાંથી તે એક પાઇ પણ કદી વાપરતો નહિં; એનાં બે કારણો હતાં એક તો તેણે તેના પાડોશીઓને કહ્યું હતું કે તેની પાસે પાઇ પણ નથી અને હવે જો તેની પાસે પૈસા આવે તો બધા પુછે કે પૈસા ક્યાંથી આવ્યા અને તે જુઠો પડે. વળી આ રૂપીઆ તો અણીના વખતે કામના; રામલાલ માનતો કે હંમેશાં આનાથી પણ વધારે ખરાબ દિવસો ભવિષ્યમાં કદાચ આવે આ તેવો પ્રસંગ હતો જીંદગીમાં પહેલીવાર જ તેણે આ પાંચ લેવાનો વિચાર કર્યો હતો.

રામલાલ ઘણી વખત મોડી રાત સુધી રખડતો; એટલે નાનીને કાંઇ નવાઈ લાગી નહિં. તાવ છતાં રોજ મુજબ બધું કર્યું; પછી બીજે દિવસે જવા માટે તૈયાર થવામાં તથા પતિ માટે સારી રસોઇ કરવામાં વખત ગાળ્યો. સારી રસોઇ એટલે રોટલી, દાળ, ભાત તથા ચટણી. ઘરેણું લાવી દીધું: પાછું આપી આવી, પૈસા લાવી અને તેમાંથી રસોઇ થઈ. આટલું કરતાં રાત પડી. બધું ઢાંકીને દસ વાગતાં ઉંઘી ગઇ. રામલાલ થોડોક વખત રખડયો; પછી પોસ્ટ ઑફીસમાં ગયો: ચેક વટાવ્યો. રૂપીઆ ખીસામાં મુકયા.

હવે શું કરવું એ વિચારથી તે રાત સુધી આથડયો: રાતના ઘર તરફ જવા નીકળ્યો. ઘરમાં આવ્યો; નાની ઉંઘતી હતી તે જોયું ઓસીમાં અંધારૂં હતું. અને ખોલી ઉઘાડી હતી; પાછો વળ્યો.

નળ બજારમાં પાનવાળાએ નવી દુકાન ઉઘાડી હતી: ત્યાં ગયો: એક તોલો અફીણ માંગ્યું. "શા માટે જોઇએ છે" "દવા માટે" પાનવાળાએ અફીણ તોલ્યું. "આની શું કિંમત" "એક તોલા અફીણની કિંમત સવા રૂપીઓ." રામલાલે પડીકું હાથમાં લીધું: પળવાર વિચાર કર્યો અને ફેંકી દીધું. શું તે મોંઘું ડાટ અફીણ ખાઇ આત્મઘાત કરે! કદી નહિં. સાત રસ્તે સસ્તું મળે: સાત રસ્તા એટલે કલાકનો રસ્તો. સાત રસ્તા પર આવેલા ગાંધીની દુકાન તરફ વળ્યો.

રામલાલ મુંબાઇની ગલીકુંચી જાણતો, એટલે તેને તે રસ્તો લીધો, એક ગલીના નાકા પરના મકાનમાંથી તેણે ધુમાડો નીકળતો જોયો: મોટરનું કારખાનું અને પેટ્રોલની ટાંકી હતાં; આગવાળાને બોલાવવા તેણે પાસેનો "કાચ" ફોડયો અને ટેલીફોન કર્યો. આટલાથી તેને સંતોષ થયો નહિં. પાછો ત્યાં વળ્યો; કારખાનામાં બારી તોડી ગયો; ટેલીફોનની ચોપડી લીધી માલીકનું નામ ચોપડી પર હતું, તેને ઘેર ટેલીફોન કર્યો.

દુનીઆમાં તે તદ્દન નકામો નથી એ વિચારે તેનામાં ચેતન અને ઉત્સાહ આવ્યા. બળતો ભાગ તેણે તોડી નાંખવા પ્રયત્ન કર્યો; આગ ફેલાઇ ન હતી; બળતો ભાગ લાકડાનો હોવાથી તે પડી ગયો; મકાન તો પત્થરનું હતું એટલે તેની બીક નહતી; પેટ્રોલ બળી ગયું; આગ તેની મહેનતથી

અધ્ધા કલાકમાં દેખાવાઇ ગયા. દુકાનમાંથી બહાર આવ્યો, તો બંબા આવી પહોંચ્યા હતા. "ક્યાં છે આગ" "આ મકાનમાં, મેં તે હોલવી નાંખી છે" આગવાળા સમજ્યા કે આ મશ્કરી કરે છે ગરીબ માણસ જાણી હેરાન કર્યા વિના પાછા ફર્યા.

કારખાનાના માલીક વસંતરાય દેસાઇને ત્યાં આજે તેના નાના પુત્રની વરસગાંઠ હતી; રાતના સંગીતનો જલસો હતો, મેમાનો ઘણાં આવ્યાં હતા. સંગીત શરૂ થઇ ગયું હતું. ત્યાં આ વિઘ્ન આવ્યું. અધ્ધા કલાક પછી મોટરમાં નીકળ્યા, ત્યાં જઇને જોયું તો કોઇ નહિ. ત્યાં ફાટેલા તુટેલા કપડાં પહેરેલો એક માણસ ઉભેલો જોયો.

"કોણે મને ખબર આપી કે અહીં આગ લાગી છે?" રામલાલે જવાબ આપ્યો, "મેં"

"ક્યાં છે આગ?"

"આગ લાગી હતી, મેં તે હોલવી નાંખી છે: તમે પણ બંબાવાળા માફક નહિ માનો; ચાલો બતાવું."

વસંતરાય દેસાઈ તો પાછી જલસામાં જવા ફરતા હતા; તેમની સાથે તેમનો પુત્ર હતો તેણે અટકાવ્યા અને કહ્યું "બાપુ, ચાલો તપાસ તો કરીએ."

તેઓ અંદર ગયા, રામલાલે કહ્યા પ્રમાણે આગના ચિન્હો સ્પષ્ટ હતાં. તેની વાત સાચી મનાઇ. વસંતરાય અને તેનો પુત્ર તેનો અત્યંત ઉપકાર માન્યો અને પુછયું ?

"તારૂં નામ શું?"

"રામલાલ"

"તુ નોકરીમાં છે?"

"ના"

"રામા, ત્યારે નોકરી કરવી હોય તો હું આપું. આ કારખાના પર રાતે પહેરો ભરવો; પગાર પચીસ રૂપીઆ આપીશ."

રામલાલે પોતાનામાં થયેલો ફેરફાર જોયો, "તુ" અને "રામા"થી તે હમેશ મુજબ ચીડાયો ન હતો, પોતે દુનીઆમાં હજી પણ ઉપયોગી છે તે વિચારમાં તે મશગુલ હતો, આજે તેણે પરોપકાર કર્યો હતો અને આ નોકરીમાં તે પોતાની અગત્યતા જોતો હતો; તેણે તે સ્વીકારી. "કાલથી પગાર ચઢશે" કહી વસંતરાય શેઠ પુત્રને લઇ મોટરમાં ચાલ્યા ગયા.

રામલાલ ત્યાંથી નીકળ્યો; પાછો નળ બજાર ગયો; રસ્તામાંથી થોડી મીઠાઈ લીધી; અને ઘેર ગયો. નાની ઉંઘતી હતી, ગોદડાનું પડીકું છોડયું અને પાસે મુકયું. પછી તે નાનીની પથારી પાસે બેઠો અને વાંકા વળી તે વીસ વર્ષ પહેલાંની માફક આજે ચુંબન લીધું, નાનીના ગાલ તે દિવસ કરતાં પણ આજે તેને વધારે સુંવાળા લાગ્યા.



# વનસ્પતિનો ખોરાક

શાન્તિ શેઠ

(૧)

વનસ્પતિનો ખોરાક કેવી જાતનો હશે તે એક જાણવા જેવો અને અગત્યનો વિષય છે. આપણે બધા જાણીએ છીએ કે એક ઝાડ અમુક વર્ષો પહેલાં ઘણું નાનું હોય છે તે થોડા વર્ષો પછી ઘણું મોટું અને વિશાળ માલુમ પડે છે, તો શું તે એમને એમ કાંઈ પણ આહાર વગર મોટું થતું હશે? આજથી લગભગ ૫૦ વર્ષ પૂર્વે લોકોમાં એવી માન્યતા હતી કે વનસ્પતીમાં જીવ અથવા પ્રાણ જેવી કાંઇ વસ્તુ છેજ નહીં, પણ લગભગ ૧૦-૧૫ વર્ષ થયાં સર જગદીશચંદ્ર બોઝ અને બીજા એમના જેવા કેટલાક મહાન વૈજ્ઞાનિકોના પ્રયોગોથી એમ માલુમ પડયું છે કે ઝાડોમાં આપણી પોતાની માફક જીવ છે, અને ઘણા સૂક્ષ્મ રૂપમાં પ્રકૃતિને રસ્તે હૃદય વિગેરે પણ છે. આ બધાને લીધે એટલું તો ચોક્કસ સાબીત થાય છે કે વનસ્પતિને પણ આપણી માફક આહાર વિગેરેની જરૂર હોવી જોઇએ.

વનસ્પતી કેવી જાતનો ખોરાક લે છે તે એક અગત્યનો પ્રશ્ન છે. શું તેઓ આપણી માફક પોતાના પોષણ અર્થેનો ખોરાક બહાર તૈયાર થયેલો લે છે કે તેઓ સાદા તત્વોમાંથી પોતાનેમાટે પોતાની મેળેજ બનાવી લે છે! જવાબ ટુંકમાંજ આપી શકાય-કે વનસ્પતિઓ પોતાનો ખોરાક પોતાની મેળેજ તૈયાર કરે છે.

આ ઉપરની વાત ઉપરથી આપને સમજાયું હશે કે પ્રાણી અને વનસ્પતિ વચ્ચેનો મુખ્ય તફાવત ખોરાક લેવાની રીત પર છે. વનસ્પતિ પોતાનો ખોરાક પોતાની મેળેજ બનાવી લે છે જ્યારે પ્રાણી પોતાના ખોરાકનો આધાર બીજાએ તૈયાર કરેલી વસ્તુ ઉપર રાખે છે. ખાસ કરીને બધી પ્રાણી આલમ પોતાના ખોરાકનો આધાર વનસ્પતિ ઉપરજ રાખે છે. અહીંઆ કોઇ એમ પણ સવાલ કરે કે માંસાહારી પ્રાણીઓ પોતાના ખોરાકનો આધાર ક્યાં વનસ્પતિ ઉપર રાખે છે તેઓ તો પોતાનો ખોરાક બીજા પ્રાણીઓમાંથી મેળવે છે. પણ હું તેમને પૂછું છું કે જે પ્રાણીઓનો તેઓ આહાર કરે છે તે પ્રાણીઓ પોતાનો ખોરાક ક્યાંથી મેળવે છે? ખચીત તેઓ કહેશે કે વનસ્પતિમાંથી.

એટલે એ વાત તો ચોક્કસ અને ખીન શકની છે કે આખી જીવત પ્રાણી આલમ પોતાનો જીવનનો આધાર વનસ્પતિ ઉપર રાખે છે. અને તેટલા માટે તેઓ કઇ રીતે પોતાનો નિર્વાહ કરે છે તેજાણવું ઘણું અગત્યનું છે.

મેં ઉપર જણાવ્યું કે વનસ્પતિ પોતાનો ખોરાક સાધતત્વોમાંથી મેળવે છે અને પછી તે પોતાની અંદર તેને તૈયાર કરે છે. પણ બધી જાતની વનસ્પતિ આવી રીતે પોતાનો નિર્વાહ કરે છે એમ નથી, પણ જુદી જુદી જાતની વનસ્પતી જુદી જુદી રીતે પોતાનો ખોરાક મેળવે છે.

(૧) કેટલીક વનસ્પતિઓ પોતાના ખોરાક રૂપે હવામાંથી કાર્બન ડાયોક્સાઇડ ( Carbon Dioxides ) અને જમીનમાંથી પાણી લે છે.

(૨) કેટલીક વનસ્પતિઓ પોતાના ખોરાકનો આધાર બીજા ઝાડ ઉપર રાખે છે, એટલે કે પોતે પોતાની મેળે બનાવી શકતી નથી. આ જાતની વનસ્પતિને વનસ્પતિ શાસ્ત્રમાં ( Botany ) પૅરેસાઇટસ ( Parasites ) ને નામે ઓળખે છે.

(૩) કેટલીક વનસ્પતી પોતાનો ખોરાક સડેલા પદાર્થો ઉપર રાખે છે. આ જાતને વનસ્પતિ શાસ્ત્રમાં સેપ્રોફાઇટસને નામે ઓળખે છે.

હવે આપણે એક પછી એક દરેક વર્ગની વનસ્પતિના ખોરાકનું જરા ઉંડાણથી વિવેચન કરીએ.

(૧) આ જાતની વનસ્પતિ ને પોતાનો ખોરાક બનાવવા માટે મુખ્ય બે ચીજની જરૂર હોય છે. એક તો હવા અને બીજું પાણી. આ બે સીવાય તેઓને એક લીલા રંગના રજકણોની જરૂર પડે છે, અને તેને લીધેજ આપણે તંદુરસ્ત ઝાડના પાંદડા હમેશા લીલાજ જોઇએ છીએ. આ રજકણો ને ક્લોરોફીલ (chlorophyll) ને નામે વનસ્પતિ શાસ્ત્રમાં ઓળખે છે. જે ઝાડમાં આ ક્લોરોફીલ હોય છે. તેજ આ રીતે પોતાનો ખોરાક મેળવી શકે છે અને જેમાં આ રજકણો નથી હોતા તેને બીજી ગમે તે રીતે પોતાનો ખોરાક મેળવવાની જરૂર પડે છે. આ ક્લોરોફીલ રજકણો ખોરાક બનાવવાની પોતાની શક્તિ સૂર્યતેજમાંથી મેળવે છે. સૂર્ય તેજ ન મળે તો ખોરાક બનતો અટકી જાય અને છેવટે ઝાડ ખરી પણ જાય. ઉપર જણાવ્યા મુજબ બધાં પ્રાણીઓ પોતાની શક્તિ સીધા યા આડકતરી રીતે વનસ્પતિમાંથી ખોરાક તરીકે મેળવે છે; વનસ્પતિને આ શક્તિ સૂર્યતેજમાંથી મળે છે. જરાક વધુ વિચારથી જણાય છે કે દુનીઆની સઘળી શક્તિ સૂર્યના તેજ તથા ગરમીમાંથી મળે છે. આ રીતે સૂર્ય શક્તિનું મૂળ છે.

હવે આપણે એક સાધારણ ઝાડનો દાખલો લઇએ. અને પછી જોઇએ કે તે કેવી રીતે પોતાનો ખોરાક મેળવે છે. ઝાડને મુખ્યત્વે કરીને અગત્યના ત્રણ અંગો હોય છે. એક તો મુળીયાં, બીજું થડ અને ત્રીજી ડાળીઓ ( પાંદડા વીગેરે ) ઝાડ પોતાના મુળીયાં વાટે જમીનમાંથી પાણી લેછે અને તે પાણી ઓસમોસીસ ( osmosis ) ને લીધે જમીનમાંથી મુળીયાંમાં જાય છે. આ પાણી આપણે પીએ છીએ તેવું સાદું પાણી હોતું નથી. પણ તેમાં ઘણી જાતના જમીનમાં રહેલાં ક્ષારો હોય છે. અને તેઓ આ પાણી વાટે મુળીયામાં જાય છે. આ પાણી પછી મુળીયામાંથી અમુક નળીઓ વાટે થડમાં જાય છે. આ નળીઓ ખાસ કરીને પાણીને લઇ જવાનું કાર્ય કરે છે. આ નળીઓને વનસ્પતિશાસ્ત્રમાં ઝાઇલેમ ( Xylem ) ના નામથી ઓળખે છે. થડમાંથી પછી પાણી ડાળીઓમાં અને તેમાંથી નાની ડાળીઓમાં અને છેવટે પાંદડાની નસોમાં જાય છે જેમાંથી તે આખા પાંદડામાં નાની નાની નસો વાટે ફેલાઇ જાય છે. અહીંઆ પાંદડાંની અંદર આ પાણી સંઘરી રાખવા માટે ખાસ પોલી જગાઓ હોય છે જેની અંદર આ પાણી ભરાઇ રહે છે. આ ઉપરથી આપણને જણાશે પાંદડા એ એક ઝાડના જીવનને માટે ઘણુંજ ઉપયોગી છે.

હું ધારું છું તેમ દરેક માણસને ખબર હશે કે ઘણું ખરું પાંદડા લીલા રંગના હોય છે. કોઇ વખતે પણ આપને એમ મનમાં સવાલ ઉદ્ભવ્યો છે કે પાંદડાને લીલો રંગ શા માટે હોતો હશે? શું તે ફક્ત શોભાનો છે કે તેની કાંઈ ઉપયોગિતા છે! આ લીલો રંગ એ એક ઝાડને માટે ઘણી જ ઉપયોગી ચીજ છે. આ લીલો રંગ પાંદડાની અંદર અમુક જાતનાં સૂક્ષ્મ રજકણોનો બનેલો છે અને આ રજકણોને ક્રોમેટોફોરસ્ ( chromatophores ) કહે છે. આ રજકણો અને સૂર્યતેજની મદદથી ઝાડ હવાના કાર્બન ડાયોકસાઈડ અને જમીનના પાણીમાંથી અમુક રસાયનિક મિશ્રણથી સ્ટાર્ચ નામનો પદાર્થ બનાવે છે. હવે આ પદાર્થ અહીંયા તૈયાર થયા પછી થોડો વખત રહે છે અને પછી ફ્લોએમ ( phloem ) નામની નળીઓ, કે જે ખાસ આ તૈયાર કરેલો ખોરાક જુદી જુદી જગાએ પહોંચાડવાનું કામ કરે છે, તેની વાટે જુદી જુદી જગાએ જ્યાં તેની જરૂર હોય છે ત્યાં જાય છે અને વપરાતાં જે બાકી રહે છે તેને મુળીઆં વિગેરે બીજા ભાગોમાં સંઘરી રાખવામાં આવે છે. દાખલા તરીકે ગાજર, બટાકા, શક્કરીયા વિગેરેમાં ઘણોજ સ્ટાર્ચ સંઘરી રાખેલો હોય છે. આ સ્ટાર્ચ ઝાડ આપણે માટે નથી સંઘરી રાખતુ પણ પોતાના ભવિષ્યના સંતાનોને કામ લાગે તેટલા માટે સંઘરી રાખે છે. માટે આપણે આ બધું ખાઇને તેમનાં સંતાનોનો ખોરાક છીનવી લઇએ છીએ. કહો આપણે ઘાતકી ખરા કે નહીં!

આ બધું ઉપર વાંચ્યા પછી આપને જણાયું હશે કે ઝાડ સાધારણ રીતે પોતાનો ખોરાક જરાહી અને વાયુ રૂપમાંજ લઇ શકે છે.

(૨) કેટલીક જાતની વનસ્પતિ એવી પણ હોય છે કે જે પોતાનો ખોરાક બીજા ઝાડમાંથી તૈયારજ મેળવે છે. આ જાતની વનસ્પતિ ખાસ કરીને ઘણીજ પછાત એટલે વનસ્પતિ જાતની ઉત્ક્રાન્તિમાં પાછળ-હોય છે. આ વનસ્પતિમાં ક્લોરોફીલ બીલકુલ હોતો નથી અને પાંદડા પણ ઘણુંજ થોડા અને નહીં જેવા હોય છે. આને વનસ્પતિશાસ્ત્રમાં પેરેસાઇટસ ( Parasites )ને નામે ઓળખે છે. આ જાતના ઝાડો બીજા ઝાડોની ડાળીઓ ઉપર વળગી રહે છે અને પછી પોતાના મુળીયાં જેને હોસ્ટોરીયા ( Haustoria ) કહેવામાં આવે છે તેને પેલી ડાળમા ઘુસાડે છે અને તેની વાટે પેલા ઝાડ જેની ઉપર તે વળગી રહે છે તેનો તૈયાર કરેલો ખોરાક પોતે ચુસી લે છે અને પોતાનું પોષણ કરે છે.

(૩) આ જાતની વનસ્પતિ ઘણીજ સૂક્ષ્મ અને સડેલ હોય છે. અને જ્યાં આગળ કોઇ પણ વસ્તુ કહોવાતી હોય ત્યાં ઉગે છે. પોતે પોતાના સફેદ મુળીઆ કોહી જતી વસ્તુમાં નાખે છે અને તેની વાટે પોતાનો ખોરાક મેળવે છે. આને પણ કાંઈ પાંદડા કે ડાળ જેવું હોતુંજ નથી. આ ઘણું ખરું પાતળી દોરી જેવી હોય છે.

આ બધી દુનીયાની વનસ્પતિમાં કેટલીક એવી પણ વનસ્પતિ હોય છે કે જે પોતે માંસાહારી પ્રાણીઓની માફક જંતુ આહારી હોય છે. આ જાતની વનસ્પતિમાં ઘણીજ થોડી જાતો હોય છે. કેટલીક પાણીમાં રહે છે અને કેટલીક જમીન ઉપર ઉગે છે, આ છોડો જંતુઓને પકડવા માટે, જેમ માછીમાર યુક્તિ કરીને માંછલા પકડે છે, તેમ, યુક્તિ રચે છે, અથવા તો જાળ જેવું બનાવે છે. જેની અંદર જંતુઓ પેઠા પછી નીકળી શકતાજ નથી. આ છોડોમાં ખાસ નવાઇ જેવી વાત તો એ છે કે તેઓમાં ક્લોરોફીલ અને પાંદડાં વિગેરે બધું હોય છે અને પોતાનો ખોરાક પોતે બનાવવાને શક્તિમાન હોય છે, અને તેઓ આ રીતે પોતાનો ખોરાક બનાવે છે પણ ખરા. ત્યારે કોઇ એમ પણ સવાલ કરશે કે જ્યારે તેઓ પોતાનો ખોરાક પોતાની મેળે બનાવી શકે એમ છે તો પછી શા માટે જંતુઓનો આહાર કરતા હશે? તેનો જવાબ એકજ છે. અને તે એ કે આ રીતે જંતુઓનો આહાર કરીને તેઓ વધારે પુષ્ટી મેળવે છે. તેઓ ખાસ કરીને નાયટ્રેટ Nitrate નામના ક્ષારની

ખોટ પુરી પાડવા માટે જંતુઓનો આહાર કરે છે. જેમાં આ ક્ષાર ઘણાજ પ્રમાણમાં પ્રોટીન (Protein) ની અંદર રહેલો હોય છે.

આ જાતની વનસ્પતિમાં જુદી જુદી જાતના છોડો જંતુઓ પકડવા માટે જુદી જુદી જાતની યુક્તિઓ વાપરે છે, અને તેઓમાંના થોડાકના દાખલા નીચે આપી હું વિરમીશ.

કેટલાંક છોડો એવા હોય છે કે જેઓ જંતુઓ પકડવાને માટે પોતાના પાંદડા ઉપર ઘણાજ વાળ ઉગાડે છે. આ વાળ ઘણા કઠણ અને સખ્ખત હોય છે અને અણીઓથી જરાક પ્હોળા અને ગાંઠ જેવા હોય છે. આ ગાંઠમાંથી એક જાતનો ચીકણો પદાર્થ નીકળે છે જે સૂર્યના તેજમાં ચમક ચમક થયાં કરે છે. કેટલાંક જંતુઓ આ ચળકાટ જોઇને પાંદડા તરફ આકર્ષાય છે અને તેના ઉપર બેસે છે અને જેવા તેઓ બેસે છે તેવાંજ પેલા ચીકણા પદાર્થને લીધે ચોંટી જાય છે, પછી તે જંતુઓ ઉખડવા માટે ઘણાજ પ્રયત્નો કરે છે પણ એને લીધે ઉલટાં બીજા વાળોની ગાંઠો પણ ચીકણો પદાર્થ કાઢવા માંડે છે અને પરીણામે તે જંતુઓ વધારે ને વધારે સખ્ખત ચોંટતા જાય છે. પછી આ જંતુઓને પાચન કરવાને માટે છોડ અમુક જાતના રસાયણિક પદાર્થનું સ્રવણ કરે છે આ રીતે પાચન કર્યા પછી એ છોડ પોતાના પાંદડા વાટે પોતાને જોઇતી ચીજો ચુસી લે છે.

કેટલાંક છોડો જંતુઓ પકડવાને માટે પોતાના પાંદડાને મજાગરાની માફક વચમાંથી એક બીજા ઉપર વળી શકે એમ રાખે છે. આ પાંદડાની ઉપરના ભાગમાં ઘણા સખ્ખત કઠણ અને અણીવાળા વાળ હોય છે, જ્યારે કોઇ પણ જંતુ જતાં જતાં આ એકાદ વાળને અડકે છે કે તરતજ પાંદડાના બે ભાગ ભેગા થઇ જાય છે અને જંતુ અંદરનું અંદર જકડાઇ જાય છે. પછી તે મરી જાય છે.

કેટલાંક ઝાડના પાંદડાઓ નળીની માફક લાંબા અને ગોળ વળેલાં હોય છે. આ પાંદડાની અંદર ભાગમાં નીચેની તરફ વળેલાં ઘણા વાળ હોય છે ને અંદર જગા ઘણીજ ચીકણી હોય છે. જ્યારે કોઇપણ જંતુ આ પાંદડાના મોઢા ઉપર જાય છે કે તરત જ તે લપસી જાય છે અને છેક નીચે તળીએ જઇને બેસે છે. અને પછી તે વાળને લીધે ઉપર આવી શકતું જ નથી અને આખરે મરી જાય છે. આવા ઝાડને પીચર પ્લેન્ટસ ( Pitcher plants ) કહે છે.

આવા બીજા ઘણા ઝાડો હોય છે પણ તે બધાનું વર્ણન કરવા માટે કદાચ આખી જુદી ચોપડીની જરૂર પડે.

છેવટે ટુંકામાં હું એટલુંજ કહું છું કે સાધારણ રીતે વનસ્પતિ પોતાનો ખોરાક હવા અને પાણીમાંથી **સૂર્યતેજની** મદદ વડે પોતાની મેળે બનાવી શકે છે અને તેને બીજા કોઇ બહારના ખોરાકની જરૂર પડતી નથી અને આ એક પ્રાણી અને વનસ્પતિ વચ્ચે મ્હોટો તફાવત છે.

---

# કોલોઝીઅમ

ભોગીલાલ ત્રિભુવન ઠક્કર

( જગતના સાત પ્રાચીન આશ્ચર્યોમાંનુ એક )

૧૯૨૭ ના નવેમ્બરના એક બપોરે જગતની મહારાણી ગણાની રોમ નગરીમાં હું ઝડપથી જતો હતો. આજે મારે મોટર બસમાં જવાનું હતું. રોમના જૂદા જૂદા સ્થળો જોવા હું ફરતો હતો. આજે મારે રોમનું જગતનાં સાત આશ્ચર્યોમાં ગણાતું, અતિભવ્ય, અતિ ભયંકર, મસ્ત રોમના વિચિત્ર વિલાસોનું અદ્વિતીય સ્મારક કોલોઝીઅમ જોવાનું હતું. હું બરાબર સમયે પહોંચ્યો અને ટૂંક સમયમાં કોલોઝીઅમ સમક્ષ જઇ ઉભો રહ્યો. "આ કોલોઝીઅમ !" મારા મ્હોમાંથી નીકળી પડયું. ખરેખર-મારી નજર સમક્ષ સૈકાંઓના સૈકાઓની ક્રુરતાની, જંગલીપણાની મનુષ્યમાં રહેલી પાશવતાની મૂર્તિ સમું કોલોઝીઅમ-પથ્થરનું જડ જણાતું કોલોઝીઅમ ભુતકાળના ઇતિહાસની કાંઇ કાંઇ કરૂણ ગાથાઓ ગાતું ઉભું હતું.

× × × × ×

ભોમીઆએ જણાવેલું તથા પુસ્તકોમાં આવેલું તેનું વર્ણન આ પ્રમાણે છે.

કોલોઝીઅમ એ રોમનોના આનંદનું સ્થળ હતું. તેમાં માણસો માણસો તેમજ માણસોને પશુઓનાં યુદ્ધ થતાં. તેમજ તેના મધ્યભાગમાં પાણી ભરી સામાસામી નૌકાયુદ્ધ પણ કરવામાં આવતાં હતાં. ઈ. સ. ૭૦ માં જેરૂસલેમના નાશ પછી બે વર્ષે ટીટસ ફ્લેવીઅસ વેસ્પેસીઅન નામના શહેનશાહે કોલોઝીઅમનો પાયો નાંખ્યો હતો. ગોઉન્શીઅસ તેનો શીલ્પી હતો. આ ગોઉન્શીઅસને રોમન શહેનશાહે ખ્રીસ્તી ધર્મના અનુયાયી તરીકે છેવટે તેજ સ્થાનમાં મારી નાંખ્યો હતો. આ રીતે કોલોઝીઅમના મુહૂર્તમાંજ તેના રચનારનું રક્ત રેડવામાં આવ્યું હતું. કોલોઝીઅમના બાંધકામ માટે ૩૦,૦૦૦ યાહુદીઓને જુડીઆમાંથી પકડી લાવવામાં આવ્યા હતા અને રોમથી દૂર સત્તર માઇલ આવેલી ટીવલીની પથ્થરની ખાણમાંથી પથ્થર લાવવા માટે બે હાર કરવામાં આવી હતી. આ આખા મકાનને બનાવતાં આઠ વર્ષ લાગ્યાં હતાં અને ટીવલીના ધોળા પથ્થર, ઇંટો, વગેરેનો તેમાં ઉપયોગ કરવામાં આવ્યો હતો. કોલોઝીઅમને દાખલ થવાના ૮૦ કમાનદાર દરવાજા અને ૧૬૦ બહાર નીકળવાના દરવાજા હતા. ઉપર ચઢવા માટે અંદરથી પગથીઆં હતાં; અને પહેલી અને બીજી કમાનો ઉપર રોમન કોન્સલ્સનાં પૂતળાંઓ હતાં.

સ્થાપત્યના મુખ્ય પાંચ પ્રકાર છે, ટસ્કન, ડોરીક, આયોનીક, કોરીન્થીઅન અને કોમ્પોઝીટ, આ ભવ્ય ઈમારતમાં ચાર પ્રકારનો ઉપયોગ કરવામાં આવ્યો છે. પહેલા ડોરીક, તેના ઉપર આયોનીક તેના ઉપર કોરીન્થીઅન અને તેના ઉપર કોમ્પોઝીટ અથવા રોમન પદ્ધતિનો ઉપયોગ થયો છે. છેક ઉપરના માળને ૪૨ બારીઓ હતી.' કોલોઝીઅમના રોમનોના પાંચ સામાજીક વિભાગોની ગોઠવણ હતી. (૧) પોડીઅમ નામના વિભાગમાં શહેનશાહ અને તેનો દરબાર બેસતો–તેની આગળ કુમારીકાઓ, પછી ધર્મગુરૂઓ પછી કોન્સલ્સ અને રાજસભાના સભ્યો બેસતા. (૨) માં રાજ્યના અધિકારીઓ (૩)માં ઉમરાવો અને (૪) માં શહેરીઓ અને પાંચમા વિભાગમાં સામાન્ય મનુષ્યો બેસતા. તેથી ઉતરતા મનુષ્યો તેના ૮૦ થાંભલાની બાજુમાં ઉભા રહેતા. આ ૮૦ થાંભલાઓમાંનો એક પણ હાલ નથી. ઇ. સ. ૧૩૪૯ ના ધરતીકંપમાં તે સર્વે નાશ પામ્યા હતા. કોલોઝીઅમના ૮૦ દરવાજામાંથી દસ મીનીટમાં ૭૦૦૦૦ થી ૮૦૦૦૦ માણસો દાખલ થઈ અથવા જઈ શકતાં હતાં એમ કહેવાય છે.

આ સ્થાનને ફ્લેવીઅન એમ્ફીથીએટર પણ કહેવામાં આવતું. ફ્લેવીઅન વંશના શહેનશાહોએ આ બાંધ્યું હતું તેથી આ નામ આપવામાં આવ્યું હતું. શહેનશાહ વેસ્પેસીઅને આ ઈમારત શરૂ કરી. તેના પુત્ર ટીટસે તેને લગભગ બાંધી અને તેનો ઉપયોગ શરૂ કર્યો અને ડોમીશીઅન નામના તેના બીજા પુત્રે છેક ઉપરનો માળ બનાવી પૂરી કરી. આ એમ્ફીથીએટરનો આકાર Elliptical લંબગોળ હતો. અને તેમાં બેઠકો પગથીઆ જેવી હતી. તેના મધ્યની જગા એરીના કહેવાતી અને જે ક્રુર દશ્યો જોવામાં તે વખતના રોમનો પોતાના જીવનનો લ્હાવો માનતા હતા, તે ભયંકર દશ્યો થતાં હતાં—

આ કોલોઝીઅમમાં મુખ્ય યુદ્ધ કરનારા ગ્લેડીએટર્સ કહેવાતા હતા. રોમના પૂર્વકાળમાં આ પ્રથા કાંઇ પ્રજાના આનંદ માટે નહોતી. પણ તેમાં ધાર્મિક ભાવના હતી. આ સ્થાનમાં ગ્લેડીએટર્સ નામના યુદ્ધ કરનારા પરસ્પર અથવા પશુઓ સાથે લડતા. તેમજ એમ્ફીથીએટરના મધ્ય ભાગને સરોવર બનાવી તેમાં નૌકાયુદ્ધ પણ કરતા હતા. ઇ. સ. ૮૦ ના એપ્રીલની ૨૧ મી તારીખે ટીટસ જેને 'મનુષ્ય જાતનો પ્રેમ અને આનંદ !' એવું નામ આપવામાં આવતું હતું તેણે મુહૂર્ત કર્યું હતું અને તેના આનંદમાં મનુષ્યો અને પ્રાણીઓની સો દિવસ સુધી કતલ ચલાવવામાં આવી હતી. આ રીતે આ ત્રાસજનક સ્થળની મનુષ્ય તેમજ બીજા પ્રાણીઓના રક્તથી પ્રતિષ્ઠા કરવામાં આવી હતી.

ઈટાલીઅન લોકો મનુષ્યના મૃત્યુની સાથે તેનો સર્વનાશ થયો માનતા નહોતા. મરણબાદ પણ મનુષ્ય–આત્મા અને તેનો દેહ સાથે સાથેજ રહે છે અને સુખદુઃખ ભોગવી શકે છે તેવી તેમની માન્યતા હતી. આ માન્યતાને પરિણામે મરણ પામેલા મનુષ્યની સાથે તેને જરૂરની બધી વસ્તુઓ પણ સાથે દાટતા હતા. તેના જીવનમાં તેણે મેળવેલી ભેટો પણ તેની સાથે રહે માટે ભેગી દાટવામાં આવતી હતી. તેની કબર ઉપર દારૂ છાંટવામાં આવતો હતો અને ખાવાનું મૂકવામાં આવતું હતું. તેમજ તેના જીવનમાં જે ઘોડાઓ વા નોકરો તેની સેવામાં રહેતા તે નોકરો તથા પ્રાણીઓ પણ તેની સેવામાં હાજર રહે તે માટે તેની સાથે મારી નાંખવામાં અને જોડે દાટવામાં આવતા હતા. આ રીતે મનુષ્ય ભોગ આપવામાં આવતો હતો. તે લોકો પોતાના મરણ પામેલા પિતૃઓને પ્રથમ પ્રાર્થના કરતા; તેમનાથી ભય પામતા, તેમની ધર્મની ભાવના મૃત્યુ પામેલા મનુષ્યોની ભક્તિમાં હતી. જેમ જેમ ધર્મની ભાવના સુધરતી ગઈ તેમ તેમ મનુષ્યની સીધી કતલ બંધ થતી ગઈ અને તેને સ્થાને જે યુદ્ધના કેદીઓને મારી નાંખવામાં આવતા હતા તેમને પરસ્પર યુદ્ધ કરાવી, એક બીજાનો

નારા કરવાનું નક્કી કરવામાં આવ્યું. આ રીતે પોતાના સામાવાળાઓને મારી પોતાનું જીવન બચાવવાની તક આપવામાં આવી. આ નવી રીત તેમને કાંઈ ઓછી ઘાતકી લાગી કારણકે તેમાં બચવાનો સંભવ હતો. મરણની જવાબદારી કંઈક અંશે પોતાની ઓછી શક્તિના ઉપર રહેતી. યુદ્ધમાં આ મનુષ્યો નાની તલવાર વાપરતા. તે તલવારને 'ગ્લેડીઅસ' કહેવામાં આવતી અને તે ઉપરથી તેઓ ગ્લેડીએટર્સ કહેવાવા લાગ્યા.

આ મૃત્યુ-યુદ્ધની જાહેરખબર થતાંજ ઘણા માણસો જોવા આવવા લાગ્યા અને યુદ્ધને ચહાનારા તે લોકોને તેનાં ખૂબ રસ પડવા લાગ્યો. પરિણામે તેનું ધાર્મિક સ્વરૂપ બદલાઈ ગયું અને તે એક રમતગમતનું-આનંદનું-ક્રિડાનું સ્વરૂપ બન્યું. આથી ગ્લેડીએટર્સની ખાસ સંભાળ લેવાવા માંડી અને તેમને લડવાના ખાસ દાવો વગેરે શીખવવાની શાળાઓ નીકળવા માંડી. જેમ જેમ તેમાં વિશેષ રસ જામતો ગયો તેમ લડવાની રીત, વાપરવાનાં હથીઆર, આંખો બાંધીને લડવું, ખંજર, ભાલો, તીર વગેરે મારવાની જુદી જુદી રીતો દાખલ થઈ. કેટલાક બચાવ માટે નાની ઢાલ રાખતા. કેટલાક પુરૂ બખ્તર પહેરતા અને આ રીતે ધીમે ધીમે આ લડનારાઓના જુદા જુદા વર્ગો પડયા. સીક્યુટર્સ, થેસીઝ, મરમીલોસ, રીટીઆરી, સેન્નાઈટ, હોપ્લોમાશી, ઇસેડરી, આન્ડાબેટી, મેરડીઆની વગેરે વગેરે હથીઆર અને લડવાની રીતથી જુદા જુદા પ્રકારના તેઓ ગણાવા લાગ્યા. યુદ્ધમાં પકડાએલા કેદીઓ ગુન્હેગારો અને ગુન્હો કરેલા ગુલામોને લેનીસ્ટા નામથી ઓળખાતા માણસોને આપવામાં આવતા હતા. આ લેનીસ્ટા આ લોકોનો ઉપરી ગણાતો અને તે તેમને ગ્લેડીએટર્સ તરીકે શિક્ષણ વગેરે આપી તૈયાર કરતો. આ લેનીસ્ટા અથવા કોન્ટ્રેકટર સુંદરમાં સુંદર, ઉંચામાં ઉંચા અને મજબુતમાં મજબુત ગુલામોને આ રીતે ખરીદતો અને રોમન પ્રજાના આનંદ માટે તેમને તૈયાર કરી કોલોઝીઅમ અથવા ફ્લેવીઅન એમ્ફીથીએટરમાં પરસ્પર લડવા માટે લાવતો. ધીમે ધીમે આ ઉપરાંત સ્વતંત્ર માણસો પણ આ લોહીના જલસામાં સામેલ થવા લાગ્યા. વખત એટલો બદલાતો ગયો તેમાં મોટા મોટા [illegible] શહેનશાહ સુધીના પણ ભાગ લેવા લાગ્યા. સ્વતંત્ર લડનારાઓને પણ આ મરણાંત લડવાની [illegible] લેવી પડતી હતી. જે ઉમરાવો કોઈક ઉત્સવના નિમિત્તે, રોમન શહેનશાહો પ્રજાને ખુશ [illegible] આવા યુદ્ધ કરાવતાં. યુદ્ધ કરાવનાર લેનીસ્ટાને અમુક રકમ આપતા એટલે તેઓ [illegible] ગ્લેડીએટર્સ લાવતા પછી કેવું યુદ્ધ થવાનું છે તેની જાહેરખબર કરવામાં આવતી અને [illegible] દિવસે તેનુ સરઘસ નીકળતું. લડવાની આકૃતિઓ-ચિત્રો પ્રથમ તેમાં આવતાં, પછી [illegible] ભરેલાં પાંજરાં આવતા, પછી જેમના ઉપર વિકાળ પ્રાણીઓ છોડી મૂકવાનાં હતાં તે [illegible] મનુષ્યો આવતા. તેમના ગળામાં જે ગુન્હા માટે તેમને ફાડી નંખાવવાના હતા તે [illegible] કાગળીયું લગાવવામાં આવતું. સરઘસમાં પ્રથમ બ્યુગલવાળા જતા. પછી [illegible] પછી જેમનો જ્યુપીટરનો ભોગ આપવાનો હોય તેઓ અને છેવટે જેઓને [illegible] ખસેડવાનું કામ સોંપેલું હતુ તેઓ આવતા.

આ એમ્ફીથીએટરને બે દરવાજા હતા. એક જીવંતનો અને [illegible] મારેલો. પ્રથમના દરવાજામાંથી સરઘસ દાખલ થતું. અને મરણ [illegible] ઘસડી નાંખવામાં આવતા હતા સરઘસ દાખલ થતાંજ [illegible] ઉભા રહેતાં, તેમના હથીઆરો તપાસાતા, તેઓ બોલતા કે [illegible] કાંઠે ઉભા છે તેઓ તને નમન કરે છે.'

એરીનાની વચમાં એક વેદી કરવામાં આવતી [illegible] આપવામાં આવતો હતો.

ભોગ આપ્યા પછી તે ભાગ સાફ કરવામાં આવતો અને તલવારના પટા પછી ખેલાતા અને તે થતા ન થતા એટલામાં લોહીના તરસ્યા લોકો એડીટરને સાચા યુદ્ધ માટે આગ્રહ કરતા. પછી બ્યુગલ ફુંકવામાં આવતું અને લડાઇ શરૂ થતી.

ગ્લેડીએટર ઘાયલ થતો એટલે લોકો તેનું લોહી જોઈ તે 'ઘાયલ થયો છે' એ બુમ મારતા. જો તે હાર્યો છે એમ કબૂલ કરે તો તેનો હાથ તે નીચે નમાવી દેતો પણ તેના જીવનનો આધાર તે કેવી રીતે લડયો છે તેના ઉપર રહેતો. જો તે સારી રીતે લડયો હોય તો જોનારાઓ તેમની મુઠી વાળી તેનો અંગુઠો જો ઉપર બતાવે તો તેને બચાવવામાં આવતો અને જો તે નીચો કરવામાં આવે તો તેને મારી નાંખવામાં આવતો. કુમારીકાઓ અંગુઠાઓને નોંધ લેતી હતી અને મત શું છે તે જણાવતી. પછી તે ઉપરથી એડીટર અર્થાત ઘણુંખરૂ શહેનશાહ તે કુમારીકાઓએ જણાવેલી નીશાની કરતો અને તે પ્રમાણે તેનું જીવન અથવા મરણ નક્કી થતું. જો મારી નાંખવાનું નક્કી થાય તો તે લડનાર પોતાનું ગળુ આગળ ધરતો અને તુરતજ તેને એક ઝટકે મારી નાંખવામાં આવતો. "બહાદુરીથી લડજો અને ગૌરવથી મરજો" એ લેનીસ્ટાની ખાસ શીખામણ હતી.

જે ગ્લેડીઅરે ત્રણ વર્ષ સુધી સેવા બજાવી હોય તેને સ્વતંત્રતા અપાતી અર્થાત તેને વીશ્રામ કરવાનો હક રહેતો પણ રોમન શહેરી તો તે કદી બની શકતોજ નહી. જીતનારને કેટલીક વખત કોથળીઓ વગેરે ભેટો આપવામાં આવતી હતી.

પહેલી ગ્લેડીએટોરીઅલ ઇ. સ. પૂર્વ ૨૬૦ માં ફોરમ બોઆરીઅમમાં થઇ હતી. માર્કસ અને ડેસીઅસ બ્રુટસે તેમના પિતાના મરણ પ્રસંગે તે કરાવી હતી અને તેમાં ત્રણ જોડી ગ્લેડીએ-ટરોએ ભાગ લીધો હતો. ઇ. સ. પૂર્વે ૨૧૩ માં એઇમીલીઅસ લેપીડસના પુત્રોએ વીસ ગ્લેડીએ-ટર્સ તૈયાર કર્યા હતા. પંદર વર્ષ પછી વેલેરીઅસ લેવીનસે તેના મા અગર બાપની પાછળ પચાસ ગ્લેડીએટર્સનું યુદ્ધ લોકો આગળ થયું હતું. ઇ. સ. પૂર્વે ૧૯૮ માં ચુંવોતેર લડનારા ઉભા કર્યા હતા અને છેવટે જુલીઅસ સીઝરે ત્રણસેંહ ગ્લેડીએટર્સનું યુદ્ધ આપ્યું હતું.

જુલીઅસ સીઝર પછી સિઝર ઑગસ્ટસના વખતમાં હજારો ગ્લેડીએટર્સ અને જંગલી પ્રાણીઓની કતલ કરાવવામાં આવી હતી અને તેના વખતમાં આ જાતની રમત એક નિયમીત કાર્યક્રમ થયો હતો.

ઑગસ્ટસ પછીના બધા બાદશાહોમાં આ કસાઇખાતુ ચાલુજ રહ્યું. કેલીગ્યુલા, નીરો, ડોમીટ્સ, કારાકલા, જેવા શહેનશાહના વખતમાં આ કત્લ ચાલુ રહે તે સમજી શકાય તેવું છે પણ ટીટસ—જેને "મનુષ્ય જાતનો પ્રેમ અને આનંદ"નું નામ આપવામાં આવતું હતું તેણે કોલોઝીઅમ જેવું કતલખાતુ કેમ બાંધ્યું તે સમજાતું નથી. જ્યારે આવી રમતો કેટલાક દિવસો યા અઠવાડીયાં ચાલતી તેવા સમયમાં તેણે—આ નમ્ર શહેનશાહે—જેરૂસલેમના વિજતાએ આવો ઉત્સવ ત્રણ માસ સુધી ચલાવ્યો હતો.

હાડ્રીઅન—બીજા એક સારા શહેનશાહે ૩૦૦૦ ગ્લેડીએટર્સના જોડાઓને એકજ માસમાં કતલખાનામાં હડસેલી દીધાં હતાં.

ટ્રાજન—જેને પોપ ગ્રેગરી ધ ગ્રેટની પ્રાર્થનાથી સ્વર્ગનો પરવાનો મળી ચૂકયો હતો તેણે ૧૨૩ દિવસમાં કોલોઝીઅમમાં ૧૦૦૦ ગ્લેડીએટર્સનાં જોડા મોકલી દીધાં હતાં.

ઘણા ગ્લેડીએટરોએ રોમની રાજ્ય વ્યવસ્થા અને નિતિ ઉપર અસર કરી છે, તે બધાં ગ્લેડીએટરો સંબંધે લખવું સંભવીત નથી છતાં બે જણ વિષે તો જરૂર કહેવાનું છેજ. તે બે તે

પહેલો સ્પાર્ટેકસ અને બીજો કોમોડસ. સ્પાર્ટેકસ ગુલામ હતો અને કોમોડસ રોમનો શહેનશાહ હતો. તે મહાન તત્વવેત્તા માર્કસ ઓરેલીઅસનો પુત્ર થતો હતો.

સ્પાર્ટેકસ એક ગુલામ હતો લેન્ટયુલસ બેશીએટસની શાળામાં–કેપુઆમાં–તે લડવાનું શિક્ષણ લેતો હતો. તેણે તેના જેવા બીજા ગુલામોને એકઠા કરી ઉશ્કેર્યા કે અહીં તૈયાર થઇને પણ તેમને રોમન લોકોની મોજમઝાહની ખાતર મરવાનુંજ છે તો પછી શા માટે સ્વતંત્રતા મેળવવાના પ્રયત્નમાંજ પોતાની જીંદગીનો ઉપયોગ ન કરવો. રોમનોની બે ઘડીના ગમ્મતની ખાતર પોતાનું જીવન ફેંકી દેવાની તેણે ના પાડી અને ધીમે ધીમે પોતાના મતનાજ બીજાઓને તૈયાર કર્યા. તે મગરૂર, બળવાન સાહસીક અને નીડર હતો. તે ગ્રેસના ઉમદા કુટુંબમાંથી ઉતરેલો હતો, અને રોમના લશ્કરમાં શૌર્ય દાખવવા જોડાયો હતો; પણ જ્યારે રોમ ગ્રેસની સામે લડવા તૈયાર થયું ત્યારે તેની માતૃભૂમિ સામે લડવાની ના પાડી અને લશ્કર છોડી નાઠો અને લુંટારાનો ધંધો શરૂ કર્યો. તે તેમાં પકડાઇ ગયો અને તેને ગુલામ તરીકે વેચી નાંખવામાં આવ્યો. લેન્ટયુલસે તેને ખરીદ્યો અને કેપુઆમાં ગ્લેડીએટરની પોતાની નિશાળમાં તેને યુદ્ધ માટે તૈયાર કરવા માંડયો. અહીં તેણે ઉપર કહ્યું તેમ પોતાના સાથીઓને સ્વતંત્રતા માટે લડવા તૈયાર કર્યા, સૌએ સાથે મળી બળવો કર્યો અને તે પોતાના ૭૮ સાથીઓ સાથે ભાગ્યો. સર્વ ગુલામોનું સ્વાતંત્ર્ય તેણે જાહેર કર્યું. તેની હાકની અસર થઇ અને ઘણા ગુલામો તેને આવી મળ્યા. તેની સામે યુદ્ધ કરવાને રોમનોએ એક બાજુથી પોતાના સરદારો મોકલવા માંડયાં અને બીજી બાજુથી તેના આ બળવામાં હજારો ગુલામો નાશી આવી મળી જવા લાગ્યા. તેણે પોતાના બળથી ૩૦૦૦ માણસો સાથેના કલોડીઅસ પુલ્કસને હરાવ્યો. અને તેના માલનો ભંડાર હાથ કર્યો. આ નવા મળેલા લાભથી તેનુ બળ વધ્યુ અને તેણે એક પછી એક રોમન સરદારોને હરાવવા માંડયા. તેણે રોમનોનો ભંડાર, પુષ્કળ કેદીઓ અને વાવટાઓ હાથ કર્યું. પોતાનું વેર પૂરૂ કરવા માટે તેણે રોમના ઉમદા કુટુંબના ત્રણસેં કેદીઓને પોતાના લશ્કરની સમક્ષ ગ્લેડીએટર તરીકે લડવાની ફરજ પાડી. આ વખતે નાશી આવેલા તેવા સાથીઓની સંખ્યા લગભગ ૧૨૦૦૦૦ ની થઇ હતી. તેણે રોમ ઉપર હુમલો કરવાની તૈયારીઓ કરવા માંડી પણ જુદા જુદા પ્રકારના માણસોથી ઉભા થયેલા તેના લશ્કરને કબજે રાખવાનું કઠણ થઇ પડયું અને તેથી રોમ ઉપર ચઢાઇ કરવાને બદલે તેને દક્ષિણ તરફ જવાની ફરજ પડી. રોમનોએ ક્રેસસ નામના એક લડવૈયાની નીચે એક ઘણું મોટુ લશ્કર તૈયાર કર્યું. તે લશ્કર પણ સ્પાર્ટેકસ આગળ ટકી શકયું નહી તેથી તેણે સ્પેઇનમાં પોમ્પીઅસ અને મેસીડોનમાંથી લકલસને બોલાવવાની માગણી કરી. તેઓ આવે તે પહેલાં વિશ્વાસઘાતથી સ્પાર્ટેકસ મેસીનાની સાથે રેગીઓ નામના દ્વિપકલ્પમાં ફસાઇ ગયો અને છેવટ સુધી લડતાં લડતાં રોમન સૈન્યનો કચ્ચર ઘાણ કાઢી દુશ્મનના સમગ્ર શરીર ઉપરના અનેક ઘાથી યુદ્ધ ભૂમી ઉપરજ મૃત્યુ પામ્યો. જે સ્વાતંત્ર્ય માટે તે લડયો તે સ્વાતંત્ર્ય મેળવવા પ્રયત્ન કરનારની સ્થિતિનું આબેહુબ વર્ણન 'ચાઇલ્ડ હેરોલ્ડ' માં બાયરને નીચે પ્રમાણે કર્યું છે—

I see before me the Gladiator die ;
He leans upon his hand his manly brow ,
Consents to death but conquers agony,
And his drooped head sinks gradually low.
And through his side the last drops ebbing slow ,
From the red gash , fall heavy one by one ,

like the first of a thunder shower and now
The arena swims around him–he is gone,
Ere ceased the inhuman shout which hailed the wrestch (who won)
He heard it–but he heeded not–his eyes
Where with his heart, and that was far away,
He recked not of the life he lost nor prize,
But where his rude hut by the Danube lay.
*There* were his young barbarians all at play,
*There* was his Dacian mother–he their sire,
But cheered to make a human Holiday.
All this rushed with his blood–shall he expire
And unavenged? Arise! ye Goths and glut your ire.

શહેનશાહ કોમોડસ એ બીજો ગ્લેડીએટર હતો. તે તેના ૧૯ મા વર્ષે ગાદીએ આવ્યો. તેનો પિતા પ્રખ્યાત તત્વવેત્તા માર્કસ ઓરેલીઅસ હતો. તે મૂળથીજ ઘાતકી અને ઝનુની હતો એક વખત તેના એક નોકરે ભૂલથી વધારે પડતુ ગરમ પાણી આપવાથી તેણે તેને જીવતો ભઠ્ઠીમાં નાંખી દેવાની સજા ફરમાવી. તેના ગુરૂએ તે માણસને એક બકરાનું ચામડું તે ભઠ્ઠીમાં નાંખી બચાવી લીધો અને પંજામાં ફરીથી ન આવે માટે નસાડી મૂકયો. તેણે તેર વર્ષ રાજ્ય કર્યું. એક દિવસે તેણે ૧૦૦૦ માણસ સાથે કુસ્તી કરી હતી. બેશક કેટલાક તો જાણી જોઈને તેનાથી હાર પામતા હતા. આવી જીતથી ફુલાઇ તેણે નીરોના પુતળાની જગાએ પોતાનુ પૂતળુ મૂકવાનો હુકમ કર્યો હતો. અને તે વખતથી પોતાને 'એક હજાર ગ્લેડીએટર્સને જીતનાર'નું પદ પોતાને માટે પ્રાપ્ત કર્યું હતું. જંગલી પ્રાણીઓને ને હાથીઓને તેણે હજારોની સંખ્યામાં માર્યા હતા, એક વખત લોકોને પોતાના તરફ હસતા જાણી તેણે તેમનો નાશ કરવાનો હુકમ કર્યો હતો અને તે પ્રમાણે ઘણા માણસોને મારી નાંખવાનો પ્રયત્ન કર્યો હતો પણ તેમાં તેઓ નિષ્ફળ થવાથી તેણે બધાંને મારી નાંખ્યાં હતાં એક દિવસે તેણે જુદા જુદા દેશોમાંથી આણેલા પાંચ હીપોપોટેમસ, બે હાથી અને કેટલાંએ સુવરોને માર્યા હતાં. તેવીજ રીતે એક બીજે દિવસે આફ્રીકામાંથી લાવેલા ૧૦૦ સિંહને મારી નાંખ્યાં હતાં, તે ગ્લેડીએટર તરીકે દરરોજ બે લાખ ફ્રાંક લેતો અને પ્રજા પાસેથી પણ યથેચ્છ કર ઉઘરાવતો. તેના આ અત્યાચારોથી ત્રાસી તેને ઝેર આપવામાં આવ્યું અને લોકોએ ગ્લેડીએટરના શરીરને જે રીતે વર્તવામા આવતું હતુ તે રીતે તેના શરીરને ગણ્યું અર્થાત એક આંકોડાથી તેને ખેંચીને એરીના બહાર કાઢવામાં આવ્યું અને પછી ટુકડે ટુકડા કરી નાંખવામાં આવ્યા.

પ્રથમ શહેનશાહ કોન્સ્ટન્ટાઇને આ યુદ્ધો બંધ કરવાનો પ્રયત્ન કર્યો પણ પ્રજા જીવનમાં તે એટલું ઓતપ્રોત થઇ ગયું હતું કે કાયદો પણ તેમાં નિષ્ફળ નીવડયો. તે બંધ થવાનું કારણભૂત એક પૂર્વ તરફનો સાધુ ટેલીમેકસ અથવા એલ્મીઅસ ગણાય છે, શહેનશાહ એનોરીઅસ જ્યારે ગાદી ઉપર હતો ત્યારે તે આવ્યો અને તેણે પોતાના બલીદાનથી આ ભયંકર કુર પ્રથાને બંધ કરી.

કેટલાક આ વાર્તા ઐતિહાસીક સત્ય તરીકે સ્વીકારતા નથી પણ એટલુ તો સત્ય છે કે ખ્રીસ્તી ધર્મની અસરે આ જંગલીપણાનો અંત આણ્યો હતો.

આ કુર ખેલને અંગે કેટલાક સુસ્મરણીય બનાવો પણ બન્યા છે અને તેમાંનો એક ગુલામ એન્ડ્રોકલસનો છે આ ગુલામ એન્ડ્રોકલસને કોલોઝીઅમના એરીનામાં જંગલી પ્રાણીથી ફાડી નંખા-

વવાની શીક્ષા થઇ હતી તે વખતે આખુ કૉલોઝીઅમ પ્રેક્ષકોથી ભરાઇ ગયું હતું તેના ઉપર એક ભયંકર મોટા કદનો જંગલી સિંહ એરીનામાં છોડી મુકવામાં આવ્યો હતો; પણ તે પ્રાણી આ ગુલામને જોઇ પહેલાં અટક્યો, પછી પુછડી હલાવતો તેની પાસે ગયો અને છેવટે તેનો હાથ ચાટવા લાગ્યો. એન્ડ્રોકસ તે સિંહ ઉપર હાથ ફેરવવા લાગ્યો. આ બનાવથી તે દ્રશ્ય બંધ કરવામાં આવ્યું અને રોમન શહેનશાહે તેને પોતાની પાસે બોલાવ્યો. તેણે આફ્રીકામાં હતો તે વખતે જંગલમાં પોતાના માલીકના ત્રાસથી નાશી જઇ જંગલનો આશરો લીધો અને ભૂખમરાથી મરવાનું નક્કી કર્યું હતું તેની વિગત કહી. તે નાશીને એક ગુફામાં ભરાયો હતો ત્યાં તેણે એક સિંહને આવતો જોયો. તેના પગમાંથી લોહી નીકળતું હતું અને તે ભયંકર ગર્જના કરતો તેની પાસે આવતો હતો. તેની પાસે સિંહ આવ્યો. તેણે તેના પગમાં ભરાઇ રહેલો એક મોટો કાંટો કાઢયો અને ઘાને ધોઇને તેનું દુ:ખ કમી કર્યું. આથી સુખી થયેલો સિંહ પોતાનો પંજો તેના ખોળામાં મૂકી આ પોતાના મિત્રની પાસે ઉંઘી ગયો. આ રીતે ત્રણ વર્ષ તેમણે મિત્રાચારીમાં ગાળ્યા. સિંહ ખોરાક લાવતો અને બન્ને ખાતા. આવા જીવનથી કંટાળી તે ત્યાંથી એક દિવસ નાઠો પણ ત્યાં તે પાછો પકડાઇ ગયો અને ગુલામ તરીકે રોમ મોકલવામાં આવ્યો. અહીં જે સિંહ તેને મારવા માટે છોડવામાં આવ્યો હતો તે તેનો પેલો મિત્ર સિંહ હતો તેણે તેને બચાવી લીધો હતો. આ વાત સાંભળી લોકોની માગણીથી વાર્તા સાચી હતી એવી ખાત્રી થતાં એન્ડ્રોકસને ગુલામીમાંથી મુક્ત કરવામાં આવ્યો અને ત્યાંથી રોમની શેરીઓમાં એન્ડ્રોકસ અને તેનો સિંહ તેનો કુતરો હોય તેમ ચાલ્યા ગયા. રોમના લોકોએ સિંહ ઉપર ફુલ વરસાવ્યા અને તેને "મનુષ્યની ધર્મશાળાનો રક્ષક" અને તે ગુલામને "પશુઓનો વૈદ" એવું ઉપનામ આપ્યું. પણ આવા બનાવ તો કવચીત બનતા. કૉલોઝીઅમમાં નાશ પામેલા ગ્લેડીએટરો, ખ્રીસ્તી શહીદો, ગુન્હેગારો અને બીજાઓ મળી કુલ પાંચેક લાખનો સંહાર થયો હશે એમ કહેવાય છે.

રોમના મહારાજ્યની પડતી પછી કૉલોઝીઅમનો ઉપયોગ જુદી જુદી રીતે થયો હતો. કેટલીક વખત બે પરસ્પર લડતા શત્રુઓના ભરાઇ રહેવાના કીલ્લા તરીકે તેનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. આવા પ્રકારની વિવિધ સ્થિતિમાંથી ઇ. સ. ૧૩૧૧ માં લોકોએ જાહેર ઇમારત તરીકે તેની માગણી પોપ ક્લેમેન્ટ પાંચમા આગળ કરી અને તેણે તે રોમના ન્યાયખાતાના વડાઓ તરફ મોકલી આપી અને પરિણામે તે જાહેર ઇમારત તરીકે લોકોને સોંપી દેવામાં આવી.

ઇ. સ. ૧૩૩૨ ની ૩ જી સપ્ટેમ્બરે તે કૉલોઝીઅમ રમત ગમત માટે ફરીથી ચાલુ થયું અને તેમાં રોમનાં સુપ્રસીદ્ધ પ્રાચીન કુટુંબો ભાગ લેવા લાગ્યાં. આવા એક યુદ્ધમાં ૨૫ ગોધા અને ૧૮ ઉમરાવો મરણ પામ્યા. ત્યાં આ છેલ્લુ આવું યુદ્ધ થયું. ત્યાર પછી સત્તર વર્ષે એટલે ઇ. સ. ૧૩૪૯ ના સપ્ટેમ્બરમાં કોલા ડી રીન્ઝોના સમયમાં એક ભયંકર ધરતીકંપ થયો અને તેની બે બાજુ ખંડીત થઇ. સત્તરમા સૈકામાં કૉલોઝીઅમને પ્રજાની મીલ્કત ગણવાનો ઢંઢેરો બહાર પડયો અને પરીણામે ગમે તે માણસને પોતાના મકાનને માટે તેનો ઉપયોગ કરવાની સ્વતંત્રતા મળી. આ જાહેર ઢંઢેરાને પરિણામે કારડીનલ રીઍરીઓ, શહેરમાં કેન્સીલેરીઆ નામનો પોતાનો મહાન મહેલ બાંધવા પથ્થર ઉપાડી ગયો અને પોપ પોલ બીજાએ પણ હાલ પેલાઝો વેનેઝીઆ કહેવાતો તેનો ભવ્ય મહેલ કૉલોઝીઅમના પથ્થરથી બાંધ્યો. પોપ પોલ ત્રીજાએ પેલાઝો ફારનીઝનો જબરો મહેલ તેના આરસ અને બીજી વસ્તુઓથી બાંધ્યો. તેમજ પ્રાચીન નાટયગૃહો માર્સેલસ અને બાર્નેની પણ આ કૉલોઝીઅમમાંથી લાવેલા પથરામાંથી બાંધવામાં આવ્યાં. આથી રોમમાં એક કહેવત થઈ પડી કે "What the barbarians left undone the Barberini finished" જે જંગલીઓએ

કર્યા વિના રહેવા દીધું તે બરબરીની વંશના પુરૂષોએ પુરૂં કર્યું અર્થાત રોમની આ જાહેર ઇમારતની વસ્તુઓની લુંટ કરી.

પોપ બેનીડીક્ટ ચૌદમાએ ઈ. સ. ૧૭૫૦ માં એક ઢંઢેરો બહાર પાડી આ વિનાશ અટકાવ્યો અને જે કોઇ આ પ્રાચીન સ્મરણસ્થંભની વસ્તુઓ લઇ જશે તેને ધર્મ બહાર મૂકવાનું જાહેર કર્યું. આજ પોપે કોલોઝીઅમમાં ચૌદ ક્રોસનાં સ્થાન તેમાં રચ્યાં અને તેના મધ્યમાં એક ક્રોસ મૂક્યો. તેનો વિચાર ત્યાં મરણ પામેલા ખ્રિસ્તી શહીદોના માનમાં એક દેવળ રચવાનો હતો પણ તે અમલમાં મૂકે તે પહેલાં તેનુ મરણ થયુ. આ બધાં ક્રોસનાં સ્થાનનો વિનાશ થઇ ગયો છે. ફક્ત એક જ હાલ ઉભેલું ત્યાં જનાર કોઈ પણ જોઇ શકે છે. વચ્ચમાંનો ક્રોસ પણ ખોદાણ કરવાના બ્હાને ઇ. સ. ૧૮૭૨ માં વીક્ટર ઇમેન્યુઅલ બીજાના વખતમાં કમાન્ડર પીટ્રો રોઝાએ ૧૮ ફીટ ઉંડુ ખોદાણુ કર્યું અને તેનો મૂળ પ્લાન ખોદી કહાડયો. અને ખોદતાં ટાઇબર તરફથી એક ગટર અને રોમન શહેનશાહને જાહેર રીતે આવવાનો તથા ગુપ્ત રીતે ચાલ્યા જવાનો દરવાજો પણ મળી આવ્યો. આ ખાનગી રસ્તો ૯૦૦ ફીટ લાંબો હતો અને તે પેલેટાઇનના સીઝરના મહેલમાં જઇ મળતો હતો. તે કોમોડસે બનાવ્યો હતો અને આજ રસ્તામાં તેનું ખુન થતાં થતાં રહી ગયું હતું.

આ કોલોઝીઅમની અંદર બાવીસ કેદખાનાં હતાં અને તેમાં જે કમનસીબ કેદીઓને એરીનામાં નાશ થવાનો હતો તેમને તેમાં પૂરવામાં આવતા હતા. આ હતભાગ્ય મનુષ્યોમાં ગુલામો, સામાન્ય ગુન્હેગારો, યુદ્ધના કેદીઓ, યાહુદીઓ, ખ્રીસ્તીઓ અને તેઓના મત પ્રમાણે દેવને તિરસ્કારનારાઓ હતા. ખ્રીસ્તી ધર્મના શહીદોમાં પ્રથમ સેઇન્ટ ઇગ્નેટીઅસ-એન્ટીઓકનો બીશપ હતો. જંગલી પ્રાણીઓ તેના ઉપર છોડી મૂકવામાં આવતાં તેણે પોતાના હાથ ઉંચા કરી પોતાની ધર્મની શ્રદ્ધા જાહેર કરી હતી. જોતજોતામાં તેનો પ્રાણીઓએ નાશ કરી નાંખ્યો. ત્યાર બાદ સેઇન્ટ પોલીકાર્પ, સેઇન્ટ પ્લેસીડસ ધર્મશહીદો થયા. સેઇન્ટ પ્લેસીડસ, તેની પત્ની ટોપીસ્ટ અને તેની બે પુત્રિઓને ખ્રીસ્તી તરીકે હેડ્રીઅને જંગલી પ્રાણીઓના ભક્ષ તરીકે એરીનામાં હોમ્યા. આ પ્લેસીડસ હેડ્રીઅનનો લશ્કરનો સરદાર હતો અને તેણે એક વિજયના વખતમાં જ્યુપીટરને બલીદાન આપવાની ના પાડી છે. તેના કુટુંબને એરીનામાં લાવવામાં આવ્યું અને જંગલી સિંહ અને કુકરો તેમના ઉપર છોડી મૂકયાં. દંતકથા એવી છે કે આ પ્રાણીઓ તેમને ઇજા કરવાને બદલે તેમની પાસે નિર્દોષ બાળક જેવાં બની ગયાં અને રમવા લાગ્યાં. આથી વિશેષ ઉશ્કેરાઇ હેડ્રીઅને તેમને જીવતાં બાળી નંખાવ્યાં.

આ ત્રાસદાયક કરૂણ કથામાં બે બીજા ધર્મને અર્થે પ્રાણત્યાગનાં દ્રષ્ટાંતો કહીશ. આ બન્ને શહીદો સ્ત્રીઓ હતી. એકનું નામ સેઇન્ટ પર્પેટ્યુઆ અને બીજીનું નામ સેઇન્ટ ફેલીસીઆ. શહેનશાહ સેપ્ટીમસ સેવેરસના હુકમથી તે બન્નેને આફ્રિકાના પ્રોકોન્સલ મીનુટીઅસ ફર્મિનીઅન્સે પકડી હતી. આ સેપ્ટીમસ સેવેરસે સર્વ ખ્રીસ્તી Converts નો નાશ કરવાનો હુકમ કર્યો હતો.

પરપેટ્યુઆ ૨૨ વર્ષની યુવાન સુંદર સ્ત્રી હતી. તેનું કુટુંબ ઉમરાવનું હતું. સુસંસ્કારી હતી અને તેની દયાને લીધે તે પ્રખ્યાત હતી. તેનાં માબાપ વૃદ્ધ હતાં; અને તેને એક ધાવણું બાળક હતું.

ફેલીશીઆ જો કે ઉમરાવ કુટુંબની ન હોતી તો પણ પરણેલી તો હતી. તે પરપેટ્યુઆ કરતાં નાની હતી અને તેને આઠમો માસ જતો હતો. આ બન્નેને રોમન શહેનશાહના હુકમથી જેલમાં નાંખવામાં આવ્યાં હતાં. જેલખાનાના ત્રાસજનક સ્થાનમાં ધર્મશ્રદ્ધાએ તેમનામાં બળ પ્રેર્યું હતું. તેઓને વારંવાર પૂછતાં તેમણે પોતાની અડગ ધર્મશ્રદ્ધા જણાવી હતી અને તેથી તેમને "જંગલી પ્રાણીઓથી ફાડી નંખાવવા" નો હુકમ થયો હતો. નક્કી કરેલે દિવસે તેમને એરીનામાં લઇ જઈ

તેમને જાળીથી બંધ કરી દેવામાં આવ્યાં અને તેમના ઉપર જંગલી ગાય છોડી મૂકી. જોકે ગાયે તેમના ઉપર બે વખત હુમલો કર્યો પણ છતાં તેમને મારી નાંખ્યા નહી ત્યારે લોહતરશી રોમન પ્રજાએ 'છેલ્લો ફટકો, છેલ્લો ફટકો' કરી બૂમો પાડી અને ગ્લેડીએટરે તેમને ફટકો માર્યો. ફેલીસીઆ તુર્તજ મરણ પામી પણ આ ભયંકર કાર્યના ત્રાસથી વા ગમે તે કારણથી પણ પરપેચ્યુઆને તે બરાબર ઘા કરી શક્યો નથી. આ જોઇ પરપેચ્યુઆએ તેના હાથમાંથી હથીઆર લઈ પોતાના હૃદયમાં ભોંકી દીધું અને આ બે ધર્મપ્રાણ સંતો પ્રભુના દરબારમાં પહોંચી ગઈ.

કોલોઝીઅમમાં છેલ્લો મરણ પામેલો ખ્રીસ્તી એક ફ્રેંચ સાધુ હતો. તે "પવિત્ર દાતા"ના નામથી ઓળખાતો. ઇ. સ. ૧૭૮૩ માં કોલોઝીઅમના એક કેદખાનામાં સુતો અને તે ત્યાં જ અપવાસ વગેરેથી મરણ પામ્યો. તેને ઈ. સ. ૧૮૬૦ માં પોપ પાયસ નવમાએ સંત તરીકે ગણ્યો અને પૂજ્ય જોસફ લેબ્રે-કોલોઝીઅમનો એ સાધુ એ નામથી તે પૂજાવા લાગ્યો.

અહીંઆં ભયંકર વાર્તા પુરી થાય છે. જગતમાં મનુષ્ય જાતને ભયંકર યાતનાથી નાશ કરવાનું આ કતલખાનું આજે અસ્તવ્યસ્ત સ્થિતિમાં આપણી નજરે પડે છે. તેના પથ્થરો ઉપડી ગયા છે અને આજે તે તેની ખંડેરની સ્થિતિમાં વિશેષ ભયંકર લાગે છે. તેની વચમાં ઇટાલીની ફેસીસ્ટ સરકારે એક ક્રોસ મુક્યો છે તે દરેક મુસાફરને ધર્મ માટે પ્રાણ ત્યાગ કરનાર સાધુ પુરૂષોને સ્મરણ કરાવી મનુષ્યોમાં રહેલી ક્રૂર જંગલી વૃત્તિઓ માટે દુઃખદાયક નિશ્વાસ મુકાવે છે.

કોલોઝીઅમને બહારની બાજુમાં દીવાલ ઉપર અનેક કાંણાંઓ નજરે પડે છે તેનાં જૂદાં જૂદાં કારણો જણાવવામાં આવે છે. પ્રથમતો જે લોકોએ તેના ઉપર હુમલો કર્યો તેઓ જ્યારે તેનો નાશ ન કરી શક્યાં ત્યારે તેમણે તેને બગાડી નાંખવા માટે કાણાં પાડયાં. બીજું જ્યારે રોમમાં આંતરવિગ્રહ (Civil wars) થયો ત્યારે હથીઆર અને બખ્તરો બનાવવા માટે લોઢાના ખીલાઓ તેમાંથી ખેંચી કાઢવામાં આવ્યા તેથી કાંણાં થયા. ત્રીજી જ્યારે દારૂગોળાની શોધ થઈ ત્યારે ગોળીઓ બનાવવા માટે સીસાની જરૂર પડી હશે તે મેળવવા તેના કાંણાં પાડયાં. અને ચોથું જે ખ્રીસ્તી ધર્મના અનુયાયીઓ કોલોઝીઅમમાં પ્રાર્થના કરવા એકત્ર થતા તેમને પ્રાયશ્ચિત રૂપે આ કમાનોમાં કાંણાં પાડવાનો હુકમ કરવામાં આવતો અને જેનું કાણું મોટું તેનું પ્રાયશ્ચિત વધારે સંપૂર્ણ એમ ગણવામાં આવતું. ગમે તેમ હો પણ આ કાંણાં આ ભયંકર ઈમારતની ભયકરતામાં ઓર વધારો કરી રહ્યાં છે.

જે જે મુસાફરો રોમ શહેરમાં આવે છે તેઓ રોમની બીજી ભવ્ય વસ્તુઓ સાથે આ કોલોઝીઅમ જોવા ગયા વિના રહેતા નથી. મનુષ્ય કેવી ભયંકર પશુતુલ્ય વૃત્તિઓમાંથી પસાર થઈ પોતાનું જીવન ઘડી રહી છે તેનાં જીવંત સ્મરણ ચિન્હ તરીકે આ કોલોઝીઅમ પ્રવાસીના હૃદયમાં કુતુહલ, આશ્ચર્ય, શોક અને દીનતા ઉત્પન્ન કરે છે.

પ્રાચીન જગતની સાત આશ્ચર્યકારક વસ્તુઓમાનું એક આ કોલોઝીઅમ છે. તેનાથી ઉતરતાં મનુષ્યને માટે ત્રાસજનક ગણાતાં બીજાં સ્થાનો જગતમાં છે પણ ક્રૂરતાના સ્મારક તરીકે કોલોઝીઅમનું સ્થાન અદ્વિતીય જ છે.



# આંદોલનો

## સાહિત્યનું નવસર્જન

૧. યૌવનનું સ્વકર્મ નવસર્જન છે. જ્યારે સમાજના કોઇ પણ અંગમાં બગાડો પેસે ત્યારે ત્હેણે એ દૂર કરી ત્યાં નવસર્જન કરવાનું છે. અને આજ સ્વે કર્મણિ અભિરત થવાનો યુગ શું નથી આવ્યો ? રાષ્ટ્રીય, સામાજિક, ધાર્મિક, નવસર્જનની આજ મ્હોટી જરૂર છે. અને એટલી જ જરૂર સાહિત્યના નવસર્જનની પણ આજ ઉભી થઇ છે. આજ આપણા સાહિત્યમાં એવી નિર્બળતા આવી છે ને હજી આવતી જાય છે, ત્હેની અવસ્થા ને વ્યવસ્થા એટલી તો ડોળાઇ ગઇ છે કે એને સુધાર્યા વિના હવે જરા યે ચાલે તેમ નથી. ગુજરાતના દરેક ઉગતા—નવીન સાહિત્ય-સર્જક એ બગાડો દૂર કરવા માટે સાહિત્યનું નવ-સર્જન કરવા કટિબદ્ધ થવાની ઘણી જરૂર છે. જીવન અને સાહિત્યનો સંબંધ પરસ્પર ઉપકારક છે. એટલે કે જીવનમાંથી સાહિત્ય ઉદ્‌ભવે છે ત્હેવી જ રીતે સાહિત્ય પણ જીવનને ઘડે છે. જેવું આપણું સાહિત્ય હશે એવું આપણું જીવન દેખાશે, એવું આપણું જીવન ઘડાશે. સાહિત્યના નવસર્જકે જીવનના એવા અંશોનો જ અભ્યાસ કરવો જોઇએ કે જેમાંથી જીવનનું સૌન્દર્ય પ્રાપ્ત થતું હોય. અને બીજું, એવા પ્રકારનું સાહિત્ય સર્જવું જોઇએ કે જેમાંથી જીવનને ઓજસ મળે, પ્રેરણા મળે, બલ મળે. જીવનને સાહિત્યમાંથી ઓજસ મળવું જોઇએ, બલ મળવું જોઇએ અને સાહિત્યને જીવનમાંથી કલાસૌન્દર્ય મળવું જોઇએ જીવનને બલ આપે અથવા તો સાચા કલાસૌન્દર્યનું દર્શન કરાવે એવું તત્ત્વ આજ આપણા સાહિત્યમાં કેટલું છે? બહુ જ થોડું. જીવનનાં સુખનું સૌન્દર્ય, જીવનનાં દુઃખનું સૌન્દર્ય, જીવનના આનન્દનું સૌન્દર્ય, જીવનની કરુણાનું સૌન્દર્ય—એ બધાનું ઉત્કૃષ્ટ દર્શન કરાવે, એનો આહ્લાદ આપે, એનાથી પ્રફુલ્લિત બનાવે એવી અમર કૃતિઓ આપણે ત્યાં કેટલી છે ! એ ઉણપોને પૂરવા આજ સાહિત્યના નવસર્જનની જરૂર છે.

૨. જીવનમાંથી જ સાહિત્યનું સર્જન કરવાનું છે એટલે પ્રથમ ત્યાં જ કાળજી રાખવી પડશે. જીવનમાં હોય તે બધું સાહિત્યમાં આવી શકે ખરૂં પણ સુરુચિ એ નવસર્જકનું સર્વમાન્ય ધોરણ હોવું જોઇએ. સાહિત્ય અને નીતિને કશો જ સંબંધ નથી એમ ઘડીક સ્વીકારી લઇએ ત્હોયે આટલું તો ખાસ ધ્યાનમાં રાખવું જરૂરનું છે કે સાહિત્ય અને સુરુચિને ગાઢ સંબંધ છે. જોકે નીતિમય કે પ્રબોધક સાહિત્ય જ સુરુચિકર છે એમ વિવક્ષિત કથી. પરન્તુ નીતિ કે અનીતિનો વિચાર ન કરવો હોય તો પણ સુરુચિનો તો દરેક સાહિત્યના નવ-સર્જકે કરવો જોઇએ. પોતાની પત્નીને જાહેર રસ્તા ઉપર ચુંબન કરવું એમાં જરા યે અનીતિ નથી તેમ પાપ નથી પણ એમાં સુરુચિનો ભંગ જરૂર થાય છે. આપણા એક વિદ્યમાન મ્હોટા સાહિત્યકારે ત્હેમના એક નાટકમાં રંગભૂમિ ઉપર કામક્રીડાના પ્રસંગની યોજના કરી છે. અલબત્ત, એમાં અનીતિ નથી એમ આપણે કબુલ કરી લઇએ પણ સુરુચિનું શું ! જીવનનો દરેક અંશ સાહિત્ય માટે નથી એમ જ આપણે સ્હમજવું રહ્યું. સુરુચિકર એટલું જ સાહિત્યમાં આવી શકે. અને તો જ એ સાહિત્યમાંથી જીવનના સૌન્દર્યનો સાક્ષાત્કાર થાય, ત્હેનો રસાનન્દ મળે. અને એથી યે વધારે નવસર્જક સ્હમજે તો વળી અધિકસ્ય અધિકમ્ ફલમ્ કે સત્યમાં, નીતિમાં ચારિત્ર્યમાં જેટલી પ્રેરણા છે, જેટલું ઓજસ છે, જેટલું કલાસૌન્દર્ય છે એટલું એકલી સુરુચિમાં યે નથી. એ નવસર્જકમાં જેટલું ચારિત્ર્યનું બલ હશે તેટલું એ તેજસ્વી સાહિત્ય સર્જી શકશે. ચારિત્ર્યનું પ્રાબલ્ય જ વીર્યશાળી, રસશાળી સાહિત્ય ઉદ્‌ભાવશે.

૩. સાહિત્યના નવસર્જકે અસ્મિતા ખીલવવી પડશે. પણ એણે ધ્યાનમાં રાખવું પડશે કે અસ્મિતા ને અહંતા એ બન્ને વિરોધી લક્ષણો છે. અહંતા એ તામસી છે ને અસ્મિતા સાત્ત્વિક છે. આજકાલ આપણા સાહિત્યક્ષેત્રમાં અહંતા સિવાય કશું જ જણાતું નથી એ ખરેખર શોચજનક પરિસ્થિતિ છે. અને अधो गच्छन्ति तामसाः સાહિત્યમાં જ્યારે સર્વત્ર અહંતાનું જ સામ્રાજ્ય પ્રવર્તે છે, જ્યારે દરેક સાહિત્યકારમાં તામસી

સત્તાભિલાષા જાગે છે ત્યારે સાહિત્યમાં અધોગતિ જ આવે છે. એ અધોગતિને લીધે સાહિત્યકારો વિવેકભ્રષ્ટ બનીને સાહિત્યની ઉપાસના કરવા કરતાં તામસી પ્રવૃત્તિઓમાં જ ગૂંથાય છે, ગૂંચાય છે ને સાહિત્યને, ત્હેની સુવાસને વિસારે મૂકે છે અને પછી **વિવેકભ્રષ્ટાનાં ભવતિ વિનિપાતઃ શતમુખઃ** સાહિત્યનો નવસર્જક એ હમેશાં ધ્યાનમાં રાખેજ કે સાહિત્યસેવા તે ભગવતી સરસ્વતીની સેવા છે અને એની સેવા સંપૂર્ણ સાત્વિકતાથી જ થવી જોઇએ. સાહિત્યક્ષેત્ર તે રણમેદાન નથી. એ સુકુમાર સરસ્વતી દેવીનું મન્દિર છે. ત્યાં સાત્વિકતાની જ સુવાસ પ્રસરવી જોઇએ. સાહિત્યક્ષેત્ર એ **કુન્દેન્દુતુષારહારધવલા ને શુભ્રવસ્ત્રાવૃતા** ભગવતી સરસ્વતીનું મન્દિર છે. ત્યાં શુભ્રતા સિવાય કશું શોભે જ નહિ. હૃદયની શુભ્રતા, કર્મની શુભ્રતા, વાણીની શુભ્રતા હોય તો જ સાહિત્યમાં સૌન્દર્ય ને સંસ્કારિતા આવે, રસ અને ત્હેનો આનંદ આવે, સત્ત્વ ને ત્હેનો પ્રકાશ આવે. સાહિત્યના નવસર્જકે આ બધું જીવનમાં કેળવવું પડે અને તે પછી જ તામસની તમિસ્રા દૂર કરવાનું સામર્થ્ય એ પ્રાપ્ત કરી શકશે. સાહિત્યના નવસર્જક! ઉઠ, ભગવાન ક્રાઇસ્ટે દેવમન્દિરના પૂજારીઓને કહ્યું હતું કે 'મ્હારા પ્રભુના નિવાસને ત્હમે ચોર ને શાહુકારોનું જુગારખાનું બનાવ્યું છે' તેમ તું યે જો કે શુભ્રવસ્ત્રા સરસ્વતીના મન્દિરમાં આજ તામસની કેટલી તમિસ્રા વ્યાપી ગઈ છે! તું ત્હારા જીવનમાં શુદ્ધ સાત્વિકતાની જ્યોત જગાવ અને એની ધવલતાથી એ મન્દિરમાં પાછી સુવાસ પ્રસરાવ. સાહિત્યનો દરેક નવસર્જક એ જ્યોત જગાવશે તો પાછી એ મન્દિરની શુચિતા જરૂર આવશે.

એ અસ્મિતાનો અર્થ એમ છે કે દરેક નવસર્જક એમજ માને કે મ્હારે જ સાહિત્યનો ઉદ્ધાર કરવાનો છે. અહંતાથી નહિં પણ સેવાની ધગશથી એમજ નિશ્ચય કરે કે હુંજ સૌથી મ્હોટો સાહિત્યકાર બની શકું. અને દરેક નવસર્જક એ મહેચ્છા રાખશે તો જરૂર સાહિત્ય ઉચ્ચ કક્ષાએ પહોંચશેજ. આજ નવસાહિત્યકારોમાં જો કશાયે ~~જરૂરી~~ ઝરૂરિયાત હોય તો તે સાત્વિક મહેચ્છાની genuine ambition ની છે. મહેચ્છા વિના પ્રગતિજ નથી. અને એનો અભાવજ આજ સાહિત્યનો રોગ થઈ પડયો છે. એ અભાવને લીધેજ આજકાલ અસંખ્ય ક્ષણજીવી લખાણો લખાઈ રહ્યાં છે. ને અઠવાડિકો ને માસિકો પોષાઇ રહ્યાં છે. એમાંથી નવસર્જન કરવા સાહિત્યના નવસર્જકે સાત્વિક મહેચ્છા કેળવવી પડશે. પણ અહંતાભરી, રાજસી મહત્ત્વાકાંક્ષા જેટલી ઘાતક છે તેટલીજ સાત્વિક પોષક છે. 'ઉચ્ચ કૃતિઓજ લખાય' એવી ભાવના કેળવાશે ત્યારેજ એ મહેચ્છા સર્જાશે. અને હમેશાં ઉંચા આદર્શોજ ઉચ્ચ કૃતિઓ સર્જાવે છે. ગ્રીસની માતાઓ પોતાનાં મકાનોમાં સશક્ત દેવોનાં પૂતળાં રાખતી અને ત્હેવાં બાળકોનું સર્જન વાંછતી આરબ સ્ત્રીઓ પોતાનાં બાળકોની આંખના સૌન્દર્ય માટે મૃગલાંનો સહવાસ રાખતી કહેવાય છે. આમ સાહિત્યના નવસર્જકે એ કૃતિ સર્જ્યા પછીયે ત્હેણે સ્પાર્ટન આદર્શ અમલમાં મૂકવો પડે ને એ સર્જન નિર્બલ હોય તો ત્હેનો વિનાશજ ઇષ્ટ છે. હા, સ્પાર્ટન માતાઓ પોતાનાં બાળકોનો ધ્વંસ ન સહી શકતી છતાં રોગનાં નિર્બળ બાળકોને તો માર્યેજ છૂટકો હતો. તેમ પોતાની કૃતિનો વિનાશ કરતાં જીવ નહિ ચાલે પણ બલવાન, તેજસ્વી, પ્રફુલિત સાહિત્ય સર્જવું હોય તો એમ કરવુંજ પડશે. પછી કોઈ પણ પ્રલોભન આવે તે દૂર કરીને પણ એ આદર્શનિષ્ઠ રહેવુંજ પડે. કોઇ મિત્ર તંત્રી આગ્રહ કરશે, કોઇ સ્થળે પ્રસિદ્ધ કરવાની ઇચ્છા જાગશે પણ બધું દૂર કરવું પડે. સાહિત્યના સર્જકે વિશાળતા કેળવવી પડે. અને ક્ષુદ્રતા, પ્રસિદ્ધિમાં આવવાનું પ્રલોભન દૂરજ મૂકવું પડે. કોઇને ખુશ કરવા લખવું, કોઇને આકર્ષવા લખવું, કોઇના મિત્ર તરીકે લખી આપવું, કોઈનાં પાનાં ભરવા લખવું વગેરે ક્ષુદ્ર પ્રવૃત્તિઓ ત્હેણે દૂરજ કરવી પડે. લખવું તો ચિરંજીવ રહે તેજ લખવું. અમરતાની આકાંક્ષા જ્યારે દરેક સાહિત્યસર્જકમાં ઉગે ત્યારેજ ઉત્કૃષ્ટ અને સાંસ્કારિક સાહિત્યનું સર્જન થાય. હા, તે માટે ત્હેણે વર્ષો સુધી અપ્રસિદ્ધિમાં રાહ જોતા બેસી રહેવું પડે. અમર કૃતિઓ દરરોજ નથી લખાતી.

૪. સાહિત્યના નવસર્જકે સાહિત્યનું બ્રહ્મચર્ય પાળવું પડે. પરકીય સાહિત્ય સાથે અમુક હદ સુધીજ ત્હેનાથી સંબંધ રાખી શકાય. અને અમુક

વર્ષ સુધી તે કીર્તિ, પ્રસિદ્ધિ, યશ વગેરેનું પ્રલોભન છોડીને, દાબીને પોતાનું સર્જન અપ્રસિદ્ધજ રાખે.—ત્યાં સુધી એ બ્રહ્મચર્ય પાળે. પરકીય સાહિત્ય સાથે, પોતાની કૃતિ વિષયે તો જરાયે સંબંધ ન રાખવો જોઇએ. એનો અર્થ એમ કે પોતાની કૃતિ રચતી વખતે છાની રીતે કે અર્ધ-જ્ઞાનપણે પણ પરકીય કૃતિનો અંશ પોતાનામાં ન આવે એ ત્હેણે ખાસ સંભાળ રાખવી. સાહિત્યના નવસર્જકમાં એટલી સત્યનિષ્ઠાને પ્રત્યક્ષ ચારિત્ર્ય હોવું જોઇએ કે જરાક પણ છાની રીતે પરકીય અંશનું સેવન કરી ત્હેણે બ્રહ્મચર્યનું સ્ખલન ન કરવું જોઇએ. બીજાનું પોતાને નામે ઘુસાડતાં રહેતું અંતઃકરણ ડંખતું જોઇએ. લખવું તો તો સ્વતંત્રજ લખવું. મૌલિકતાને જ અમરતાનો પટો મળે છે. અલબત્ત, દરેક સાહિત્યસર્જક બધું પોતાનુંજ ઉત્પન્ન નથી કરતો. પણ ત્યાંયે જોઇશું તો બીજા પાસેથી પ્રેરણાજ લઇને બાકીનું બધું પોતાનુંજ સર્જે છે એમ જણાશે. સાહિત્યનો નવસર્જક પ્રેરણા બીજેથી લે ત્હેમાં વાંધો નહિં પરન્તુ બીજાનું પોતાને નામે ચલાવે એમાંજ વાંધો છે. અને પ્રેરણા યે ન્હાની તળાવડી કરતાં મહાન સરોવરોમાંથી લે તે ઇષ્ટ છે. કારણકે ઉપર કહ્યું તેમ ઉચ્ચ આદર્શોજ ઉચ્ચ કૃતિઓ સર્જાવશે. એક ઉદાહરણ લઇશું આપણા કવિ ન્હાનાલાલ એમણે આખી ડોલનશૈલી શેક્સપિયર પાસેથીજ લીધી છે. જો કે લઇને છેકજ બગાડી નાંખી છે. એમણે પોતાનું પદલાલિત્ય ટેનિસન પાસેથી લીધું છે. જોડણી નરસિંહરાવ પાસેથી લીધી છે. પોતાના રાસસંગ્રહનો ઘણો મ્હોટો અંશ લોકગીતોમાંથીજ સર્જ્યો છે. એમના જયા જયન્તમાં પ્રેમાનન્દના નળાખ્યાનની પુષ્કળ પ્રેરણા છે એમાંનો પેલો વિખ્યાત દેવર્ષિ અને ત્રિકાલનો પ્રવેશ છે ત્હેની પ્રેરણા આપણને મકબેથના એક પ્રવેશમાં જણાશે. એ બધું છતાં આપણા મોટા કવિ છે. કારણ? એ બધી પ્રેરણાઓ છતાં યે એમણે પોતાનું વ્યક્તિત્વ નિરાળુંજ ખીલાવ્યું છે. સાહિત્યના નવસર્જકે એવી મૌલિકતા કેળવવી પડે. ભલે જીવનમાં એકજ મૌલિક કૃતિ સર્જાય પણ એ પચ્ચીસ ક્ષણજીવી કૃતિઓ કરતાં વધારે મૂલ્યવાન છે એ ત્હેણે સમજી લેવું જોઇએ. હા, પોતાની કોઇ રચનામાં અદ્ભુત રીતે બીજા સાહિત્યકારમાં સામ્ય આવે તો વાંધો નહિં. એમાં અન્તે મૌલિકજ ગણાય ઉપરનોજ દાખલો લઇએ.

વડાં પાથર્યાં આભનાં પત્ર કાળા,
લખી તેજના શબ્દથી મંત્રમાળા.
દિશા કાલદોરે ગૂંથ્યા સૌ ખગોલે;
મહાગ્રંથ બ્રહ્માંડનો બ્રહ્મ ખોલે.

એ ન્હાનાલાલના શ્લોકના ભાવનું ઘણું સરસ સામ્ય અલેકઝાંડ્ર ડુમાના કાઉન્ટ ઑફ મોન્ટેક્રિસ્ટો નામના નવલમાં એક સ્થળે જણાય છે. એમનીજ

ઘોરે અઘોર નીર સાગર કાલ કેરો.

એ પંક્તિનું સામ્ય વર્ડ્ઝવર્થની નીચેની પંક્તિમાં જરાક જણાશે.

And hear the mighty waters rolling evermore.

સાહિત્યના બ્રહ્મચર્યનું બીજું અંગ પણ સતત એક નિષ્ઠાથી પાળવું પડે. એટલું તો ખરૂં જ કે કોઇ નવસર્જક ત્રીસ વર્ષ પહેલાં જીવનના સુક્ષ્મ અભ્યાસના નવનીત જેવું સાહિત્ય સર્જી શકે નહિ. અલબત, અપવાદોની વાતો જૂદી છે પણ સામાન્ય રીતે ત્યાર પ્હેલાં લખાયેલા સાહિત્યમાં એ સૂક્ષ્મતાનો અભાવજ જણાય ને છીછરાપણું જ વધારે હોય. એનો અર્થ એમ નહિ કે ત્રીસ વર્ષ સુધી કશું લખવું જ નહિ, પણ એટલું તો ખરૂં જ કે એટલી વય સુધી નવસર્જક જીવનનો અભ્યાસી છે એટલે ત્હેણે અભ્યાસને અંગે 'એકસરસાઇઝ' લખે તેમજ લખવાનું હોય. શીખવા માટે લખવાનું હોય. ગંભીર રીતે લખવાનું તો ત્હેણે પૂરા અભ્યાસ પછીજ શરૂ કરવું જોઇએ. મ્હોટા સાહિત્યકારોમાંના ઘણાંએ મોડુંજ શરૂ કર્યું હોય છે. શેક્સપિયરે લગભગ પચીસમે વર્ષે શરૂ કર્યું હતું. પ્રેમાનન્દે લગભગ ત્રીસમે વર્ષે ને ગોવર્ધનરામે ત્રીસ વર્ષ પછી શરૂ કર્યું હતું. અંગ્રેજી નવલનો પિતા ગણાય છે તે રીચાર્ડસને પચાસમે વર્ષે સાહિત્યજીવન શરૂ કર્યું હતું. બર્નાર્ડ શૉએ પણ પોતાના તેજસ્વી લખાણો મોડાં શરૂ કર્યાં છે. ટુંકામાં, નવસર્જકે પ્રસિદ્ધિમાં આવવાની ઉતાવળ ન રાખતાં વિદ્યાર્જનમાં ધૈર્ય રાખી પોતાની પ્રગતિ સાધવાની છે. ત્હેણે

સાચા આત્મભાન પછી પોતાનું મૂલ્ય આંકવાનું છે અને પછીજ બહાર પડવાની ઇચ્છા રાખવી જોઇએ. નવસર્જકે ધાંધલીયા વૃત્તિ દૂર મૂકીને અભ્યાસમાં પહેલું નિમગ્ન થવું જોઇએ. જીવનમાં ઘણું ઘણું ભર્યું છે જેનો ત્હેણે સૂક્ષ્મ અભ્યાસ કર્યાજ કરવો જોઇએ. હર્ષ ને શોક, રૂદન ને હાસ્ય, આશા ને નિરાશા, સુખ ને દુઃખ, ડહાપણ ને મૂર્ખાઇ, ક્રોધ ને કરુણા, ઇર્ષ્યા ને સ્નેહ, એમ જીવનમાં ઘણું ઘણું ભર્યું છે. એ સઘળાનો સાહિત્યના નવસર્જકે પોતાની આસપાસના જીવનમાંથી અભ્યાસ કર્યાજ કરવો જોઇએ. પોતાની આસપાસના મનુષ્યો પોતપોતાની વૃત્તિઓ શી રીતે પ્રદર્શિત કરે છે, પોતાની અમુક ચિત્તવૃત્તિઓના આવેશમાં કેમ વર્તે છે, વગેરે સૂક્ષ્મ રીતે હંમેશાં જોતા રહેવું જોઇએ, અલબત, જીવનનો બધો અભ્યાસ અશક્ય છે. અને ત્યાં નવસર્જકે એ જીવનના બની શકે તેટલા અભ્યાસ સાથે Realistic Imagination નો ઉપયોગ કરવો પડે. એટલે કે કોઇ કૃતિના વસ્તુ માટે મળે તેટલી હકીકત મેળવીને બાકીનું ખૂટતું એવી કલ્પનાથી મેળવીને એમાં ગૂંથવું કે કૃત્રિમતા જણાય નહિ ને કૃતિ કલાત્મક બને. ન્હાનાલાલે તાજમહાલનું કાવ્ય તાજમહાલ જોયા વિનાજ લખ્યું છે ત્યાં એવી કલ્પનાનો ઉપયોગ કર્યો છે. પણ નવસર્જક ધ્યાનમાં જરૂર રાખે કે કલ્પનાનો અતિરેક કલા સૌન્દર્યનો ધ્વંસ કરે છે. કારણ કે જીવનના અભ્યાસ વિના, અનુભવ વિના કાલ્પનિક મનોસર્જનમાં કેટલું જીવન્ત સત્ત્વ હોય? નવસર્જક જે કાંઇ સર્જે ત્હેનો અંશત પણ પોતે જીવનમાં અનુભવ કે અભ્યાસ કર્યોજ હોવો જોઇએ. કેટલાક એમ માને છે કે બીજા સાહિત્યકારોના અભ્યાસ પછી એમની નકલ કરવાથી લેખક બની શકાય છે અને પછી એ લોકો શૉ કે ઇબ્સેન જેવા મહાન સાહિત્ય સર્જકોની નકલ–હાસ્યાસ્પદ નકલ કરી એવા સર્જકમાં ખપવાની મહત્ત્વાકાંક્ષા રાખે છે. એમનામાં અભ્યાસ કાંઇ નથી હોતો ને એવી પ્રવૃત્તિમાં પડે છે. પરિણામે ત્હેનું માનસ રોગી થઇ જાય છે અને રોગગ્રસ્ત ને ક્ષુદ્ર કૃતિઓજ એ સર્જે છે. એ એટલું યે નથી સમજતો કે શૉ ને ઇબ્સેન તો જીવનના મહાન અભ્યાસીઓને ફિલસુફો છે અને પોતે એક ન્હાનો વામનજી છે.

નવસર્જકે આ રોગથી ખાસ ચેતવું જરૂરનું છે. પોતાનાજ અભ્યાસ પછી ત્હેણે સર્જન કરવું જોઇએ. એને પ્રેરણા જોઇએ, અભ્યાસનો વિષય જોઇએ તો અસંખ્ય વસ્તુઓ પડી છે. એનામાં ખંત ને સૂક્ષ્મદષ્ટિ હશે તો ઘણું ઘણું છે, કોઈ ભાવિ સ્કોટ માટે કે શેક્સપિયર માટે સૌરાષ્ટ્રનું સાહિત્ય બ્હાર આવવા મંડ્યું છે. ધાંધલો મચાવવાથી કે જીવનની ને સમાજની મશ્કરીઓ કરવાથી સાહિત્યમાં ઉચ્ચ કૃતિઓ કદી પણ નથી સર્જાતી એ સાહિત્યના નવસર્જકે નિત્ય સ્મરણમાં રાખવું જોઇએ.

૫. સાહિત્યના નવસર્જકે શૈલી માટે ખાસ ધ્યાન રાખવું પડે. પોતાની નૈસર્ગિક શૈલી કરતાં બીજી કોઈ પણ શૈલી ઉચ્ચતર નથી. ઘણા લખનારાઓ બીજાની શૈલીનું અનિષ્ટ અનુકરણ કરવામાં પોતાનું તો ખૂએ છે પણ પારકુયે પોતાનું કરી નથી શકતા. ઘણા ખરા નવીન લખનારાઓ ન્હાનાલાલની શૈલીમાં બહુ સપડાય છે. ન્હાનાલાલની શૈલી એમને માટે જેટલી સૌન્દર્યોદ્ભાવક તેટલીજ બીજા માટે સૌન્દર્યની ઘાતક છે. એ ઝેરી શૈલી છે એમ કહીએ તો ખોટું નહિ. એ શૈલીની વિચિત્રતા, અવિવેક ને અસંગતતા અત્યારે તપાસવાને અવકાશ નથી. પણ આટલું તો ખરૂંજ છે કે એ શૈલી આજના ઘણા સાહિત્યના નવા લખનારાઓ ઉપર ખરાબ અસર કરી રહી છે. સાહિત્યનો નવર્જક એની અને બીજી બધી પરકીય શૈલીની અસરથી દૂરજ રહે એ ઇષ્ટ છે.

સાહિત્યના નવસર્જનમાં વિવેચનના ક્ષેત્રમાં પણ નવીનતા આણવીજ પડશે. "પ્રેમાનન્દે સાહિત્યની સેવા માટે પાઘડી ન્હોતી પ્હેરી માટે એ આપણો સૌથી મ્હોટો કવિ છે" એના જેવાં hackneyed અતિપરિચિત સત્યોને એ વિવેચનમાં સ્થાન ન રહે. સાહિત્યનો નવવિવેચક અવનવીન દૃષ્ટિએ વિવેચન કરશે. એ પ્રેમાનંદમાં અનેકવિધ તત્ત્વો શોધી કાઢીને નવાજ દૃષ્ટિબિન્દુથી ત્હેની તત્ત્વમીમાંસા કરશે. એ છીછરા સત્યોથી એનું કે બીજા સાહિત્યકારોનું મહત્ત્વ પ્રસ્થાપિત નહિ કરે. પ્રેમાનંદ આપણો શેક્સપિયર છે એમ એ કદી નહિ કહે. કારણ કે એ સૂક્ષ્મ દૃષ્ટિથી મૂલ આંકશે. નવાં નવાં સત્યો ને તત્ત્વો

કાઈ સાહિત્યકારમાંથી શોધે તેજ ખરો વિવેચક ગણાય. શેકસપિયરના વિવેચન માટે હજારો પુસ્તકો લખાયાં છે. સાહિત્યના નવસર્જકે એમ વિવિધ દૃષ્ટિબિન્દુથી અભ્યાસ કરી અવનવાં વિવેચનો લખવાં પડશે. હેણે વ્યક્તિપૂજા કે વ્યક્તિદ્વેષને બાજુએ મૂકી પોતાની સાત્વિકતાને લીધે ટીકા-ખોરવૃત્તિ રહિત તત્વમીમાંસાથી ભરપૂર વિવેચનો સર્જવાં પડશે.

બસ. વીણા નવયૌવનનું વાર્ષિક છે. સાહિત્યનાં નવયુવાન દ્રષ્ટા ઉગતાં નવસર્જનારાં માટે એ પોતાની સરાવલિનું આન્દોલન પાઠવે છે. એ એમ દ્રઢતાથી માને છે કે સાહિત્યમાં વિપ્લવ થવાની, ત્યાં નવસર્જન કરવાની ઘણી જરૂર છે, અને તે માટે નવા ઉગતા સાહિત્ય સર્જકોએ કટિબદ્ધ થવાની જરૂર છે. નવસર્જક સાત્વિકતા, વિશાળતા અને ધ્વન તથા સાહિત્યનો અભ્યાસ કેળવી ઇચ્છ્ય આદર્શો સેવશે તો જરૂર હેની શક્તિઓ વિકાસ પામશે ને એ નવસર્જન કરી શકશે. દરેક નવીન સાહિત્યકારને એ પ્રાપ્ત થાય એટલું ઇચ્છી વિરમીશું.

## પ્રાસંગિક

"વીણા" બંધ થયું છે એવી સર્વમાન્ય માન્યતા પ્રચલિત હોવા છતાં આજે પહેલાંના ત્રણ અંકો કરતાંયે વધારે નવતા પ્રાપ્ત કરીને બ્હાર પડે છે તેથી પ્હેલો **વીણાવરદણ્ડમણ્ડિતકરા** ભગવતી સરસ્વતીને નમ્રતાથી આભાર માની હેને પ્રણમીએ છીએ. આ અંકની બાહ્ય સમૃદ્ધિ માટે હેના સહાયક અમદાવાદના ઉત્સાહી ધનિક યુવાન રા. રા. **ચીનુભાઈ નારણભાઈ** પરીખ કારણભૂત છે. સાહિત્ય ઉત્તેજક સમાજે હેના એક ઠરાવથી ચોથા અંકની સઘળી વ્યવસ્થા એમને સોંપી છે અને એમણે પોતાની રસવૃત્તિ પ્રમાણે આ અંકને શણગારવામાં ઉણપ નથી રાખી એ સર્વ વાંચનારાઓ જોઈ શકશે.

વીણાના કાર્યમાં છાની રીતે ખંત ને ઉત્સાહથી ભાગ લેતા એક સમાજના સભ્ય જેમણે નામ પ્રસિદ્ધ કરવા ના કહી છે હેમનો ઉપકાર વીણા ન માને તો એ અગુણજ્ઞ ગણાય. વીણાના વ્યવસ્થાપક ભાઈ કૃષ્ણચન્દ્ર ગંગાશંકર બહુજ ઉત્સાહ ને કાળજીવાળું કાર્ય વીણાને અત્યંત ઉપકારક થયું છે એ અત્રે સ્વીકારવું જોઈએ. રા. ભાઈ ચીનુભાઈ હીરાભાઈએ રૂપિયા પચાસની ભેટ આપી છે તે માટે અમે એમનો આભાર માનીએ છીએ.

પરમ પૂજ્ય મહાત્માજીએ અમારું નિમંત્રણ સ્વીકારીને એમનો પ્રેરણાત્મક સંદેશો મોકલ્યો છે તે માટે અમે અમારી લાગણી શી રીતે દર્શાવીએ? અન્ય લખનારાઓએ અમારા કાર્યમાં સહકાર સાધ્યો છે તે માટે અમે એ સર્વેનો અંત:કરણપૂર્વક આભાર માનિયે છીએ. અને એમને વિશેષમાં વિનંતિ કરીએ છીએ કે એજ રીતે, ભવિષ્યમાં એ 'વીણા' માટે એમની મમતા દેખાડતા રહે.

સ. જ. ભ.



# યુવાનો !

## સાહિત્યની સેવા શી રીતે કરશો ?

સાહિત્ય ઉત્તેજક
સમાજના
સભ્ય થાઓ
કારણકે
એ
યુવાનોની જ
સંસ્થા છે.

વિગત માટે લખો.

મંત્રી
સા. ઉ. સમાજ
રાયપુર, અમદાવાદ

## વાંચવા તથા વસાવવા યોગ્ય

# ઉત્તમ નવાં પુસ્તકો.

| | |
|---|---|
| બાર સુંદર વાર્તાઓ | ૧-૪-૦ |
| દેવોને ખુલ્લા પત્રો (ખંધડિયાકૃત) | ૧-૪-૦ |
| તાતી તલ્વાર (ચાંપશી ઉદેશીકૃત) | ૧-૪-૦ |
| કલાપીના પત્રો | ૧-૪-૦ |
| સુશીલાના પત્રો | ૧-૪-૦ |
| શૃંગાર ત્રિવેણી (સચિત્ર) | ૧-૪-૦ |
| તણખા ભાગ ૧-૨ (ધૂમકેતુ) દરેકનો | ૧-૮-૦ |
| 'ત્રણ નાટકો' (સૌ. હંસા મ્હેતા બી.એ.) | ૧-૪-૦ |
| બાળ વાર્તાવલી (સચિત્ર) | ૧-૦-૦ |
| રાજ્યરત્ન બીરબલનો હાસ્ય ભંડાર | ૨-૮-૦ |
| વર્માની વિવિધ વાર્તાઓ (સચિત્ર) | ૨-૦-૦ |
| ૯ નવી વાતો (ખંધડિયા કૃત) | ૧-૮-૦ |
| ભુલનોભોગ (અદ્દભુતડિટેકટીવ નવલકથા) | ૪-૦-૦ |
| પ્રભાતના રંગ (વિજયરાય વૈદ્યકૃત) | ૨-૪-૦ |
| જગમોહિની અને નટરાજ (પ્રો. બેઇન કૃત સુંદર સચિત્ર નવલકથા) | ૨-૮-૦ |
| 'મસ્ત ફકીરની મસ્તી' હાસ્ય રસથી ભરપુર સુંદર સચિત્ર વાર્તાઓ | ૨-૦-૦ |
| 'દંપતિ વાર્તાલાપ' દરેક પતિ પત્નીએ મનન કરવા યોગ્ય | ૦-૧૪-૦ |
| રાસ તરંગિણી (સ્વ. બોટાદકર) | ૦-૧૦-૦ |
| કલ્લોલિની (સ્વ. બોટાદકર) | ૦-૧૨-૦ |
| જહાંગીર-નૂરજહાન (કવિ ન્હાનાલાલ) | ૨-૮-૦ |
| મઝુમદારનું સુંદર આલ્બમ વૉ. ૧ થી ૫ દરેકના | ૧-૧૨-૦ |
| ઠાકુરસિંહનું સુંદર આલ્બમ વૉ. ૧-૨ દરેકના | ૨-૦-૦ |
| કલિકા (કવિ ખબરદાર) | ૨-૦-૦ |
| ભજનિકા (કવિ ખબરદાર) | ૦-૧૪-૦ |
| કેકારવની પૂરવણી (કલાપી) | ૦-૮-૦ |
| ચિત્રા અને માલિની (ટાગોર) | ૦-૧૨-૦ |
| પ્રણય પંક (શરદ બાબુ) | ૨-૮-૦ |
| વીરની વાતો ભા.૧-૨-૩(સચિત્ર)દરેકના | ૨-૮-૦ |
| વીણા વાર્ષિક અંક ૨-૩ દરેકનો | ૧-૦-૦ |
| 'જંજીરને ઝણકારે' પ્રેમ અને શૌર્ય રસથી ભરપુર સુંદર સચિત્ર નવલકથા | ૧-૦-૦ |
| સ્નેહ લગ્નની સુંદરી | ૩-૮-૦ |
| માલાદેવી અને બીજાં નાટકો (બટુભાઇ ઉમરવાડીયાકૃત) | ૧-૮-૦ |
| પડદા પાછળ (યશવંત પંડ્યાકૃત ઉત્તમ નાટક) | ૦-૧૦-૦ |
| 'આનંદ લહરી' રસમય ૨૫ વાર્તાઓનો સુંદર સંગ્રહ, પાકું પુંઠું. પૃષ્ઠ ૩૦૦ | ૨-૦-૦ |
| દેશ દેશની દંત કથાઓ | ૦-૮-૦ |
| સેવા સદન (હાજીમહમદ શીવજીકૃત) | ૪-૪-૦ |
| મારો દેશ (ઐતિહાસિક) | ૨-૮-૦ |
| ઢોંગલી (ઇબ્સેનકૃત) | ૦-૧૨-૦ |
| મોગલયુગનું બંગાળા | ૧-૦-૦ |
| દુર્ભાગી દારા | ૩-૮-૦ |

**ખાસ લાભઃ**—એકી સાથે રૂ. ૧૦) કે વધુના ગમે તે પુસ્તકો મંગાવનારને પોસ્ટેજ માફ.

**સી. જમનાદાસની કું.** બુકસેલર્સ. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ ૨.

મુદ્ર છાપનાર: કુમાર પ્રિન્ટરી: અમદાવાદ

। ગ્રન્થ પું ૫ [illegible] ।

# વીણા

## માનવા · અને · પેરણાનું · વાર્ષિક

તંત્રી
દેશળજી પરમાર

પ્રકાશક : સાહિત્ય ઉત્તેજક સમાજ, અમદાવાદ
૧૯૩૦

# સાંકળિયું

ચિત્રો



પૂરક-ભાગ

સંયમરાજ અખંડ સહી બલપંથ-ભવિષ્ય અપૂર્વ ૬૩
દ્રષ્ટિ સમગ્ર વિશાળ રચી જગમન્દિર જીવનસ્વપ્ન ભરૂં

# ભદ્રવીર જતીન્દ્રનાથ દાસ

[ સ્વ. જતીન્દ્રનાથ દાસનો આત્મહોમ મૌનનો મહિમા ઉચ્ચારે છે અને જીવનના સિદ્ધ કળાધર ગાંધીજીએ તે મહિમાને પોતાના મૌન વડે ઉજ્જ્વલ કર્યો છે. પરંતુ જગતની કળાને ઝીલી જેને પોતાનું અને પોતાનાંનું જીવન-સંજીવન ખિલવવું છે તેને, સ્વર શબ્દ અને હૃદય-ધબકારની મદદ વડે કૃત્રિમ દીસતી કળાનો આશ્રય લેવો પડે છે. એમ કરવામાં એ પોતીકી ભાવમયતાને લીધે કૃત્રિમપણાને પણ સત્યતાનું સ્વરૂપ આપી દેવા પ્રેરાય છે. કેમકે, અંતે શબ્દ પણ મૌનનો જ સંકેત—આકાર છે. અને વાચા જ્યારે ભવ્યતાની ઝાંખી કરવા જાય છે ત્યારે તે અરૂપ અને અપૂર્વ કોઈક મૌનમૂર્તિનો અનુભવ કરતી હોય તેમ બનતી લાગે છે. લેખક ]

### ૧ યુવકવીર

બંગાળનો યુવકવીર જતીન્દ્રનાથ
જીતી ગયો જગત જીવન જન્મ મૃત્યુ,
જીત્યો વળી હૃદય ચિત્ત સ્વમાન શત્રુ;
સ્વાધીન કીધ નિજ રાષ્ટ્ર રહી જ દાસ.

### ૨ નર એ તપસ્વી

પંચાગ્નિજ્વાલ તપતો નર એ તપસ્વી
આદર્યો અનાશન કરી હરખી શુ અંગો,
છોડી ગયો સ્વજનના કટુ કર્મબંધો;
વૈકુંઠનો અતિથિ અમૃત એ તરસ્વી.

### ૩ મોહ્યો નથી

મોહ્યો નથી, નહિ ચળ્યો મધુ યૌવનોમાં
ચિત્તે ધર્યો પ્રણયનો રતિરાગ ?–ના ના,
આક્રાન્તરો અનુભવ્યો ધનલોભ ?–ના ના;
સેવ્યાં અહોનિશ વિશાળ સ્વરાજ્યમેળા.

### ૪ એ કેસરી

એ કેસરી વિષમ પારધી–પાશ જોઈ
ત્રાડયો કુદી: સખત જાળ વિશે ફસાયો,
વીત્યા દિનો—પરમી પ્રાણ ન ઝંપવાયો;
એથી રહે પુરુષસિંહ કદાપિ રોઈ?

### ૫ આત્મા સ્વતંત્ર

આત્મા સ્વતંત્ર—અતિ સૂક્ષ્મ નિગૂઢ તત્ત્વ
શોષાય ના પવનથી, ન ઘવાય શસ્ત્રે;
ભીંજાય ના જલધિએ, ન દીધાય અગ્ને;
બાળે ન પાવક: અખંડિત પૂર્ણ સત્ત્વ.

### ૬ મરજીવ મોટો

વર્ષે દિને ક્ષણ પળે—વયસાથ છોટો
શાખો નહિ અનુભવે, ના હરેલ શાન્ત,
આડો દરે, ચપલ, ના કમનીય કાન્ત;
ઘેલો જતીન અનિગો મરજીવ મોટો.

### ૭ તારો ખર્યો

તારો ખર્યો મધુર સુંદર પિંડ બાળી
—અસ્તોદયે દઢ ન શાશ્વત સૂર્યતેજ,
કે ના અમંગળ શનિશ્ચર વૃદ્ધ પ્રેત–
તારો ખર્યો—સકળ લોક રૂડો ઉજાળી.

### ૮ જીવનયજ્ઞ સાંધ્યો

તારો ખર્યો, અખિલ તારકસંઘ દીપ્યો
અંધારમાં પ્રબલ પૂર્ણ ઉઠયો પ્રકંપ,
દેખી શકયા વિપુલ અંતરમુદ અંધ;
જાજ્વલ્યમાન પ્રિય જીવનયજ્ઞ સાંધ્યો.

### ૯ 'ન હતો' થયો શું!

શું એ 'હતો' અધિક એ 'ન હતો' થયો શું!
શું એ નથી, સમય કે સ્થલમાં નથી શું!
વિજ્ઞાનમાં બદલતું સહુ નષ્ટ દીઠું!
જે દૃશ્ય ના નયનથી જગ સર્વ ખોટું!

### ૧૦ જગ ઉદ્ધરે એ

માટી વિના બીજ થકી ફણગો ફૂટે ને
સૌએ અહોનિશ વધે થઇ શાખ પાન,
સૌન્દર્યરૂપ ખિલતું ધરી તેજભાન;
બાંધી ફળો અવનવાં જગ ઉદ્ધરે એ.

### ૧૧ કલ્યાણ છે

ઉદ્ધાર છે–અવગણિ નવ કોઈની ત્યાં
'આ સ્થૂળ સૌ સલિલ કોમળ રૂપ ધરે,
આત્મા થઈ પ્રગટ મળ સ્વભાવ સારે;
કલ્યાણ છે–ક્રમ બને કદિ કોઈ ધીમાં.

### ૧૫ ભક્તિ-ઉત્સવનો વસંત

વ્યાપી ગયો ત્રિદિશે રસરૂપ અંશ
જે જે હતાં જડ સચેતન તે બનેલાં,
ને મંદપ્રાણ સહુ તીવ્ર ફરી થયેલાં;
આ તો અમોલ ભક્તિ-ઉત્સવનો વસંત.

### ૧૬ અદ્ભુત પુત્રરત્ન

'આલિંગશે પરમ દર્શિત વિશ્વલોક–
જે સાંપડ્યું વિશદ અદ્ભુત પુત્રરત્ન,
માતૃત્વ આ નિરખી સ્વાર્પણનો પ્રયત્ન;
આનંદભર તજશે નિજ ચિત્તશોક.

### ૧૭ મિલન ઈશ્વરબાળકોનું

એકત્વ આજ મધુરું પરમાણિઓનું
–મોંઘી અહો! વિરલ માનવના સુહાગી
મૈત્રીતણી સાજન રૂપકની મહાની–
આજે થયું મિલન ઈશ્વરબાળકોનું.

### ૨૧ મૃત્યુંજયી

મૃત્યુંજયી લડતનો વિરલો સિપાહી
શસ્ત્રાસ્ત્રશૂન્ય યતિને કયમ લેશ ચિન્તા?
રાજે પ્રભુત્વભર દિવ્ય પ્રભા અહિંસા;
સત્યાગ્રહી અન્તમાં ગરવો સિપાહી.

### ૨૨ કલિ-કાળ પીધો

એણે પ્રસન્ન વદને કલિ-કાળ પીધો
માણ્યો નથી સુખદ વૈભવ વર્તમાન,
જાણ્યું ન કૈં જ મન ભૂતભવિષ્યભાન;
દૈવી અદાલત કને નિજ શ્વાસ દીધો.

### ૨૩ બહુ પુણ્યશ્લોક

નિર્દોષ આત્મ તુજ કંચનવર્ણધારી
ચાલ્યો બની પળપળે બહુ પુણ્યશ્લોક,
ઊડચો વળી સ્થળસ્થળે ભરતો ત્રિલોક;
નિષ્પાપ મુક્ત મરવો મધુ પાપહારી.

### ૨૪ સૈકા થયાં

સૈકા થયાં ભરતભોમ રહી અતંત્ર
કંગાલ શબ્દ ભણનાર થયા અસ્પૃશ્ય,
દીર્ઘસ્થમાં ઝઘડતી કરતી કુકૃત્ય;
ગીતાતણા અદન જે વિસરી સુમંત્ર.

### ૨૫ ગરમ શોણિત છે ભળેલું

એ ભોમમાં જલદ ખાતર છે ભળેલું
પ્રત્યેક એ રજકણે નવબીજ ઊગે,
આજે વસંત બહુ કોટિક ફૂલ ફૂલે;
જેમાં નવું ગરમ શોણિત છે ભળેલું.

### ૨૬ રાષ્ટ્રે ફરે ધ્વજ

એ પ્રાણવંત કુસુમો રસરંગધારી
ચાલે અનુક્રમ રચી સહુ સ્નેહબંધ,
ખેલી રહે જ્વરવિહીન સ્વતંત્ર જંગ;
રાષ્ટ્રે ફરે ધ્વજ વસંત સમો વિહારી.

### ૨૭ અગ્રે ધસો

એ વેગ, આ નગર-ગ્રામ-વસંતિકાઓ!
મોહી રહો તરલ પાંખની ચાપચાપે?
શોણી રહો પ્રખર અંતર શાસ્ત્રીસે?
અગ્રે ધસો જગતજોગિની અંબિકાઓ.

### ૨૮ વ્રત કઠોર જ સેવિકાનું

આ સંયમી પ્રખર છે રસક્ષેત્ર ન્યારૂં
—જેમાં મનોહર ન ભૂષણના ઉમંગ,
ના ના જરી લલિત કોમળ વસ્ત્રસંગ;—
આ રાષ્ટ્રનું વ્રત કઠોર જ સેવિકાનું.

### ૨૯ જગ-જાગ માંડ

તો છોડ ઓ ભગિનિ! વૈભવમાદ તારૂં
—દૌર્બલ્ય દેહમનનું સઘળું ય છોડ,
તું શક્તિવીર્ય પ્રગટી જગ-જાગ માંડ;
આ યુદ્ધ સજ્જ કરજે તમ સૈન્ય સારૂં.

### ૩૦ દિવ્ય મહા અશાન્તિ

આજે ભરો વિકળ દિવ્ય મહા અશાન્તિ
એ દર્દભાર વસમા વિષનો પચાવો,
પ્રાશાન્ત અમૃત રસાયનને રચાવો;
ને ઝીલજો વદનવર્ચસ સોમકાન્તિ.

### ૩૧ શૃંગાર શો?

શૃંગાર શો?—ડગમગે બહુ હાડચામ
સંતોષ ના, મન અપંગ સમાં કલંકી,
વિશ્રામ ના, સતત શીતળ પ્રાણભક્ષી;
આનંદ શો?—નવ જહીં રતિભાર રામ.

### ૩૨ માનવધર્મ ભાળો

છોડી દિયો અહર નિષ્ક્રિય પંથમાળ
ને ભૂતવત્ સમ માનવધર્મ ભાળો,
દીનોતણી અનલ ક્રૂરદયા નિહાળો;
ત્રાડો બધી મૂન અનિષ્ટ સમાજજાળ.

### ૩૩ તૈયાર હો

તૈયાર હો: વિશુદ્ધ યૌવન સજ્જ થાઓ!
ગંભીર સ્પષ્ટ તપઉજ્જ્વલ પ્રજ્ઞ દૃષ્ટિ,
માંડો વિશાળ ઉરઉદાર નવીન સૃષ્ટિ;
સંદેશ ક્રાન્તિયુગનો સહસા પ્રકાશો.

### ૩૪ નવયૌવન! તુર્ત ઊઠ

અંધારગુપ્ત નવયૌવન! તુર્ત ઊઠ
તારું ઉઘાડ તપનાપભરેલ હાસ,
જામી ગએલ ઘનઘોર વિકાર ત્રાસ:
રાગાદિ વૈભવ રચી ન બનાવ પૂઠ.

### ૩૫ યુગના તપસ્વી

બત્રીશલક્ષણવતા યુગના તપસ્વી!
આ રાષ્ટ્રપ્રેમ ગરજે બલિદાન-સાદ,
ચાલો ભરી જગન સ્વાર્પણનો નિનાદ;
સારી ય સૃષ્ટિ પર દિવ્ય કરો યશસ્વી.

### ૩૬ યૌવન! કર્મયોગે

સૌન્દર્ય છે સુભગ એક સ્વદેશમોક્ષે
પાવિત્ર્ય છે કુલતણું સત્ય મુક્તિમંત્ર,
છે રિદ્ધિસિદ્ધિ સઘળી ય સ્વરાજ્યતંત્ર;
થાશે જ દત્તચિત્ત યૌવન! કર્મયોગે.

### ૩૭ ત્યારે વિષાદભર રુદ્ર

ત્યારે અઘોર નવતાંડવ નૃત્ય ગજે
દુષ્ટોતણા વિષમ સૌ મદમોહ છેદે,
મૂઢોતણું મન અમંગલ કામ ભેદે;
ત્યારે વિષાદભર રુદ્ર પ્રકોપ સર્જે.

### ૩૮ અપૂર્વ ક્રાન્તિ

ત્યારે ભયાનક ભરેલ સ્મશાનશાન્તિ-
ચંબા જશે ગગનમાં પણ પંચતત્ત્વો,
નિર્જીવ શા વિરમશે ક્ષણ સૃષ્ટિસત્ત્વો:
થાશે ભગીરથ સ્વરૂપ અપૂર્વ ક્રાન્તિ.

### ૩૯ અમર હો તપપૂર્ણ પંથ

ઉત્ક્રાન્તિનો અમર હો તપપૂર્ણ પંથ
-થાઓ પ્રફુલ્લભર પ્રોજ્જ્વલ વિશ્વહોમ,
પીવા પ્રકાશ બળતો બહુ રોમરોમ;
ને ખીલવો અજર યૌવન-આત્મરંગ.

### ૪૦ નવરાત ખેલો

મિત્રો હવે પ્રણયપ્રેરક શક્તિછંદે
આ ભારતી જનનીની નવરાત ખેલો,
પૂરો રમો પ્રલય વીરરસે ચડેલો;
ફેલેલ છે કરણુ-શર પવિત્ર જંગે.

દેશળજી પરમાર

---

## કાર્ય...કાર્ય

(પ્રાર્થના)

નાથ, લાગે તેવું નીપજાવવાની ઇચ્છાશક્તિ આપ;
જાણીએ તેવું આચરવાનું કાર્યબળ આપ; સંસ્કાર પાડવાને
પાણીદાર પોલાદની ધાર સમું તેજ એક કાર્ય આપ.

જ્ઞાન અમે ન માગીએ-જ્ઞાન તેં દીધું છે,
પણ નાથ! ઇચ્છાશક્તિ-એની જરુર વસમી છે.
ઉંડા લક્ષ્યની પાર એવું દે તું રચનાત્મક કાર્ય...કાર્ય.

(જ્હૉન ડ્રિન્કવૉટર)

# નિત્યનવીનને

૧

ઉર-મન્જનના દષ્ટા ! સ્રષ્ટા ધુનિ સુકુમારના !
રૂપ-જગતને જોજે, બાપુ ! અનુભવજે સદા:
રસ-કવિતના શૃંગારે ને મધુર સુદાવજે-
કવન-પ્રભુના સ્હેરાશે ત્યાં પ્રભુ પ્રકટાવજે !

૨

જગતભરના સૌન્દર્યોને ઝીલી તું ઝીલાવજે-
લલિત પુરુષ કે લાવણ્યે નો ચમત્કૃતિ ખાલશે !
પુરુષ સુજનના ચેન-પોની વિભૂતિ બની જશે-
નહી તું ભવના ભાવિકેરો વિધાયક તો થશે !

૩

દિનમણિ દીપે જેને ! કેવો પ્રતાપ-પ્રભા ભરે !
રજનિમણિ તો જાણે દીવે. જ્યોત્સ્ન અનંતનો !
પણ ગગનમાં તારા તો જો ! કરુણ સ્મિતે ભર્યા-
ગૃહજીવનમાં એવાં દીવા હસે રડતાં જ કો ?

૪

રસકણના એવી જેના ઝગે તું અરુણ શો !
ઉર તણી ઉષા ત્હારી તુંને બનાવતી સૂર્ય શો !
રવિ શશિ અને તારા ચૂડિ, પુરાતન ચેતને,
હસવી જગવે તુંને એ સૌ વિવેકરસેન્દ્રને !

૫

અનુભવી રહું આવું તેવા અનુગ્રહ પામજે-
કવિતભર તું ચાર રહેજે સનાતન શોઃ સખે !
ધુનિની ધૂનનો શ્રોતા હું યે ઘૂમું સહજીવને-
ગરજીશ સદા ઉદ્ગાતા હું, તું નિત્યનવીનને !

**લલિત**

# નરસિંહ મહેતાની જીવનકળા

**મા**નવજીવન પોતે જ એક મોટી અને નિગૂઢ કળા છે. કુદરતમાં જીવને માટે જે પ્રકારનો વિકાસક્રમ રચાએલો છે તેવો આપણે મનુષ્યજીવનમાં પણ જોઈ શકીએ છીએ. જેમ બીજમાંથી મૂળ, થડ, ડાળ, પાન, ફૂલ, અને ફળ અનુક્રમે આવે છે અને કાદવમાંથી જેમ કમળ ઉપજે છે તેમ માનવચિત્તનો વિકાસ પણ ઝીણી નજરે અદ્ભુત દર્શન કરાવે છે.

જીવન પોતાની કળા ખીલવવાને બીજી બધી સૃષ્ટિને આત્મવિકાસના સાધન તરીકે વાપરે છે. આમ કરવામાં એ સ્વાર્થવિવશ બની જતું નથી, પણ જગત સાથેનો મેળ અને વિશ્વસંજીવનનું ક્ષેમ મેળવવા એ દત્તચિત્ત અને આતુરહૃદયનું રહે છે. પંચમહાભૂતો અને સાહિત્ય, નૃત્ય જેવી કળાઓનો ઉપયોગ પણ તે પોતાનો અર્થ સારવા પૂરતો કરે છે. ભક્તકવિ નરસિંહ મહેતાના જીવનમાં પણ આવી જાતની જીવનકળાનો વિકાસક્રમ નજરે પડે છે. અને એમનું પોતે તો કહ્યું છે જ કે —

અમુક વિશિષ્ટ ક્ષેત્ર હોય છે જેના દ્વારા એ ઉત્કૃષ્ટ દર્શન મેળવે છે.*

બીજી રીતે જોઈશું તો નરસિંહ મહેતાના સ્થૂળ જીવનમાં કાંઈ ભારે પ્રસંગો, અકસ્માતો કે પરાક્રમો બન્યા નથી. એમનું જીવન બીજા કોઈ સાધારણ માણસના જેવું જ સામાન્ય છે. ભાભીબાબીથી રીસાએલ છોકરો ઘર છોડી જંગલના શિવાલયમાં તપ કરે છે, પાછો આવે છે; પેટાલગ્નાની માફક ગાય છે, નાચે છે; પરણે છે; પિતાનું શ્રાદ્ધ સારે છે. દીકરીનું મામેરું ભરે છે, દીકરાના વિવાહ કરે છે અને હુંડી લખી દે છે. રાજ્યનં-ત્રીઓને એનાં ઘેલાં કામોની ગંધ આવે છે. તેઓ નરસિંહ મહેતાને કેદમાં નાંખે છે. ત્યાં તરસ્યા હોય છે ત્યારે આવીને કોઈ પાણી પાઈ જાય છે. પછી એ છુટે છે. સ્ત્રી બાળકો વગેરે ગુજરી

---

*કવિ તરીકે ગણાવાનો મોહ સાચા કવિને કદી હોતો નથી; લોકો એને કવિ કહે ત્યારે નગુરકે તેને સાંભળ

જતાં એ પોતાની મનમાની ધુન મચાવવા નવરો પડે છે.

**પણ** જીવનનો મહિમા નાના મોટા પ્રસંગોમાં નથી પરંતુ એ પ્રસંગોને ક્રમપણે જીવવામાં છે. નાનામાં નાની વાત આ નજરે મોટી થતી માલુમ પડે છે. કલ્પનાશીલ હોય છે તે આને જોઈ શકે છે. નરસિંહ મહેતા કલ્પનાશીલ હતા. અને તેણે એ દરેક પ્રસંગને ભવ્ય વાતાવરણભર્યું રૂપ અર્પ્યું છે. રાસલીલાદર્શન અને તેનું ગાન આની કલ્પનાનું સત્ત્વ અને સરસ દૃષ્ટાન્ત છે. કૃષ્ણજન્મના અને શૃંગારનાં પદ પણ એવાં જ આર્દ્રદૃષ્ટિથી રમાએલ છે. નરસિંહ મહેતાના અખિલ કાવ્ય સાહિત્યમા એની કલ્પનાભરી દૃષ્ટિએ અપરંપાર ચિત્રસૃષ્ટિ ખડી કરી દીધી છે. વળી આત્મિક વિકાસમા ઘડતર કરનાં પણ વિશેષ ઉપકારક નીવડે છે અને તે વેળા કંઠસ્થ સાહિત્યનું સારામાં સારું સાધન હોઇ તે મુજબ નરસિંહ મહેતાએ પોતાની આત્મિક કેળવણી પણ સાથેસાથ સાધી છે.

**જો**કે નરસિંહ મહેતા વૈષ્ણવધર્મ પાળતા અને કૃષ્ણપ્રભુને 'નરસૈંયાના સ્વામી સાચા' માનતા; તોપણ વૈષ્ણવજન તરીકેનું એમનું સ્વરૂપ અમુક વૃત્તિ અને વર્તનમાં જ સાચી રીતે ખિલી ઉઠ્યું છે. 'વૈષ્ણવજન તો તેને રે કહીએ જે પીડ પરાઈ જાણે રે' એ પદમાં જે ચિત્તસ્થિતિ છે તે અને

> એવા રે એવા અમો એવા રે એવા
> તમો કહો છો વળી તેવા રે;

એ પદમાં જે મનોવૃત્તિ છે તે તથા ઢેડવાડે જઈને ભજન કરી પ્રભાતે પાછા આવે છે એ દેખીતા નફટપણાની પાછળ ઉંડી અને કરુણ માનવ અનુકંપા ભરી છે.

જૂનાગઢના એ જમાનામાં જેમ રાજનું ભારે જોર હતું તેમ જ્ઞાતિનું પરિબળ તેનાથી યે અધિક હતું. મનને ટુંકાં કરીને એ નાગર જ્ઞાતિ અહંવૃત્તિની સરહદે પહોંચી હતી. મિથ્યા વાણીવિહાર અને અહંભાવોના દાંભિક આચાર વધી ગયા હતા. બીજી જ્ઞાતિઓને હલકી ગણી તેમને તિરસ્કારવાનો પવન વાતો હતો. આભડછેટ અને ઉંચનીચનો પાર ન હતો. ચોખલિયાપણું એના ભયંકર રૂપમાં ફાટી નીકળ્યું હતું. અને. તેમાં એક રીતે 'ભગવાનના માણસ' જેવો, સાધુ વેશે ભજનની ધુનમાં ગોઠલો નરસિંહ એ ભલી રસિકચતુર જ્ઞાતિને કેમ ગમે!

નરસિંહ મહેતા આ બધું સમજતા હતા. એના રાસલીલાદર્શનની લોકો ઠેકડી કરતા હતા, એનાં ભજનોની હાંસી થતી હતી. જ્ઞાતિએ બહિષ્કાર દીધો હતો—એ બધું નમનતાઈથી 'નરસૈંયો' બનીને તેણે ખમી લીધું. પણ તેથી એણે માનવતાને છોડી નહિ. નરસિંહ મહેતાએ વૈષ્ણવજનનું સ્વરૂપ સમજાવ્યું અને ભોળાભલા અને સાચા હૃદયના ઢેડ ભક્તોને સ્વરુ૦ આગણે ભજનમંડળીમાં જઈને પોતે બેઠા. જ્યારે એ વાતનો હાહાકાર થઈ રહ્યો ત્યારે મહેતા બોલ્યા કેઃ—

> અમે એવા રે એવા તમે કહો છો વળી તેવા
> ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો કરશું દામોદરની સેવા.

આ વચનોમાં ઉંડો ભેદ છે. એક બાજુ નરસિંહ સમાજસુધારક અને બંડખોર તરીકે દેખા દે છે અને બીજી બાજુએ કહે છે કે ભક્તિ કરવા જતાં જો મને પરાગ થતો માનો છો તો હવે ઘેર બેઠાં ભગવાનની પૂજા કરીશું: પણ લીધો ટેક છોડીશ નહિ—એક કે બીજે રૂપે તે ચાલુ રાખીશ. નાગરી ન્યાતના જમણમાં એક એક અંત્યજ અને મામેરામાં મુકાએલી અલૌકિક સિદ્ધિ—એ બેઉ વાતો જ્ઞાતિનો ગર્વ ગાળવાના અને સાચો માનવધર્મ સ્થાપવાના પ્રતિકાર રૂપે છે. એ રીતે નરસિંહ જીવનનો પુરુષ છે અને સિંહ સરખો પુરુષ છે.

છતા નરસિંહ મહેતાના જીવનમાં આ બી અલૌકિક ચમત્કારો બન્યા હોય તેમ બુદ્ધિ માનવાની ના કહે છે. સંભવિત છે કે નરસિંહ પોતીકી આર્દ્રદૃષ્ટિને બળે રાસલીલાને અને કૃષ્ણસાન્નિધ્યને માણી શક્યા હશે; કોઈ અણધારી મદદ મામેરામા મળી ગઇ હશે, જ્યારે જુનાગઢનો રાંમંડળીક એવા ચમત્કાર દેખાડવા મહેતાને કહે છે ત્યારે એ પોતાને ચમત્કાર વગરનો જાહેર કરે છે. એવું ઘણુંક તો બુદ્ધિની રીતે સમજીએ તો સાવ સંભવિત બને છે.

વળી નરસિંહ માત્ર સંતારજી નહિ પરંતુ જીવનનો કળાકાર છે; કેમકે તેણે પોતાના નાનામાં નાના જીવનપ્રસંગોને કથાનકો રૂપે પદોમાં ઉતાર્યા

છે અને અનુભવપૂર્વક પદ્યસાહિત્યને સભર કર્યું છે[1]. એમ કરવામાં તેણે સાચા બનેલ બનાવોને પોતાની કલ્પનાએ કલ્પિત રીતે રંગીને સોહામણા કરી બનાવ્યા છે. અને તેમને પ્રભુપ્રાગટ્ય તરીકે લખી વર્ણવ્યા છે. આકાશી વૃત્તિ પર જીવનારા સૌને એવા જ ગૂઢ અનુભવો થયા છે.

પુરુષ તરીકે મહેતા જેટલા સખી–ભક્ત છે તેટલા વેદાન્તી પણ છે. જેમ ભક્તિએ અને શૃંગારે તેને આકર્ષ્યા છે તેમ વિરાગે અને જ્ઞાને પણ તેને દોર્યા છે. વળી જ્યારે મહેતા સંસાર તરફ વળે છે ત્યારે ઉપદેશક બને છે: કેટલીકવાર તો કડક ઉપદેશક બને છે: અને ત્યારે કડવી ભાષા વાપરતાં ખમચાયા નથી.

રજનીની સંતના રતવડે છોકરા, પ્રાણ શિક્ષા દઇ ઠાર આલે,

એવું પ્રભાતપદ નહિતો મહેતા કેમ જોડી શકે ? આવી જાતની ચડઉતર મહેતાના સ્વભાવમા સ્પષ્ટ જોઇ શકાય છે. ઊંડામા ઊંડા રહસ્યવાદી સ્વરૂપે પણ નરસિંહ કવે છે.

ચંદની રત, કેસરિયા તારા રે,

પોહી ભરવા ચાલ્યા વણઝારા રે,

લખીને લેઇ ત્યાં જત દીસે નહિ.

અને સંસારને ફક્ત એક સંસારી તરીકે જોઇને નરસિંહ મહેતા રહી શકતા નથી. ઉલટું એની મૃત્યુ વેળાએ એ સ્વસ્થ ઉદ્‌ગાર કાઢે છે:–

ભલું થયું ભાંગી જંજાળ-સુખે ભજશું શ્રી ગોપાળ.

હરી અને અવિચલ શ્રદ્ધા ઉપરાંત અનેક તત્ત્વનું જ્ઞાન નરસિંહ મહેતા પૂર્ણપણે પામી ગયા હતા–નહિતો મૃત્યુ પ્રસંગને આ શબ્દોમાં વધાવી લઈ ના શકે. અને છતાં મહેતા જીવનના પૂરેપૂરા રસિક છે. એનાં પહોળી ચિત્રદષ્ટિ, ભાવશાલિત્વ, વિરાગસંવેદન, ત્યાગશક્તિ અને જ્ઞાનસંભાર–એ સૌએ નરસિંહ માનવને નરસિંહ કવિ એટલે કળાકાર બનાવી દીધો છે. અને માણેકનાં નંગો સરખી એ કળાકૃતિઓમાં નરસિંહની હૃદયરતિ અને તેનું આત્મદર્શન ઝળકી નીકળે છે.

આમ નરસિંહ મહેતા રસપ્રધાન પ્રાસાદિક કવિ છે; ભક્તભૂમિ સૌરાષ્ટ્રના પરમ વૈષ્ણવજન છે; અને આજના ગુજરાતી પદ્યસાહિત્યના અગ્રેસર છે. જ્યાંસુધી ગુર્જરગીરા સૌભાગ્યવંતી છે ત્યાંસુધી નરસિંહ મહેતા પણ જીવનવિકાસના પ્રભાત–તારક અને પદ્યસાહિત્યના પ્રભાત–કવિ રહેશે જ.

અને જીવનના કળાકાર તરીકે નરસિંહ મહેતા અમર છે એક સૂક્ષ્મ અનુભવ અને ઉદ્‌ગારને કારણે–

સુંદર મુખ લેઈ કરી પ્રભુનો ડીકરીઓ માઉં રે.

સાચે જ, નરસિંહ મહેતા કૃષ્ણપ્રભુની પ્રેમલક્ષણા ભક્તિશીલાના અનેક જ્યોતિર્ધર છે: લોકસમાજના માર્ગદર્શક મશાલચી (Torch-bearer) છે.

1 ગાંધીજીએ હાથ નગ્નના ક્ષેત્રમાં એવું પરિવર્તન કર્યું કહેવાય

" ૨૦ મી સદીની ગુર્જર કવિતાના મન્ત્રોચ્ચાર છે આશાના સર્વમાંગલ્યના, વિશ્વાત્મિના.

વીસમી સદીની કવિતાનો પ્રિય શબ્દ છે મહા. એ સંકોચને ઓળખતી નથી. આસમાનોના ચન્દરવા કરી એ ઓઢે છે.

૨૦ મી સદીની ગુર્જર કવિતાનો ત્રીજો મન્ત્રોચ્ચાર છે સંયમ. એ કહે છે કે Conserve & be strong. સૃષ્ટિનું એક પરમ સૂત્ર છે Conservation of Energy. ૨૦ મી સદીની કવિતા ઉચ્ચારે છે કે Store up; and then give away magnanimously.

૨૦ મી સદીની ગુર્જર કવિતાનો ચોથો મન્ત્રોચ્ચાર છે ઈતિહાસ. "

(કવિશ્રી ન્હાનાલાલ)

પ્રાણભૂતે લોકહિતે પ્રવૃદ્ધ
એ તો સંતનો પ્રિય છે પ્રબુદ્ધ

# ગાંધીજીના પત્રો

૧

ભાઈશ્રી પ.,

તમારો કાગળ મળ્યો. શ્રીરંગજી તમારા પ્રયત્નમાં તમને સફળતા મળશે. આ યુગમાં એવા પ્રયત્નો ઝટઝટ નથી ફળતા, પણ હવે પછી આકરો નિયમ તમારે રાખવો જ જોઈએ: ગમે તે પ્રતિજ્ઞા લો પણ લીધા પછી એ પાળવી જ જોઈએ, અને પાળવાને અર્થે અને સુરક્ષિત રહેવાને સારુ જેટલા કોટ ચણવા જોઈએ તેટલા ચણવા અને તેમાંનો એક આવશ્યક અને પ્રારંભિક કોટ આ છે: તમારે બંને એ પ્રતિજ્ઞાના વખત દરમ્યાન તદ્દન નોખા રહેવું, અને ગમે તેમ થાય તોપણ એકાન્તસેવન ન કરવું. પ્રતિજ્ઞા લેવાની તમારી શક્તિ ન હોય અથવા ઇચ્છા ન થાય તો ન લેવી. પણ લીધા પછી આવશ્યક શરતોનું પાલન થવું જ જોઈએ.

પંડિત સાતવળેકરનું બ્રહ્મચર્યનું પુસ્તક તમે વાંચી જજો. તેમનું કેટલુંક ઓંધે (ઇચ્છા સનાતા) છે. એ પુસ્તક આશ્રમમાં જવા ચૂક્યું છે. ત્યાંથી લઈને પણ તમે વાંચી શકો છો.

નંદીદુર્ગ
મૈસુર
વૈ. શુ. ૧૨

મોહનદાસના
બં. મા.

૨

બંગલોર શ્રા. ૬ ૧૩

ભાઈ—,

આપકા પત્ર મિલા।

તકલીકે સાથ ગાયત્રી જપ જપનેમેં કુછ હાનિ નહીં દેખતા હૂં, લાભહી હૈ। વિશેષતઃ જપ સૂત યજ્ઞાર્થ કાતા જાય, અર્થાત્ ગરીબોંકે નિમિત્ત દાનકે લિયે।

આપકી ધર્મપત્ની અપને પિતાકે ઘર જાનેકે સમય આદીકી દી વસ્ત્ર પહનકર જાય ઔર માતપિતા ખાદી છોડનેકા આગ્રહ કરેં તો ઉનકો વિનયસે સમઝાવે। માતપિતા ક્રોધ કરેં તો શાંતિસે સહન કરે। યદિ ઉસમેં ઉનકી હિંમત ન હો અથવા માતપિતાકા ક્રોધ સહન કરનેકી શક્તિ ન હો તો ઉનકો પ્રસન્ન કરનેકે લિયે જબ તક આવશ્યક હો જો વસ્ત્ર વે દેવે ઉસે પહને।

એકહી સમય ખાનેકા વ્રત લેનેકી આવશ્યકતા નહીં હૈ।

દો સમયકા એક સમયમેં ખા લેનેમેં દોષ ઔર હાનિ હૈ। રાત્રીભોજન છોડના આવશ્યક હૈ સહી, ઔર પ્રત્યેક ભોજનમેં અલ્પાહારી રહના આવશ્યક હૈ।

આપ ક્યા કામ કરતે હૈં? ઔર ક્યા ક્યા કર સકતે હૈં? આપકા અભ્યાસ ક્યા હૈ ઇ. મુજકો લિખેં।

સંભવ હૈ કિ આપકો દૂધ અચ્છા આશ્રમમેંસે મિલ સકેગા। આપ વહાં દર્યાફ્ત કીજીએ। આશ્રમમેંસે આપકો દૂધ ઘર પર પહુંચા નહીં સકેંગે।

આપકા
મોહનદાસ

૩

ભાઈ—,

તમારો પત્ર મળ્યો. ઈશ્વર તમારું કલ્યાણ કરો.

કા. વ. ૪

મોહનદાસના
આશીર્વાદ

૪

ભાઈશ્રી પ.,

ફલાહાર તે ઉપવાસ નથી જ. ઉપવાસનો હેતુ શરીરશુદ્ધિ અથવા મનશુદ્ધિ હોય અથવા બન્ને હોય. મનશુદ્ધિમાં ઉપવાસનો હિસ્સો બહુ થોડો છે. બાકીના પ્રશ્નોના જવાબ તો નિયમાવલિમાંથી મળી રહે એમ છે.

૨૮-૭-૨૮

મોહનદાસના
બં. મા.

૫

આશ્રમ
સાબરમતી
તા. ૧૫-૮-૨૮

ભાઈશ્રી પ...,

તમારો પત્ર મળ્યો. બ્રહ્મચર્ય વિષે વધુ વિચારજો અને પ્રયત્નશીલ રહેજો. સદ્‌ભોજન ને પરિગ્રહને વિષે ઉતાવળની જરૂર નથી. શાન્તિ નિરંતર સેવામાં રહેલી છે. સંપૂર્ણ નમ્રતા વિના સંપૂર્ણ સેવા થઇ ન શકે. નિષ્કામ એ આશાત્યાગનો માર્ગ છે અને. જેણે આશાનો ત્યાગ કર્યો છે તેને નિરાશા ઉત્પન્ન થાય જ શાની ? આ વૃત્તિ કેળવવાને સારૂ ભગવદ્‌-ગીતા ને રામાયણનું વાંચન આવશ્યક છે.

બાપુના
આશીર્વાદ

૬

ભાઈશ્રી પ...,

તમારો કાગળ મળ્યો.

બચ્ચાઓ વિષે તમે લખો છો એ સાચું છે. મલેરીયા વિષે તમારી સૂચના વિચારવાલાયક છે. વાછડા વિષે કેવળ અહિંસાનો પ્રશ્ન ન હતો. મારી વ્યાખ્યા પ્રમાણે મારવામાં હિંસા તો ન જ કહેવાય પણ તેમ છતાં તે કર્તવ્ય હતું કે નહિં એ પ્રશ્ન હતો. મને કર્તવ્ય લાગ્યું.

થોડા દીવસને સારૂ નો પુણી મળે પણ તમારે ઝટ શીખી લેવું જોઇએ.

૨ શ્રા. શુ. ૧૫ મોહનદાસના
આશીર્વાદ

૭

આશ્રમ
સાબરમતી
તા. ૨૧-૯-૨૮

ભાઇ -,

કામવાસના જીતવાનો માર્ગ ભગવદ્‌ગીતામાં બતાવ્યો છે. તે ઇશ્વરપ્રસાદી છે અને તે પ્રસાદી તેની આરાધનાથી જ મળે છે.

× × × ×

આશ્રમમાં તો બ્રહ્મચર્ય વિના ન રહેવાય એમ માનું છું.

મોહનદાસના બં. મા.

૮

કૌસાની
તા. ૨૮-૬-૨૯

ભાઈ...,

તમારૂં પત્તું મળ્યું.

હાથે કાંતેલા સુતરનું લવાજમ ઓછું કરવા હું સમર્થ નથી. મહિનાના એક હજાર આપવા એ તમારે સારૂ તો રમતવાત હોવી જોઇએ.' દુધને સારૂ તમે પ્રયત્નવાન રહો એ ગોસેવા -સંઘના બંધારણ પુરતું બસ છે એવું મને સ્મરણ છે.

બાપુના
આશીર્વાદ

૯

આશ્રમ
સાબરમતી
તા. ૨૧-૭-૨૧

ભાઇશ્રી પ...,

તમારા પત્તાનો જવાબ દેવો હજુ બાકી છે. આદર્શોને વળગવામાં પોતે જેવું પોતા પ્રત્યે સખ્ત રહેવું આવશ્યક છે તેટલું જ આવશ્યક બીજાઓ પ્રત્યે સહિષ્ણુ થવાનું છે. કુટુંબી જનોને પણ વિનયથી જ સમજાવાય. અધિરાઈ કે બળાત્કાર આદર્શ વિષેની અશ્રદ્ધા સૂચવે છે.' તમારે મળવું હોય તો હું આશ્રમમાં હોઉં ત્યારે સોમવાર છોડીને ગમે તે દિવસે ચાર વાગે આવી શકો છો.

બાપુના
આશીર્વાદ

વાણીની બચપના તો ઉદાત્ત આત્માનો શબ્દ ટંકાર છે.
મહાન વિચારશીલ માનવો જ મહાગભ્ભીર ઉચ્ચારી શકે.
( સર આર્થર કિલર-કાઉચ)

# બર્નાર મૅકફૅડનના આરોગ્ય-સંદેશ

## ૧

## થાક...થાક...ને...થાક

તાજા અને તંદુરસ્ત થવા જતન વગર બીજું કોણ તમને પંપાળે!

ઘણાં માણસો વાતવાતમાં થાકી જાય છે. આપણે ખડતલપણું કહીએ તેવા ગુણની તેમનામાં ભારે ઊણપ હોય છે.

ઝાઝીવાર લગી ચાલે તેવી ચિત્ત-એકાગ્રતા ટકાવવા તેઓ અસમર્થ નીવડે છે; અને સાથે સાથે તેઓ શારીરિક દોષના ભોગ થએલા જણાય છે.

થાક લાગવાની ફરિયાદ તેમને જાયુકની રહે છે; અને તે તેમને જિંદગીની ફતેહ મેળવવામાં ડગલે ને પગલે આડી આવે છે.

જો તમારે કોઈ પણ ઉચ્ચ લક્ષ્ય સિદ્ધ કરવું હોય તો ખડતલપણું હોવું જરૂરી છે.

આગે ને આગે બઢવાનું બળ દરેકમાં હોવું જોઈએ. ફતેહની હરીફાઈમાં પાર પડવા માટે, ઝાઝીવાર લગી કામે લાગી રહે તેવી શક્તિ ખીલવવાની બહુ જરૂર છે.

ઘણા લોક તો દિવસનું કામ ખતમ થાય તે પહેલાં થાકી પડે છે. દહાડો પુરો થતામાં તો તેઓ નિઃસત્વ અને લોચપોચ બને છે.

જેઓ આવા થાકથી લાંબા વખત થયા પીડાતા હોય તેઓ છુટી ન શકાય તેવા સકંજામાં સપડાએલા છે.

જીવનની સિદ્ધિઓ એવાને કાજે નથી. એવાઓ મહાન કામોની માગણીઓને પહોંચી વળી શકતા નથી.

હવે સાચું કહીએ તો શક્તિસમૃદ્ધ આરોગ્ય આપણને કુદરતી વારસો છે. આપણે સૌએ મજબૂત પાણીદાર અને એકદમ ચાલાક બનવું જોઈએ. સાધારણ કામકાજની મહેનતમાં થાકી જવાને કોઈ કુદરતી કારણ નથી. અને ધારો કે થોડોક થાક લાગે તો તે તુરત ઉતરી જાય. થોડી વારમાં પાછા સ્વસ્થ થઈ તમે નવીન જોમથી કામે ચડો છો.

પણ જો તમે વારંવાર આમ થાકી પડતા હો તો ખચિત માનજો કે તમારા પોતામાં કશાક કાતિલ છે અને તમારી તંદુરસ્તી જોખમમાં જઈ પડી છે.

હા, ખરી વાત છે કે તમે તદ્દન ભાંગી પડો ત્યાં સુધી થોડું ઘણું શરીરની મહેનતનું કામકાજ કરી શકો છો; અને તે એટલે સુધી કે જીવ એ જ એક આખરી ગયાતની ખારી રહે.

પણ આખા દિવસના ભારોભાર કામનો અને શક્તિના પારાવાર હ્રાસનો ખ્યાલ કરો. દહાડો પુરો થતા પહેલાં, ઉલટું તમને એમ લાગવું જોઈએ કે હજુ થોડું વધુ કામ કરવાનું હોય તો ખુશીથી કરી કાઢીએ.

તમારે ઠીંગાદર થવાનું ન હોય. થાક લાગ્યો હોય ત્યારે થોડો આરામ-લ્યો અને ફરી પાછું કામ શરૂ કરો.

પણ એ થાકનું ભાન થવાનાં યે કારણો છે. અને તે શરીર કે મનની અતિ જહેમત લેવાને લીધે નથી. ઘણી વાર તો તે ઘણા પ્રકારની શરીરશક્તિની ઉણપ-ઊણીઓનું ફળ હોય છે.

દિવસ આખાના કામકાજનો શ્રમ કર્યા પછી પૂરતી ઊંઘ લઈ તાજા થવાનો હક સૌનો છે. ૭ કે આઠ કલાકની ઊંઘ બસ છે. કેટલાકને તો પાંચ કે ૭ કલાક પુરતા લાગે છે. દા. કેટલાકને મારે પુરતા હોય; જતાં ૭ થી આઠ કલાક ઊંઘવું વધુ સારું છે.

યાદ રાખશો કે ભૂખ તરસ લાગ્યાં હોય ત્યારે ખાનપાન વગર અમુક વખત લગી ચલાવી શકાશે પણ ઊંઘ વગર નહિ ચાલે. ઊંઘ તો થાકેલી કુદરતની મધુર સંજીવની છે. એથી તમારી શક્તિઓ પાછી સાંપડે છે અને તમે નવે અવતાર આવી જાઓ છો.

પણ જો કામ અથવા મોજને ખાતર, આરામનો વખત લૂંટીને તમે રાતનો દિવસ બનાવતા હો તો તમારી ચેતનશક્તિ મંદ પડશે. તમારું ખડતલપણું ગળતું જશે અને થાકનું ભાન થવા માંડશે.

પણ પોષક તત્ત્વો વગરનું અતિ ખાનપાન આવા થાક લાગવાનું મુખ્ય કારણ છે. પાચનશક્તિ હોય તેના ગજા ઉપરવટનું ખાનપાન કરીએ ત્યારે પાચન કરનારાં અંગો પોતાનું કામ બરાબર ચલાવી શકતાં નથી.

જરૂર કરતાં વધુ જમો ત્યારે એ વધારાનો ભાગ પાચન કરવા વધુ શક્તિ જોઈએ. લાંબા આંતરડાંની એ સાંકડી નાળમાંથી સોંસરવો એ ખોરાકને કાઢવો તો ખરો જ: અને તેટલી શક્તિની આપણને ખોટ.

આવા થાકના દરદીઓ ખાવાનું ખોરાક-પ્રમાણ ઓછું કરે તો જરૂર સાજા સારા થઈ ઉઠે. જ્યારે જ્યારે જમવા બેસો ત્યારે ઓછું ખાઓ; અથવા એક ટંક ખાધા વગર જવા દો.

ભાવાર્થ એટલો છે કે આયાસ વગર પચાવી શકો તેટલું જ જમો, કકડીને ભૂખ લાગે ત્યારે જ જમો; આનંદપૂર્વક જમશો એમ લાગે ત્યારે જ જમો.

સુરુચિ ખરેખર જાગે ત્યારે જમતા હો તો પછી હોજરી પુરેપુરી ન ભરવી એ નિયમ પાળો. કેમ જે લોકોને પેટ છલોછલ ભરીને ખાવાની આદત પડી છે. અને આ ગુનાહ બદલ તેમને પેલા થાક...થાક ...તે...થાકનો દંડ ભરવો પડે છે.

પ્રાણને પુરેપુરું પોષણ મળે તેવાં તત્ત્વોવાળો ખોરાક જ લ્યો. સત્ત્વહીન પણ જથ્થાબંધ ખોરાક ઠાંસીને પેટમાં ભરવાથી ચેતનશક્તિ ગુંગળાઇ જાય છે. એવું જમનારા પથારીમાંથી ઉઠશે ત્યારે થાકેલા જ હશે અને આખો દી થાકેલા જ રહેશે. આરામની સ્થિતિ કેવી હોય તેનો તમને પૂરો ખ્યાલ પણ નહિ આવે. શક્તિ અને સામર્થ્યના અમોઘ બળની વીજળી ચઢે તેઓ કદી ઉમંગ નહિ બને અને તો પછી જીંદગીમા બાકી રહ્યું શું ?

યોગ્ય કસરત અને પથ્ય આહાર પછી તો નવજુવાન વછેરા જેવા આપણે લાગવા જોઈએ. દોડકુદ અને ધમપછાડ કરીને તેઓ પોતાનો આંતરગત ઉત્સાહ-આનંદ વ્યક્ત કરે છે. તોફાન મસ્તી અને ધમાલ મચાવીને તેઓ પોતાની તાકાત પુરવાર કરે છે. ક્યાં થાક...થાક...તે...થાક અને ક્યાં આ કૌવત ?

હવે જો તમે થાકના દરદી હો તો એ દરદનું કારણ ખોળી કાઢો. તમારી રહેણીકરણીની ટેવોની તપાસ કરો. તમે શું ખાઓ છો ? તમે ક્યારે ખાઓ છો ? ભોજન સમય થયો છે ત્યારે જ ખાઓ છો કે સુરુચિ માગે ત્યારે ખાઓ છો ? શક્તિ ક્ષીણ થાય એવી કોઇ કુટેવોમાં પડ્યા તો નથી ?

આ સવાલોના ચોખ્ખા ખુલાસા ન મેળવો ત્યાંલગી જંપીને ન બેસો.

૩

## સુંદર સ્ત્રીત્વ

આરોગ્ય જો પુરુષોના પ્રાણ છે તો સ્ત્રીનું તો એ સર્વસ્વ છે. સ્ત્રીનું જો આરોગ્ય ગયું તો બધું જ ગયું છે.

સઘળાં દરદ દુઃખ અને જીવતું નરક–એ બધી બૂતાવળ જાગરો જો એક આરોગ્ય જશે.

આરોગ્ય કાંઇ અકસ્માત જ નથી. હા, એ વારસો હોઈ શકે; પણ તેને બુદ્ધિપૂર્વકના યત્નથી સંભાળવો ઘટે છે.

દરેક સ્ત્રીના અંતરમાં નીરોગી મનોહર સ્ત્રી બનવાની આકાંક્ષા રહી હોય છે. વય ગમે તેવડી હોય પણ યૌવનયોગ્ય ચાંચલ્ય, ઉત્સાહ અને જીવંતપણું એને જોઈએ છે.

સ્ત્રી–આકર્ષણોનાં અનેક ગીતા રચાયાં છે. કવિઓએ તેમને ભવ્ય બનાવ્યાં છે. પણ સૌન્દર્યનું દરેકે દરેક આકર્ષણ ઉજળાના આરોગ્યનું લક્ષણ હોય છે.

અલબત્ત, તંદુરસ્ત હો ને સુંદર ન હો એમ બને; પણ તંદુરસ્ત ન હો અને સુંદર હો એમ ભાગ્યે જ બને. અને તંદુરસ્તી વગરનું સૌન્દર્ય થોડી વારમાં હતું ન હતું થઇ જાય છે. સૌન્દર્ય અને આરોગ્ય મૂળે તો એક રૂપ છે.

પણ મનોહર અને પવિત્ર સ્ત્રીત્વ મેળવવા તમારે સુંદર થવું જ પડે એવું કાંઇ નથી. પરંતુ સર્વકાળ તમને જીવંત અને યત્નગનતા રાખે એવું ચેતનમય અને પ્રાણવાન આરોગ્ય તો જોઇએ જ. અને સાઠ સિત્તર વર્ષની વય પછી એ આરોગ્ય મેળવવું અશક્ય બને છે. વીસથી પચાસની વયસુધી તો તક છે જ.

સ્ત્રીત્વની સમૃદ્ધિ આરોગ્યની શક્તિ ખિલવવાથી પ્રાપ્ત કરાય.

જોનારને સ્ત્રીનું દર્શન મધુર લાગવું જોઇએ. એનું સ્થિર સ્વાસ્થ્ય અને સમાધાન લાંબો વખત ટકવું જોઈએ.

કેમકે સ્ત્રી ઘર બાંધનારી છે. સ્ત્રી કુટુંબનું ભોજન કરનારી છે. સ્ત્રી ભવિષ્યની પ્રજાને જન્મ દેનારી અને ઉછેરનારી છે અને ઘણે અંશે પોતાનાં પુરુષ–શરીરોનાં નીરોગીપણું અને આરોગ્યને બક્ષનારી છે. કુટુંબ અને પ્રજાનું આરોગ્ય અને હિત આમ સ્ત્રીને આધારે રહ્યું છે.

કૈં પેઢીઓ થયાં આપણે સ્થૂળ શરીર તરફ બેદરકાર રહ્યા છીએ. પણ હવે સાવધાન બનવાનો કાળ આવી લાગ્યો છે.

જ્ઞાનપૂર્વકની શરીરકેળવણી આંખોને તેજસ્વી બનાવે છે, ચામડી ઉપર તંદુરસ્તીની ગુલાબી ઝાંય નાખે છે, ગાલને ગોળાકાર કરે છે, સ્નાયુને મજબૂત રાખે છે, શરીરને સુઘડ ને સપ્રમાણ થવા દે છે.

આજની સ્ત્રી પચીસત્રીસ વરસે તો લથડવા માંડે છે; અને ત્યારબાદ સંપૂર્ણપણે એ જીવતી જ નથી હોતી.

કદાચ જો એ પોતાનો કન્યાકાળ યાદ કરશે અને તે વખતનાં ચાંચલ્ય અને ઉમંગનો વિચાર કરશે તો માલુમ પડશે કે કેટલી ખોટ પડી છે.

જીવનની પ્રાણશક્તિ એ ...

સ્ત્રી જરૂર જનારથી મેં ખેદ થઈ.
જીવનની મહાસિદ્ધિઓ તે
મારે યૌવનનો ઉજાગો યત્નગનાર
આનંદ તો જ મળશે.

૪

## સુવાસિત મધુરો શ્વાસોચ્છ્વાસ

સુગંધીદાર શ્વાસ હોવો તે વ્યક્તિત્વને વધારનાર છે અને ઉત્તમ આરોગ્ય જોડે હમેશ એ હોય છે.

દુર્ગંધી શ્વાસ હોવો તે પાચનશક્તિની નબળાઈ અને હોજરીના રોગનું ચોક્કસ લક્ષણ છે.

શરીર-અવયવોની બધી આંતરક્રિયાઓ ચાલુ યંત્રને બરોબર મળતી આવે છે. જો તેનું યોગ્ય જતન અને તો તે આપમેળે સરળપણે ચાલ્યા કરે છે.

પચે ન પચે તેવા પદાર્થ, પોષણતત્ત્વો વગરની તૈયાર કરેલી ભોજનવાનીઓ, પૂરું ચાવ્યા વગર ખાવાની આદત, અને અતિ આહાર—એ હોજરીની હેરાનગતીઓને પારાવાર વધારી દે છે.

ખરાબ હોજરી અને દુર્ગંધી શ્વાસ-એ બે જોડિયાં સંતાન છે. પચ્યો ન હોય તેવો, પેટમાં રહેલા ખોરાકનો એ સડો છે.

સજોષમ દુર્ગંધી શ્વાસ કબજિયાત પેદા કરે છે; મોટે ભાગે ખરાબ હોજરી એનું કારણ છે.

આ કહેવાય નહિ ને સહેવાય નહિ તેવા રોગથી ઘણા જણ પીડાય છે. એનાં કારણો શોધવા મુશ્કેલ નથી હોતાં. ક્યારેક તો જોઈતા પ્રમાણમાં પ્રવાહી તત્ત્વો લેવાતા ન હોય તેથી એમ બનવા પામે છે. આ રોગના ભોગ થએલાઓએ પુરતા પ્રમાણમાં પાણી પીવું જોઈએ. છિદ્રો, ફેફસાં, મૂત્રપિંડ આંતરડાં વગેરે મારફત શરીર પુરેપુરો મેલ કાઢી શકતું નથી. કેટલુંક ઝેર Tissues માં ભરાઈ રહે છે.

આ ઝેરનું એક ચિહ્ન છે ભારી વળેલી જીભ. એવી જીભ હોય ત્યારે આંતરડાની ક્રિયા પણ અનિયમિત હોય છે.

દુઃખની વાત તો એ છે કે આવા રોગથી પોતે પીડાય છે તેની એ રોગીઓને જાણ પણ નથી હોતી. મિત્રો પણ આ વાત કહેતા અચકાય છે. અને કુટુંબીજનો પણ આ વાતને પડતી મૂકે છે.

તમને લાગે કે તમે એવા રોગથી પીડાઓ છો તો સારામાં સારી વાત એ છે કે તમે એ બાબત તમારા મિત્રો અને સંબંધીઓને ખસુસ પૂછી જુઓ. તમારો શ્વાસ ગંધાય છે કે નહિ તે પ્રમાણિક-પણે કહી દેવાનો તેમને આગ્રહ કરો. અને પછી હોજરીમાંથી બહાર નીકળેલ ઝેર કાઢીને શરીર ચોખ્ખું કરવાનું કાર્ય તમારે માથે રહે છે.

પ્રથમ તો પુષ્કળ પાણી પીઓ. એની ઘણી ઘણી જરૂર છે. ખોરાક પણ ઓછો ખાઓ.

ફળો અને ખડબચડો કહીએ તેવો ખોરાક વધુ લ્યો. રાંધ્યા વગરનો કાચો અથવા વનપક ખોરાક વધુ પસંદ કરવા જોગ છે. તેઓ શરીરના અંદરના ભાગને અને આસ્વાદક નળીને ચોખ્ખાં રાખે છે.

પોષક તત્ત્વોવાળો ખોરાક લ્યો. તીખી તમતમતી કે બહુ મીઠી વાનીઓ છોડી દો.

વળી ભોજનમાં ઘણી ઘણી વાનીઓ એક સંગાથે લેવાની ટેવ છોડો. ભૂખ્યા ન હો તો ન ખાઓ. સાચી ભૂખ લાગ્યા વગર ખાવું એ જ ખરેખરું પાપ છે.

કસરત પણ આવશ્યક છે. તેના સિવાય શરીરને તમે ચોખ્ખું કે સુવાસિત ન રાખી શકો. ખૂબ ફરવું એ ખાસ જરૂરનું છે.

ફેફસાં ભરીભરીને ઉંડા શ્વાસ વારંવાર લેવાય તેમ વધુ સારું. હુંફાળગી શરીર ઘસવું, ઠંડા પાણીથી ન્હાવું. ગાળુંથી ચોળીને અઠવાડિયામાં ગોતપુવાર ઉના પાણીએ ન્હાવું—એ બહુ ફાયદાકારક નીવડશે.

આ રોગની મુખ્ય કાળજીની ખરી જરૂર તો છે તમારા દેહના અંગેઅંગમાં ચેતન વધારવાની. અંદર અને બહારથી સાફ ચોખ્ખું રાખો.

# આપણાં જૂનાં કાવ્યોનું સંસ્કરણ

અને

# કવિ નાકરના આરણ્યક પર્વમાંથી નલોપાખ્યાન

[ લેખકઃ–પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર ]

**મ**હાકવિ પ્રેમાનંદનાં ઓખાહરણની બેપાંચ પ્રતો જોઈ તે ઉપરથી મ્હારી ખાતરી થઇ કે પ્રેમાનંદે પોતે મૂળ લખેલું ઓખાહરણ જાતે જ વિસ્તારીને મ્હોટું કર્યું હતું. અત્યારે જે લાંબામાં લાંબું ઓખાહરણ છપાયું છે તે આખું યે પ્રેમાનંદનું જ ગણવું, એવો મત હું આગળ કરતો નથી. એ તો બધો પુરાવો ધ્યાનમાં લેતાં જે નિર્ણય થાય તે ખરો. હું તો અહીં અત્યારે કહેવા માગું છું એટલું જ કે લાંબા આયુષ્ય દરમિયાન પોતાનું અત્યંત લોકપ્રિય આખ્યાન કવિએ અનેક સ્થળે અનેક વખત સંભળાવેલું, તે બધી જ વખત જરા પણ ફેરફાર વગર પ્હેલપ્રથમ લખેલું તે પ્રમાણે જ લલકારેલું, એ માન્યતા મ્હારી બુદ્ધિમાં નથી બેસતી. કોઈવાર તે જ સ્થળમા બીજી વારે બીજું આખ્યાન માંડવાની તિથિ બહુ પાસે આવી ગઈ હોય, અગર પૂરતા દિવસ તો નહીં મળે એમ જાણીને આખ્યાન શરુ કર્યું હોય, અથવા એકાએક બીજે ગામ જવું જ પડે એવો પ્રસંગ ઊભો થયો હોય, તો ત્યા કવિ કથાને જરૂર પ્રમાણે પ્રથમથી એકસરખી અગર છેવટના ભાગમાં એકદમ હંકારી એકબે દિવસ બેળવી લે, પણ એથી ઉલટું, સારે સ્થળે ખૂબ રાજી કરવા હોય એવા શ્રોતાજનો આગળ અને નીરાતે કહેવાને માટે જોઇએ એટલો બધો ય વખત હોય, તો વધારે દિવસ આપીને અગર તો રોજ વધારે સમય આપીને કવિ આખ્યાનને લંબાવે; એમ જ મ્હને તો વધારે સંભવિત લાગે છે.

કૃતિના ઐક્ય અને પંક્તિ યે પંક્તિની અવિચલતા વિનેના આપણા હાલના ધોરણ વિક્રમની અઢારમી સદીના ગુજરાતી સાહિત્યને લાગુ જ પડતાં નથી. એવા ધોરણ એ સાહિત્યને લગાડવામા અનૈતિહાસિકતાનો (પરિસ્થિતિ હાલથી કેટલી બધી ભિન્ન હતી તેના વિસ્મરણનો) દોષ આવે છે. અને જે પોથીઓ મળી આવે છે તેમાં ઓખાહરણના ભિન્ન ભિન્ન લંબાઇના પાઠ જોવામાં આવે છે, તો (ઉલટ પક્ષે) પ્રેમાનંદની પોતાની હયાતીમાં જ લખાયલી, અથવા એના મંડળમાંના કોઇ જાણીના માણસને જાણીને અક્ષરે લખાયલી ઓખાહરણની એક પણ પ્રત હજી લગી આપણને મળી નથી, એટલે જે પ્રતો મળી આવી છે તેમાંની એકે ખાસ પ્રમાણભૂત ગણાય એવી પણ છે નહીં: તેથી કરીને એ જુદી જુદી લંબાઇઓ ઉપલી સામાન્ય દલીલોનું જ સમર્થન કરે છે. વળી પ્રેમાનંદની જ રણયજ્ઞ અને બીજી એક બે કૃતિઓ વિશે તો આપણે સાધાર કહી પણ શકિયે છિયે, જે હા એ કૃતિઓ પ્રેમાનંદે બેવાર લખી હતી, અને બીજી વાર લખતા તેમણે જ પહેલી વખતના પાઠને લંબાવ્યો હતો. પ્રેમાનંદથી જૂના કવિઓમાથી પણ એકથી વધારે કવિએ પોતાની કોઈ કોઈ કૃતિ બેવાર લખેલી –બીજી વાર લખતાં લંબાવીને લખેલી, અથવા તો ન્હાની ન્હાની કૃતિઓને એક સળંગ આખ્યાનમાં સાંકળી તેમાં જ્યાં જ્યાં જરૂર પડી ત્યાં ત્યાં સાંધણ ઉમેરેલાં; એવા દાખલા જાણવામાં આવ્યા છે; અને જેમ જેમ આપણા સંગ્રહોમાં પોથીઓ વધતી જશે અને છે તે પોથીઓનો વધારે બારીક અભ્યાસ થશે, તેમ તેમ એવા દાખલા પણ વધારે નીકળશે.

**ના**કરનો દાખલો જુવો. એ કવિ વિક્રમની સત્તરમી સદીના આરંભમાં થઇ ગયો. રા. રા. ભાઇ અંબાલાલ બુલાખીરામ જાનીએ બૃહત્ કાવ્યદોહનના આઠમા ગ્રંથમાં એ કવિના ઉપલબ્ધ ગ્રંથોની રચનાનાં વર્ષો આપેલાં છે, તેમાં સૌથી વ્હેલી સાલ

વિ. સં. ૧૫૭૨ અને સૌથી મોટી વિ. સં. ૧૬૨૪ જણાય છે. એના વિરાટ પર્વના આરંભમાં મહાભારતની કથા ટુંકામા પાંડવોના વનવાસના બાર વર્ષ પૂરાં થતાં લગીની એ આપે છે. એના સભાપર્વમાં પણ આરંભથી માંડીને સભાપર્વ શરુ થતા લગીની કથા ટુંકામાં આપે છે. અને એનાં લાંબાં આદિપર્વ અને આરણ્યક પર્વ જુદાં પણ છે. વળી આ આરણ્યક પર્વમાં નલોપાખ્યાન આખું એક કડવામાં છે,—જે કડવું કડી ૯૫ નું આ વિષયને છેડે નમુના લેખે ઉતારું છું; તે ઉપરાંત નલાખ્યાનની જુદી અને લાંબી કૃતિ પણ એણે રચી છે.

આપણાં જૂનાં કાવ્યોનું સંસ્કરણ કરતાં એ કૃતિમાં કડવાં કેટલાં, દરેક કડવું કેટલી કડીનું, એ નક્કી કરવામાં આ પ્રમાણે મુશ્કેલી આવે છે. વળી તે કૃતિની એક બીજીથી સ્વતંત્ર જેમ આપણને વધારે પ્રતો મળી હોય, તેમ આ મુશ્કેલી વધારે ગુંચવે, એમ પણ બને; કારણકે પ્રતોમાંની કોઇ પણ બે–એકબીજીથી સ્વતંત્ર સાબીત થઇ શકે એવી હોય અને એ બે વચ્ચે કડવાની કે દરેક કડવાંની કડી સંખ્યાની કે બન્ને બાબતમાં તફાવત નહીં, એમ તો ભાગ્યે જ બને છે.

અને વળી જૂની કૃતિનો પાઠ નક્કી કરતાં ઘણી વધારે મ્હોટી મુશ્કેલી ભાષાને લગતી નડે છે. પરંતુ આ મુશ્કેલીનો વિચાર આપણા જૂના સાહિત્યને એક જ જથ્થે ગણીને એક સામટો થઈ શકે એમ નથી. મહાકવિ પ્રેમાનંદ અને સામળે આપણી ભાષાને તેનું હાલનું ઘડતર આપ્યું. આશરે વિ. સં. ૧૭૦૦ થી ૧૮૫૦–૬૦ લગીના આપણા સાહિત્યને શિષ્ટ સાહિત્ય કહિયે અને વિ. સં. ૧૮૫૦–૬૦ થી આજ લગીના આપણા સાહિત્યને વર્તમાન સાહિત્ય કહિયે, તો એ બે વચ્ચે ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ પણ તફાવતો છે ખરા, પરંતુ તે બહુ ઉંડા ઉતરતા નથી. નામ અને ક્રિયાપદનાં રૂપો આપણા શિષ્ટ સાહિત્યમાં તેમ આપણા અર્વાચીન સાહિત્યમાં એક ને એક જોવામાં આવે છે. પણ વિ. સં. ૧૭૦૦ પહેલાંના સાહિત્યને આપણે તપાસિયે તો એ સાલથી જેમ જેમ આપણે આગ્રે પ્રયાણ કરી વધારે જૂના સમયમા જઇયે છિયે, તેમ તેમ નામ અને ક્રિયાપદનાં રૂપોમાં પણ વધારે વધારે ફેર પડતો જાય છે. વિ. સં. ૧૭૦૦ પ્હેલાનાં પુસ્તકોમાંથી પુસ્તક જેમ જૂનું તેમ તે અર્વાચીન ગુજરાતી ભાષા જ જાણતો હોય, એવા વાંચનારને વધારે અઘરું પડે છે. **કાન્હડદે પ્રબંધ** ( વિ. સં. ૧૫૧૨ ) કે સ્વ. ચિમનલાલ દલાલના **પ્રાચીન ગુર્જર કાવ્યોના** જેવું પુસ્તક માત્ર અર્વાચીન ગુજરાતી જાણનારો વાંચનાર, ગમે તેવો પંડિત હોય તથાપિ, વાંચી જ શકતો નથી. પરંતુ એ પુસ્તકોની ભાષા ગુજરાતી જ છે, **અપભ્રંશ** કે બીજી કોઇ **પ્રાકૃત** નથી. એ જૂની ગુજરાતી ભાષા છે; ગુજરાતી છે તથાપિ એટલી જૂની કે એનો ખાસ અભ્યાસ કરે ત્યારે જ તે વાંચી શકાય.

આ વિષયને અંતે કડવું છાપ્યું છે તેમાંથી થોડા નમૂના જુવો.

> જે અર્જુનના ગુણ **મુખિ** વિસ્તરે;
> ભણુવા અથે તે કાલિ આવશે;
> બાઈ કોહોની કંઠિ ધરિ વરમાલ;

... ... ...

અહીં અર્વાચીન ગુજરાતીમાં મુખે અથવા મુખ, કાલે, કોહોને કંઠે, એ પ્રમાણે હોય. કાલિનો અર્થ ઉપલી પંક્તિમાં આવતી કાલ કે સત્ર એવો નથી: સમયે, સમય પાકતાં, એવો અર્થ છે. મુખિ ત્રીજી વિભક્તિનું રૂપ છે; કાલિ, કોહોની, અને કંઠિ, સાતમીના રૂપ છે. કોહોનીમાં છટ્ઠી વિભક્તિના કેહોનને પાછી સાતમી લાગી છે.

ક્રિયાપદનાં રૂપો જુવો.

> બાઈ કોહોની કંઠિ **ધરિ** વરમાલ;
> તેહની કથા તાં **સાંભલિ** સહી;
> પાવક કેહે સુણુન નરેશ;

... ... ...

અહીં અર્વાચીન ગુજરાતીમા ધરે, સાંભળે અથવા સાંભળો, સુણ ને અથવા સુણો ને ‡ એ પ્રમાણે હોય. આવાં જૂના રૂપ એ કડવામાં ઘણાં ઓછાં છે. ઘણે ખરે સ્થલે તો નાકરે લખ્યું હશે તેને લહિયાએ

‡ સુણની, સુણોની.

પોતાના સમયનું રૂપ આપી દીધું છે.+ નાકરે આરણ્યક પર્વ રચ્યું વિ. સં. ૧૬૦૨ માં કે તે પ્હેલાં,* જે પ્રત ઉપરથી નમૂનો અહીં આપ્યો છે તે લખાઈ વિ. સં. ૧૭૫૩ માં. એટલે રચના અને તેની આ નકલ વચ્ચે દોઢસો વર્ષનો ગાળો છે. અને ઉપર આવી ગયું કે ગુજરાતી ભાષાનાં અર્વાચીન રૂપનું ઘડતર એ દોઢસોમાંથી છેલ્લાં પચાશ વર્ષમાં તો લગભગ પૂરું થઇ ગયું. એટલે વિ. સં. ૧૬૫૦ પ્હેલાં રચાયલી કૃતિઓની વિ. સં. ૧૭૨૫-૩૦ પછી લખાયલી પ્રતોમાં મૂલ ભાષા ઓછી જ જળવાઇ હોય; અને લખેલી પ્રતનું વર્ષ વિ. સં. ૧૭૩૦ થી જેમ મોડું તેમ જૂની ભાષા અને જૂનાં રૂપ તેમાં વધારે ઓછાં જોવામાં આવે એ કુદરતી છે. અને આ જ વાત ઉલટાવીને કહિયે તો, વિ. સં. ૧૬૦૦ થી ૧૬૫૦ સુધીમાં રચાયલાં કાવ્યોની વિ. સં. ૧૭૨૫ પ્હેલાં લખાયેલી પ્રતો આપણને મળી આવે નહીં, ત્યાંલગી, એ સત્તરમા સૈકાના પૂર્વાર્ધની ભાષાનું સાચું સ્વરૂપ આપણે જાણી જ શકવાના નથી. §

એ શિષ્ટ કાલ એટલે વિ. સં. ૧૭૦૦ થી ૧૮૫૦, તેમ તે પ્હેલાંનાં સો વર્ષ મળીને થતા અઢી સૈકા દરમિયાન રચાયલા હિંદુ (જૈનેતર) સહિત્યની જે પ્રતો આપણને મળી આવે છે તે પ્રતોની જોડણી પણ સંસ્કરણના કાર્યમાં ત્રીજી મુશ્કેલી ઉમેરી આપે છે, અગર જોકે આ મુશ્કેલી ઉપલી બેના જેટલી ભારે નથી. વિશેષ નામોથી શરુ કરિયે. યુધિષ્ઠિર, અર્જુન, દુર્યોધન, ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, આદિની હવે આપણે સંસ્કૃત પ્રમાણે જ જોડણી કરવાનો નિયમ બાંધી દીધો છે અને દસ્તૂર પાડી દીધો છે. જોડાક્ષરવાળાં વિશેષ નામો અને બીજા તત્સમ શબ્દોની જોડણી આ પોથીઓમાં એવી એવી તો જોવામાં આવે છે કે તેને વિચિત્ર અને છેક અનિયમિત કહેવી પડે. એ શબ્દોની ભૂલેચૂકે પણ શુદ્ધ સંસ્કૃત જોડણી તો આ પોથીઓમાં અત્યંત વિરલ હોય છે. અને આરણ્યક શબ્દ આખા ગ્રંથમાં આણિક જ લખેલો એવી એકધારી જોડણીના દાખલા પણ ઘણા જ ઓછા મળે છે. નૈષધ અને નિષધમાં જોડાક્ષર નથી તથાપિ ષને ઠેકાણે સ અને ધનો દ કે ઢ ઘણીખરે જોવામાં આવે છે. તહ્મારું, તદ્મ્યો, ત્યહારે, તેહેનો, સુધ (શુદ્ધિ), શિષ, રા, રાઉ, રાજ, રાજા, રાજન,

+ અભિમન્યુ આખ્યાનમાંથી એક કડવું "જૈનયુગ" માસિકના વિ. સં. ૧૯૮૫ ના એક અંકમાં મેં પ્રકટ કર્યું છે, તેમાં પણ એજ હકીકત છે. એમાં કહ્યું (= કહ્યું), ટલવલાં (= ટલવલે છ), વગેરે ક્રિયાપદ-રૂપોનાં, તેમ નામ વિશેષણ આદિમાં અવધાન, વીસરલા, વગેરે જોઈ લેવાં (જ્યેષ્ઠનો અંક, પૃ ૪૨૪ થી ૪૨૬) પણ એ અભિમન્યુ આખ્યાનની પ્રત આ આણિક પર્વની પ્રત કરતાં વધારે ભ્રષ્ટ છે.

* શ્રી રા. ભાઇ જેની ઉપર ઠાકોર એમના નિબંધમાં આણિક પર્વની રચ્યા સાલ વિ. સં. ૧૬૦૨ આપે છે, તે શાથી એમનો આધાર જાણવામાં નથી. વિરાટ પર્વ વિ. સં. ૧૬૦૨ માં રચાયું. અને આદિપર્વ તેમ આરણ્યક પર્વને અંતે નાકર પોતે લખે છેઃ—

"પેહેલું વસ્ત્ર થયું અતિ ઉજ્જ્વલ...હવે બીજું "સભા" કહું...";
"ત્રીજું વસ્ત્ર થયું અતિ ઉજ્જ્વલ..હવે ચોથું "વિરાટ" કહું..."

એ ઉપરથી તો નાકરે વિરાટ પર્વની પ્હેલાં આરણ્યક લખ્યું એવો જ અર્થ નીકળે છે. આરણ્યક પર્વની બે જ પ્રત જાણવામાં છે, તે એમાં રચ્યા સંવત્સર કવિએ નોંધેલો નથી.

§ વિ. સં. ૧૬૦૦ થી ૧૭૦૦ સુધીમાં રચાયલી કૃતિઓ છપાઈ છે તેમાંની ઘણીખરી છાપતાં જ "સંસ્કારો" એ પોતે ઉપયોગમાં લીધેલી પોથી કે પોથીઓ (૧) સાચવીને કોઈ જાહેર સ્થળે રાખેલી નથી, ગ્રન્થ છપાયું એટલે પોથી નકામી ગણીને તે પોથી–પોથીઓનો નાશ જ કર્યો છે અગર થવા દીધો છે; અને (૨) એ કૃતિ છાપતાં પોતાને તેમ વાંચનારને એ વાંચતી વધારે સરલ પડે, રસિક લાગે, એવા આશયથી–છંદમાં પંક્તિ લાંબી વા ટુંકી વા ઢોકરાની ન માલુમ પડે પણ મીઠી લાગે એવા આશયથી, વત્તીઓછી છૂટ લીધેલી છે; મતલબ કે છાપતાં કૃતિની ભાષાને મૂલ પોથીમાં હતી તે કરતાં અર્વાચીન બનાવેલી છે, એટલે એ છાપેલી પ્રતો (મૂલ પોથીઓના જેટલી પણ) વજનદાર છે નહીં. દલપતરામના કાવ્યદોહનમાંની કવિતાઓમાંથી જેની જેની બેચાર પ્રતો મેળવીને સંસ્કારેલી આવૃત્તિ પાછળથી છપાઇ છે તેના દલપતરામી પાઠ પાછલા સંસ્કરણમાંના પાઠો સાથે સરખાવતાં: અથવા સ્વ. ઇચ્છારામે કે પૂજ્ય હરગોવિંદ કાંટાવાળાએ પ્રકટ કરેલાં કોઈ ગ્રન્થોના પાઠ તે પછી એ જ કાવ્ય કોઈ બીજા સંપાદકે બે ત્રણ પ્રતો મેળવી સ્વતંત્ર રીતે પાઠ નક્કી કરીને પ્રકટ કરેલું છે; તેના પાઠ સાથે સરખાવતાં, આ કથનના સમર્થન માટે ડઝલાબંધ પુરાવો મળી રહેશે.

રાજન, તાં, તાંહાં, તિહાં, આંતા, યંત્યા, યંતા, વેગ્ર, વિગ્ર, વિગ્રે, ( ત્રણે વ્યગ્ર માટે ), વરિસ, અન્યા, રતુપરણુ, અંન ( અન્ન ), સમરથી, વગેરે તો મેં સાથેની નકલમાં પ્રત પ્રમાણે રાખ્યાં છે, એટલે તે વિષે વધારે જગા રોકવાની જરૂર નથી. પરંતુ આ જોડણીભેદ તે હાલની અને તે સમયની ગુજરાતી ભાષા વચ્ચેનો મ્હોટો કે મૌલિક ભેદ, એમ જો કોઇ ગણતા હશે તે ભૂલાવામાં છે. જોડણીભેદ તો માત્ર ઉપલી સપાટીનો ભેદ છે. અને જ્યાં નામે અને ક્રિયાપદનાં રૂપોનો ભેદ લગભગ ભૂસાઇ ગયો છે, જૂનાં રૂપ લગભગ ગયાં છે અથવા માત્ર થોડાક જ જળવાઇ રહ્યાં છે, હાલના વાંચનાર શબ્દોના અર્થ જાણે તો આખું જરા ધ્યાનથી વાંચતાં સમજી શકે એવી ભાષા થઇ ગઈ છે, ત્યાં પોથીઓનો મુકાબલો કરીને કૃતિનો પાઠ ઉપજાવતાં, આ માત્ર સપાટી ઉપરનો જોડણીભેદ જાળવી રાખવાનો ઉપયોગ ઓછો જ છે. છંદની બાંધણીને માટે આવશ્યક એટલી જ જૂની જોડણી સંસ્કરણ કરતાં રાખવી, પંક્તિનું માપ જ્યાં ત્યાં અને વારંવાર તુટે નહીં એટલું સાચવવા પૂરતી જ એ જોડણી રાખવી, બાકીની બધી જોડણી અર્વાચીન કરી દેવી, અને ગ્રંથને સામાન્ય વાંચનાર અનાયાસે વાંચી શકે એ રૂપનું સંસ્કરણ કરવું જોઇએ, એમ મ્હને લાગે છે. આની જોડે ઉતારેલા કડવાને માટે આથી વધારે ખુલાસા કે ચર્ચાની જરૂર નથી.

## વૈશ્ય કવિ નાકર કૃત આરણ્યક[1] પર્વ

### કડવું ૪૬ મું : નલોપાખ્યાન.

( રાગ મલ્હાર )

વૃંહદશ્વ ઋષિ ઉચર્યા વાણી — અરે પાંડવ, ધ્યાન તહ્મારી ઘણી ॥ ૧

તહ્મને અખેપાત્ર આપ્યું કશ્યપસુતે — સહસ્ર અઠ્યાસી પોષે નિત્યે ॥ ૨

અનેક ઋષિ આ વનમાં હતા — ઝરણુ પત્રકંદ જીવતા ॥ ૩

કે રેહેતા જલપાન ભક્ષ કરી — દેહ દમતા થાતા અતિ દુઃખી ॥ ૪

પેટ ભરીને પામે આહાર — તે તહ્મને વાંછે જેકાર ॥ ૫

તે પુણ્યતણો વધ્યો પ્રવાદ — તેણે ત્રૈલોક્ય વાધ્યો મહિમાય ॥ ૬

જે અર્જુનના ગુણ મુખિ વિસ્તરે[2] — તેહની ચંતા શી મન્ય ધરે ॥ ૭

તેહનો ઓરતો કાજે ઘણો — જે કો હોઈ દીન દ્યામણો[3] ॥ ૮

એ અર્જુન જ્યહારે આદરે — મારીને સર્વ ચૂરણ કરે ॥ ૯

ભણવા ગયો તે કાલિ આવશે — વિદ્યારૂપીઉ ધન લાવશે ॥ ૧૦

ચાર વીર ને ચતુરા વલી — નિરાશે એકા બેસો મ્યલી ॥ ૧૧

સહુકો તહ્મારી સેવા કરે — માગો જલ (પય)[4] તહ્મ આગલિ ધરે ॥ ૧૨

ભાંઈ અર્જુન વાહાલો છે કહિ[5] — તો સ્વર્ગ વિગ સુખ સિદ્ધિ હદી[6] ॥ ૧૩

તે અર્જુનના શા ઓરતા — ભુપ, પટતર સુણિ[7] વારતા ॥ ૧૪

એક નલ નૈષધને વેલા પડી — તેહની ભી કિધા કિહા રડવડી ॥ ૧૫

તેહની કથા તાં સાભલિ[8] સહી — ઉભા થઇ[9] અંગ રોમાવલિ ॥ ૧૬

રિષ્યસમૂહ્ય વન ભણી[10] ગયા — તે સુણતા રાય મૂર્છા[11] થયા ॥ ૧૭

એક તહ્મારામાહિ. ઉત્પન્ન — વીરસેન હવો રાજન ॥ ૧૮

---

1 આરણ્યક. 2 મુખ વિસ્તરે છે મુખિ જૂનું રૂપ છે. 3 દયામણો 4 કૌંસમાંના અક્ષર કે શબ્દ મૂલમાં નથી, મેં ઉમેરેલા છે. 5 કહે છે (જૂનું રૂપ) 6 ભૂતકાળનું રૂપ. સિદ્ધે સ્વર્ગ વિષેની ખબર અંતર આપી છે. 7 સુણ (જૂનું રૂપ). 8 એ સાંભળે (જૂનું રૂપ) 9 થાય (જૂનું રૂપ). 10 શબ્દોની ઉલટ પાલટ-મૂલનું વહ ગયો. 11 મૂર્છિત થઈએ.

તેહ તણો તન નૈષધ ભૂપ — ત્રૈલોક્યમાં નથી તેહન રૂપ ॥ ૧૯
વિદર્ભ દેશનો ભીમક રાય — તેહને ઘેરિ હતી કન્યાય ॥ ૨૦
નામ દમયંતી તે સુંદરી — લૌવણ્[12] રૂપ કલા ગુણભરી ॥ ૨૧
સુરનરમુનિવર જે તાં સુણે — જોતાં દેહની સુધિબુધિ સગે ॥ ૨૨
વિદર્ભ દેશના માંગણદાર — આવે નલની સભા મુઝારિ ॥ ૨૩
દમયંતીના કરે વખાણ — મોહ પામિ નલ ચતુરસુજાણ ॥ ૨૪
ફરી આવે દમયંતી પાશ — અરે બાઈ તું રહી ગર્ભવાસ ॥ ૨૫
જો તેં નલ નૈષધ નવિ વર્યો — તો (તેં) ભુલનો ફેરો ફરો ॥ ૨૬
અન્યોઅન્ય તાહાં એહવૂ કહ્યું — વિરહે તાં નવિ જાએ રહ્યું ॥ ૨૭
એમ કરતાં તાંહા વીવા જડ્યો — સમાચાર તાં સુરપત્યે સુણ્યો ॥ ૨૮
સ્વર્ગ લગે (જો) વાત જ ગઈ — મઘવાને મન્ય ચ્યંતા થઈ ॥ ૨૯
ઇંદ્ર વરુણ ધર્મ મિલ્યા એકઠા — વૈશ્વાનર વ્યગ્ર થઇને બેઠા ॥ ૩૦
ઇંદ્ર કેહે કાંઇ કરો રે પેમ — એ કન્યા યમ[13] આવે ચેમ ॥ ૩૧
વરુણ કેહે શો કરવો સંચ — પાવક કેહે કરસ્યૂં પરપંચ ॥ ૩૨
જ્યાહારે નલ આવીને તોરણ રહ્યા — નલ સરખા તે ચારે થયા ॥ ૩૩
પછે બ્રમ પડીઓ જોતાં ભૂપાલ — બાઈ કોહોની કંઠિ ધરિ વરમાલ ॥ ૩૪
એક મુહૂર્ત તાહા સ્તુત્ય જ કરી — ફરી કન્યા વિનેસ્તુત[14] કરી ॥ ૩૫
જે કો દેવ દાનવ ને નાગ — કાં ધર્મતણે શિર મેહિલો[15] પાગ ॥ ૩૬
મે તો નેમ કર્યો મન આપ — નલ વણ નર તે ભાઇબાપ ॥ ૩૭
વિનતાવચન સુણીને કાનિ[16] — દેવ થયા તે અંતરધ્યાન ॥ ૩૮
નલ પરણીને પાછા ફરા — ઇંદ્ર મન કરી અવકલા ॥ ૩૯
આપણે એ શું કરવૂ (અ) નાન — કાહો[17] તો કાંઇ દીજે વિજ્ઞાન ॥ ૪૦
અશ્વમંત્ર આપો[18] દયા કરી — સમે તેહેવા હાકો તુરી ॥ ૪૧
હજો તહ્મને વળી વર ભૂપાલ — નહીં કરમાએ કંઠથી માલ ॥ ૪૨
પાવક કેહે સુણન[19] નરેશ — તુ અગ્નિમાંહિ કરે પ્રવેશ ॥ ૪૩
નવિ પ્રભવે[20] તુહને રાજન — પણ વૈશ્વાનર રાધિ[21] અન્ન ॥ ૪૪
વરુણ કેહે તુ સુણને રાય — નિરભે સાંચરિ પાણીમાંહ ॥ ૪૫
બીજો વર નહ્મને ભૂપાલ — સમરિ[22] તાંહાં આવીશ તત્કાલિ ॥ ૪૬
ધર્મરાજ ઇમ વાણી વદે — પાવન તાહારૂ રેહેજ્યો રદે[23] ॥ ૪૭
અંત સમે તુહને મારા રાજન — નહી પ્રભવે માહારા જન ॥ ૪૮
વર આપીને તે તો ખસા — દ્વાપર કલિયુગ આવી ધસા ॥ ૪૯
અન્યોઅન્ય પ્રણામ જ કીધ — ઇંદ્ર કેહે તહ્મે જનશો શીદ ॥ ૫૦
"ભીમકરાએ રચ્યો સેવરા[24] — તાંહાંલગે આવ્યો જાય ખરા ॥ ૫૧

---

૧૨ લાવણ્ય. ૧૩ જેમ. ૧૪ વિનય સ્તુતિ. ૧૫ મુકો. ૧૬ કાને. ૧૭ કહો. ૧૮ આપો. એ જ પ્રમાણે એચર્યો, ખરવા, ધસ્યા, વગેરે. ૧૯ સુણ ને (જનું રૂપ). સરખાવો અંગ્રેજી માનાર્થ રૂપો (બહુ). ૨૦ નડે, પરાભવ પમાડે. ૨૧ રાંધે. ૨૨ સ્મરે. ૨૩ હૃદય. ૨૪ સ્વયંવર.

રૂપ દમયંતીનો ગુણ સુણ્યો ને જોવાને મન તત્પર ઘણો " ॥ ૫૨
ઇંદ્ર તવ વાણી ઓચરી તે તો નૈષધયોગ[25] રે વરી ॥ ૫૩
તવ કલિયુગ વાણી ઓચરે તવ ઊભા માનવ કયમ વર્યો[26] ॥ ૫૪
એ કન્યા તાં દેવ જ યોગ્ય માનવી કયમ કરશે સંભોગ ॥ ૫૫
નૈષધ પરણી મંદિર ગયો પછે નલ પૂઠે કલિયુગ થયો ॥ ૫૬
બાર વરિસ તાંહાં રાને[27] નડ્યો સતવાદી રાય છલ નવ્ય પડ્યો ॥ ૫૭
સતવાદી સાહાસીક[28] નરેશ પુણ્યવંત પ્રાણી સઘલો દેશ ॥ ૫૮
પોતાની પત્નીશું રમે પરનંઘા કોહોને નવ્ય ગમે ॥ ૫૯
કો કોહોના નવિ ખોલે મર્મ ચિયારિ વર્ણ કરે તાંહાં ધર્મ ॥ ૬૦
કલિયુગન ઘણ બલ ચાલે તાં અન્યા અધર્મ વરતે જાંહાં ॥ ૬૧
સત્યવાદી તાંહાં સર્વે દેશ કલિયુગ કાહા થઈ[29] કરે પ્રવેશ ॥ ૬૨
કહે બૃહદશ્વ યુધિષ્ટિર અવધારિ છલ પડ્યો રાજા એક વાર ॥ ૬૩
લઘુશંકા કરી ધોયા પાગ ઘુટનો[30] રહ્યો કોરો ભાગ ॥ ૬૪
પછી શરીરમાંહાં પ્રવેશ જ કરિ[31] સત્યવાદીની બુધ[32] જ ફરી ॥ ૬૫
પિતરીઆ[33] સાથે રમીઓ દૂત હારી રાજ થઓ અવધૂત ॥ ૬૬
એક વસ્ત્ર ભરી નર ને નારિ રડવડીઆ તે વંન મુઝારિ ॥ ૬૭
પછે વસ્ત્ર વધેરી[34] મેહિલિ ગયો રડવડતો અયોધ્યા રહ્યો ॥ ૬૮
નલ સરખો મોહોટો છત્રપતિ રતુપરણ ઘરિ રહ્યો સારથિ ॥ ૬૯
તેહેની સ્ત્રી વન વન રડવડી કોએક નગર વિષે આવી ચડી ॥ ૭૦
રાજભોગ પેરિપેરિના[35] રંગ બહુ દાસી સેવકજન સંગ ॥ ૭૧
ભૂષણ વસ્ત્ર હતાં બહુ ભાત્ય નવ્ય લોહિતી તે નિશા પ્રભાત ॥ ૭૨
એ પ્રકાર[36] કરી પેટ જ ભરે તોહે કિંચિત દુખ મન નવિ કરે[37] ॥ ૭૩
પૂછે યુધિષ્ટિર વારોવાર કિમ ભેટ્યા સ્ત્રી ને ભરથાર ॥ ૭૪
કેહે ઋષિ સુણ્ય ને રાજા વાણ્ય પીતરે આહાને હૂઉ[38] જાણ ॥ ૭૫
પછે વિપ્ર મોકલીઆ ઠામોઠામ ખોલિ કારે દમયંતીની તામ[39] ॥ ૭૬
એમ કરતાં સુધ લાધી ખરી પીહરને બેઠી દીકરી ॥ ૭૭
અન્ન ઉદક કરી બેઠી તાજ[40] લાધાવો મારો નલરાજ ॥ ૭૮
રાએ ખોલ્યા દેશવિદેશ નવિ લાધો તા તેહ નરેશ ॥ ૭૯
સેવરામંડપ[41] કીધા કરી રાજા તાહા આવો પરવરી ॥ ૮૦
જોવરાવતાં બહૂ એંધાણ પ્રગટ થયો નલ ચતુરસુજાણ ॥ ૮૧

---

૨૫ નેગ, જોડે ૨૬ પસંદ કર્યો. ૨૭ રાયને. ૨૮ નાકર સાહસિક શબ્દ ઘણા સામાન્ય અર્થમાં વાપરે છેઃ– મહા ગુણવાન. ૨૯ ક્યાંથી, જ્યાંથી, ત્યાંથી, હાંથી, અહીંથી વગેરેમાં થી લાગે છે. પાંચમી વિભક્તિનો પ્રત્યય; પરંતુ થઇને થઈનું ટુંકું થઇ ગયેલું રૂપ જ હોય એ મત ધ્યાનમાં લેવા જેવો છે. ૩૦ ઘુંટીનો. ૩૧ કરે. ૩૨ બુદ્ધિ. ૩૩ પિત્રાઇ. ૩૪ કાપી. ૩૫ ભાત ભાતના. ૩૬ કયે પ્રકારે ? અહીં એક બે કડી લહિયાની ગફલતચૂકથી રહી ગઈ લાગે છે. ૩૭ આ ઉત્તરાર્ધ ભ્રષ્ટ છે; એથી ઉલટો જ અર્થના શબ્દો જોઇએ. ૩૮ થયું. ૩૯ તે માટે (?) ૪૦ ત્યાગ કરે છે; ૪૧ સ્વયંવર મંડપ.

પછે અક્ષમંત્ર શીખવીયો રાય કલિયુગ આવી પડીયો પાય ॥ ૮૨
પછે પોતાનો લેઈ પરવાર આવ્યો નૈષધ દેશમઝારિ ॥ ૮૩
પછે રમો દ્યુત[૪૨] જીતો નલરાય પીતરીઓ કાઢો વનમાંહ ॥ ૮૪
રધિ સમરધિ હુતી જેટલી ફેરી નલ પામ્યો તેટલી ॥ ૮૫
તહ્મો રાય પામશો પાંડુ રાજ ભાજશે મનકેરી દાઝ ॥ ૮૬
સખા તહ્મારે વૈકુંઠનાથ માથે અર્જુન સરખો ભ્રાત ॥ ૮૭
તે જોતા તહ્મને દુઃખ કશું સુણતાં રાયને આવ્યું હસું ॥ ૮૮
અર્જુન ગ્રેહે રહ્યા પરજલી સુણતા મનને શાતા વલી[૪૩] ॥ ૮૯
પુનરપિ રાજા પડીઓ પાય આશીર્વચન કહી ઋષિ જાય ॥ ૯૦
નલકથા સોતા[૪૪] જેટલે નારદમુનિ આવ્યા તેટલે ॥ ૯૧
અવનીપતિ ઉઠ્યો આદરિ[૪૫] આસન આપિ પૂજા કરિ ॥ ૯૨
ઋષિ પૂછ્યા સહુ[૪૬] બેઠા ફરી સ્તુતિ કરવા માંડી સુંદરી[૪૭] ॥ ૯૩
ભલે પધાર્યા ઋષિવર તહ્મો કિ્રપા કરી સંભાર્યા અહ્મો ॥ ૯૪
સહજમાંહે અહ્મો કર્યા સનાથ કાંઈ કોહો હસ્તિનાપુરની વાત ॥ ૯૫

ઇતિ.

---

૪૨ દ્યુત રમ્યો અને હાર્યો. ૪૩ વળી. ૪૪ સમાપ્ત થઈ. ૪૫ આદરે ઊઠી આસન આપે પૂજા કરે. ૪૬ સહુ ઋષિ પૂછ્યા, બધા ઋષિઓની પૃચ્છા, ૪૭ દ્રૌપદી.

"કવિઓ અને સાહિત્યકારો સમાજમાંથી પોષણ લે છે અને બદલામાં પોતાના સર્જનદ્વારા સમાજને પ્રેરે છે. આ પ્રેરણાના સ્વરૂપનો આધાર જે જાતનું પોષણ એ મેળવે છે તેના ઉપર રહે છે. અને આથી જ નિર્માલ્ય કવિઓ અને સાહિત્યકારો એ નિર્માલ્ય અને પરતંત્ર પ્રજાના નિદર્શક છે. પરંતુ જીવનમાં ઘોરમાં ઘોર અનિષ્ટ પણ એના પ્રતિપક્ષમાં સર્વથા અનિષ્ટ નથી હોતું અને નવા સર્જનોની ભૂમિકા બને છે. ગાંધી, ટાગોર, ઓરો, અરવિંદ જેવી વિભૂતિઓની ઉત્પત્તિ આ અનિષ્ટકાળનું ઇષ્ટ પ્રતિફળ છે. આજ સ્થિતિ ગુજરાતના સાહિત્યને લાગુ પડે છે. નિર્બંધતા અને મુક્તિની પ્રચંડ ઘોષણા કરતા વીરે જ્યારે નવજીવન પ્રેર્યું ત્યારથી જ ગુજરાતના માનસમાં પણ નવાં આંદોલનો થવા લાગ્યાં છે, જેના સાહિત્ય પરિપાકની આપણે રાહ જોઈએ છીએ."

(ચૈતન્યપ્રસાદ દીવાન)

# નાના નાના લેખો

## ૧
## ઈશ્વર અને શક્તિ

પુરુષને મન સ્ત્રી એટલે દેવી. બીજી રીતે બોલીએ તો સ્ત્રી એ પુરુષના આત્મવિકાસનું સાધન માત્ર છે. સ્ત્રીમાં પુરુષનો જે અનુભવ તે શિવશક્તિના આદર્શને પહોંચે તેવો છે. પણ એમાં નારીતત્ત્વ નિમિત્તમાત્ર છે. પુરુષ–સાધક જ આગળ પડતા પદે છે. અતિ ભવ્ય અનુભવને સારુ એટલા માટે સ્ત્રી એ સુરસમાં સરસ વાહન ગણાયું છે. અને છતાં સ્ત્રીને શક્તિ અને દેવી ગણનાર આર્યાવર્તે જ સ્ત્રીને કેમ અવગણી છે? એ શું કરે છે, ખમે છે કે અનુભવે છે તેનું ભાન પુરુષ કેમ નથી રાખ્યું?

આર્યાવર્તે સ્ત્રીને દેવી કે શક્તિ તરીકે પૂજ્ય માની છે; અને છતાં સંસારજીવનમાં સ્ત્રીને વ્યક્તિ તરીકે પુરુષે પરતંત્ર જેવી બનાવી દીધી છે અને અવગણી છે એનું એક ગહન કારણ છે. વસ્તુતઃ સ્ત્રીતત્ત્વ આખા સંસારમાં આગળ પડતું અને ચડિયાતું છે. પુરુષ સ્ત્રીમાં નિજ સ્વરૂપને પ્રત્યક્ષ કરવા સારુ પોતાને જ ખોઈ નાંખે છે. સ્ત્રી વગર એ સર્વકાળે સર્વસ્થળે અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ છે. સ્ત્રીની એ શક્તિભાવના એવડી વિશાળ ને વ્યાપક છે કે એ અમુક એક વ્યક્તિમાં સમાઈ શકતી નથી આખું વિશ્વ સ્ત્રીમય બને છે. પુરુષ એનામાં અને એના દ્વારા પોતાને અનુભવે છે. એનો સંસાર સ્ત્રી છે, દેવ સ્ત્રી છે. શક્તિને જુદે રૂપે નામે ઓળખાતી નથી; કેમ જે પરમાત્મા ઈશ્વરરૂપે પોતામાં શક્તિનો અનુભવ જ કરી રહ્યા છે. આનંદ–સંયોગનું સુખ–એ શક્તિ સાક્ષાત્ પોતે છે.

આનું નામ શક્તિસંપ્રદાય અને તેની સ્થાપના. એમાં જાતીય પ્રવૃત્તિઓ–ગમે તેવી એ હલકી હોય તોપણ–દ્વારા આત્માને ઉચ્ચ ભાન અપાવનાર સૌ ક્રમિક તત્ત્વોનો સમાવેશ કરવામાં આવ્યો છે. અને છતાં એ મિલનમાં સ્ત્રી કે પુરુષ કોઈ વ્યક્તિ તરીકે રહેતાં નથી. પુરુષ ત્યાં શક્તિનો અનુભાવક બને છે.

આ કુદરતી યોજનામાં સ્થૂલ તત્ત્વ કે અપવિત્ર આચાર કે અનીતિની ગંધ સરખી નથી. સ્ત્રીત્વ–જે પુરુષના મિલનમાં પૂર્ણ સિદ્ધિને પામે છે તે–એને પોતાના ખોળામાં લે છે. એમાં સ્ત્રીની દિવ્ય વેદિ ઉપર પુરુષનું નિવેદન કે અર્પણ છે. સ્ત્રી એ રસધારા છે–જેમાંથી પુરુષ જન્મ પામ્યો; જ્યાં આગળ એ ઉછર્યો, જેમાં એ પાછો પ્રવેશ કરવા ઇચ્છે છે.

આ મિલનના રૂપ અને તેની રીતો અસંખ્ય છે; પણ એ સૌનું લક્ષ્ય એકસરખું દિવ્યતાભર્યું છે. સાધક પુરુષ એમ કહી શકે 'મારે કોઈ બીજી સ્ત્રીની શી જરૂર છે?–મારામાં જ સ્ત્રીત્વભર્યું છે પછી શું?'

પુરુષ સ્ત્રીમાં આત્મનિવેદિત થાય છે ત્યારે ત્યાં આગળ નર અને નારી જેવું તત્ત્વ રહેતું નથી; પરંતુ એકબીજું અન્યોન્યમાં પોતપોતાને અનુભવે છે. પણ આજે સ્ત્રીપુરુષનો સંબંધ જુદો છે. પહેલાં સ્ત્રી હલકી હતી. આજ એ પુરુષની ઉપર છે.

શક્તિ એટલે સ્ત્રીત્વ. શક્તિએ હવે પોતાનું વ્યક્તિત્વ ખીલવ્યું છે. જો પુરુષ શક્તિ જેવો થશે કે શક્તિમાં ભળી જશે તો એને કદી નહિ પામે કે એને નહિ પહોંચી શકશે. તેથી ઊલટું પુરુષે પોતાનો અહંભાવ (Ego) એટલે વ્યક્તિત્વ પ્રબળ અને પ્રતાપી બનાવવું જોઈશે. જો તેણે શક્તિએ વરેલી સિદ્ધિને પહોંચવું હશે તો–

પણ આપણે સમજવું જ જોઈશે કે આપણામાં જે ભવ્ય સર્જન બળ છે તે નારીતત્ત્વને આભારી છે. મહાન સ્ત્રીઓનાં જીવન હજુ પ્રેરણાદાયક નીવડે છે. સ્ત્રી માત્ર સ્થૂલ વાસનાને કાજે લુંટાઈ નથી. અલબત્ત, અર્વાચીન સમયમાં જે સ્થળે ને પ્રવૃત્તિએ પુરુષ નેતા તરીકે કામ કરતો થયો છે ત્યાં ત્યાં સ્ત્રીની કોમળ પ્રેરણાનું ફૂલ કરમાયું છે. અને છતાં સ્ત્રીની રીતભાત પુરુષથી જુદી છે. એ સંસારની પુરી રસિયણ ને ભાગીદાર થઈ રહી છે. અને પુરુષને આ વાત સમજવી હોય તો જરૂર પોતાનામાં રહેલ શાશ્વત નારીભાવનાને પ્રીછે અને અનુભવે.

આને સારુ પુરુષે પોતાની તંદ્રિત વૃત્તિઓને સચેત કરવી જોઈશે. પુરુષે પ્રેરણાના જ્ઞાનમાં વધુ ચોક્કસપણે શ્રદ્ધાભક્તિ રાખવી પડશે. એણે પોતાની લાગણીઓને એટલી પવિત્ર કરવી પડશે કે તેમાં દિવ્યાશી ભાવ પ્રગટ થાય. અને તે સમય પુરુષે ફક્ત બુદ્ધિબળે જ નહિ એવા જ્ઞાનના સાધનભૂત થવાનું છે. તો જ પ્રકૃતિ એને પોતાનું રૂપ બનાવશે. કેમકે પુરુષના વ્યક્તિત્વમાં સ્ત્રીતત્ત્વ ઠીક ઠીક ભળેલું છે. આ સ્ત્રીત્વમાં ઉંડા સત્યોનો, સર્જક પ્રેરણાનો અને વૃત્તિની સ્વતંત્રતાનો સમાવેશ થઈ જાય છે.

પણ આમ કરવા જતાં પુરુષે પોતાની જાતને ખોઈ બેસવાની નથી. પુરુષે શંકરની જેમ અર્ધ-નારીશ્વર થવાનું છે. પુરુષ સ્ત્રીથી બંધાએલો છે; કેમકે સ્ત્રી પુરુષને પૃથિવી ઉપર ઉભા રહેવાનું સ્થાન અને આસન આપે છે. એટલે સ્ત્રી પુરુષને મન જીવતી અસ્મિતા (Entity) છે. પુરુષની પેઠે એમાં જડ કે નિર્જીવ વસ્તુઓનો કચરો કે બખેડો નથી.

સ્ત્રી જ્યારે પોતાના નવકર્તવ્યની ભાનવાળી થાય છે કે તુર્ત એનામાં સ્ત્રીત્વ પ્રગટે છે; જ્યારે પુરુષે પુરુષ થવાને માટે–એટલે કે આદર્શભાવી, બુદ્ધિમર્યાદાવગો કે સ્વચ્છ ચિત્તવાળો થવાને માટે–પોતાની જાતને ખોઈ દેવી પડે છે. સ્ત્રીને તો માત્ર વધુ સુંદર, કોમળ અને રસભર પરિવર્તન પામવાનું હોય છેઃ જેનકે, કુમારિકામાંથી માતા બનવાનું.

પુરુષ જ્યારે દિવ્ય સ્વભાવ કેળવવાની એટલી પ્રગતિ કરશે અને પોતાનામાં સંપૂર્ણ સ્ત્રીતત્ત્વને ઉતારશે ત્યારે મેરીના ઈશુ પ્રગટ્યા અને દેવકીના કૃષ્ણ જન્મ્યા તેમ એવા જ સબળ અદ્ભુત પુરુષ–અવતાર થશે જ થશે.

( "વિશ્વભારતી" માંથી )

૨

## નૃત્ય અને સંગીત

આઠમી ડીસેમ્બરના 'સૌરાષ્ટ્ર'માં 'કલાને મંદિરે'માં નૃત્ય વિષે થોડી પણ રસભરી અને સૂક્ષ્મ ચર્ચા કોઈએ કરી છે. એ ચર્ચામાં વધુ પ્રકાશ ઉમેરવાનો આ આછો અધુરો પ્રયત્ન છે.

અન્ના પાવ્લોવા અને મેસ્રગરોઝ આપણા દેશમાં નૃત્યકલાની પ્રેરણા મેળવવા આવે એ સ્વાભાવિક છે. નૃત્યકલાની મુખથી અહિં સુધી એ દોડી આવે એ અવસ્થા એ કલા તરફનો પ્રેમ અને વલવલાટ સૂચવે છે. કલાકારના અંતરમાં જ્યાંસુધી એ કલાને મૂર્તિમંત કરવાની તમન્ના નથી પ્રગટતી ત્યાંસુધી એ કલાના હાર્દને સમજવાની તકલીફ નથી લેતો. અને જ્યાંસુધી કલાનું હાર્દ સમજાતું નથી ત્યાંસુધી એ કલા એટલી અપૂર્ણ જ રહે છે. પાવ્લોવાની આ લાગણીજન્ય કલાભુખ અભિનંદનીય એટલી જ અનુકરણીય છે.

સૃજનને ટકાવી રાખનાર ડોલનનું માનવમાં પ્રગટ થતું સ્વરૂપ એ નૃત્ય છે; જીવનમાં વ્યાપી રહેલ આનંદની ગતિ અને ગતિના આનંદની અભિવ્યક્તિ એ નૃત્ય છે. સૃજનની ઉત્પત્તિ અને વિલય બન્ને આનંદમાં છે તે ભગવાનની બે પ્રકારની નૃત્યલીલા વડે દર્શાવાયલું છે. અંતરનો ભાવ છેક સ્થુલ અવયવ સુધી અંતર સાથે સંવાદ સાધીને બહાર પડવો જોઈએ. જ્યારે અંતરમાં થનગનતું ડોલન અને તેમાં રહેલ આનંદ શરીરદ્વારા સંપૂર્ણ વ્યક્ત થાય છે ત્યારે નૃત્ય ખરેખર ઉન્નતિકર નિવડે છે એટલું જ નહિં પણ આત્મની સાર્થકતા થાય છે.

ભારતની આર્યપ્રજામાં નૃત્યસંસ્કાર એ જુગજુનો સંસ્કાર છે. સદી, બે સદી કે દશ સદીનો નથી. આર્યપ્રજા જેને દેવો તરીકે સન્માને છે અને જેને ભગવાન કહી ભાવભર્યા અંતરે પૂજે છે, ત્યાંથી ઉતરી આવેલો એ પવિત્ર સંસ્કાર છે. આર્યનૃત્યની શૈલસુધી ભવ્ય, ગહન અને અતિપ્રાચીન છે. નૃત્યકલા એ આર્યપ્રજાનો એક ધાર્મિક ભાવ છે. વિશ્વંભર ચંદ્રશેખર એ આ દેવભૂમિના આદિ અને અજોડ નટરાજ છે. એ નટરાજના જે રંગચિત્રો અને મધ્યયુગની કેટલીક સ્થાપત્યની પ્રતિમાઓ છે એમાંથી આજે નૃત્યની દુનિયા પ્રેરણા મેળવી રહી છે. સૌન્દર્ય અને શ્રીની અધિષ્ઠાત્રી ભગવતી લક્ષ્મી એ સ્વર્ગની પહેલી દિવ્ય નર્તિકી મનાય છે. સંધ્યાના રંગો જેવી સૌન્દર્યવતી ઇંદ્રની અમીય અપ્સરાઓ મેઘધનુષ્યના રંગો જેવા વિવિધ શણગાર સજીને એ કલા શિખવા એ અધિષ્ઠાત્રીને ચરણે જતી એવી કથા છે. ઇંદ્રની કચેરીમાં જુદા જુદા રસ વિવિધ નૃત્યકલા દ્વારા મૂર્તિમંત થતા.

શ્રીકૃષ્ણના રાસ એ પણ આર્યનૃત્યકલાનું એક ભવ્ય સ્વરૂપ છે. રાસના કેટલાય પ્રકારો અને સ્વરૂપો એ વખતે ઘડાએલા નૃત્યમાં બે પ્રકારનો સમાવેશ પામે છે. ૧ નૃત્ય-વ્યક્તિ કરે તે, અને ૨ લાસ્ય-સંઘ કરે તે. સંઘનૃત્ય ઉપરાંત શ્રીકૃષ્ણ અને રાધાએ જે એકજ કેલાસિદ્ધ દેલવાટે સૂક્ષ્મમાં સૂક્ષ્મ માનવોર્મિઓને જે વિધવિધ વાચા આપી છે એય અપૂર્વ છે. શ્રીકૃષ્ણની અદ્ભૂત બંસરીના સુરો સાથે ગોપીઓનું નૃત્ય એ પણ નૃત્યકલાનો એક સુંદર પ્રકાર છે. ભક્તિ અને પ્રેમ એ બહુ જ કોમળ અને માર્દવભરી માનવોર્મિઓ છે. નૃત્યકલાને એ ઊર્મિઓમાં ભીંજવીને શ્રીકૃષ્ણે એનું નવું જ આધ્યાત્મિક સ્વરૂપ સર્જ્યું છે. અને નૃત્યકલાની એ ભાવના આર્યપ્રજાના જીવનમાં ગુંથાઇ ગઇ છે. પરંતુ સંસ્કૃતિના અસ્તકાળે જે વિનાશ આવ્યો એમાં સંસ્કૃતિનાં ઘણુંય સુંદર અંગો ખંડિત થઇ ગયાં તેમાં આ નૃત્યકલા જેવી આર્યસંસ્કૃતિની એક લાક્ષણિક કલા પણ અસ્તાચળે પહોંચી. પરંતુ એના રહ્યાસહ્યા અવશેષો પણ સમય મળતા બલપૂર્વક નવા સ્વરૂપે જીવનમા ઘસી આવ્યા. પછી તો જેમ જેમ યુગપલટો થતો ગયો તેમ તેમ નૃત્ય-સંસ્કારમાં પણ પરિવર્તન આવ્યું. સંસ્કૃત શાસ્ત્રોના અભ્યાસ ઉપરથી જણાય છે કે પુરાતન ભારતમા તો નૃત્ય, સંગીત અને નાટકના ખાસ અભ્યાસ-ગ્રંથો હતા.

પૂર્વની ધર્મોપરી પ્રજાઓની કલાની ભાવનાનું મૂળ આધ્યાત્મિક તત્ત્વમાં રહેલું જણાય છે. ઈરાનના સર્વશ્રેષ્ઠ સુફિકવિ જલાલુદ્દીને સંગીત અને નૃત્યનો સુફિધર્મના એક અંગ તરીકે પ્રચાર કર્યો હતો. એમણે એનો સખત પ્રચાર કરતાં કહેલું કે 'માનવઆત્માને શરીરમાં પ્રકાશ પામવાનું સંગીત અને નૃત્ય એ અજબ સાધન છે. સંગીત અને નૃત્ય એ આત્માની ભવ્યતા અને મહાનતાને શરીર દ્વારા વ્યક્ત કરવાના અદ્ભૂત કિમિયા છે.'

આપણે ત્યાં માનવમાં થતા કલાના ઉપભોગના સ્થાયી સૂક્ષ્મ સ્વરૂપોને નવ રસમાં વહેંચી નાંખ્યા છે. ૧ શૃંગાર ૨ કરુણ ૩ વીર ૪ શાંત ૫ અદ્ભુત ૬ હાસ્ય ૭ ભયાનક ૮ બિભત્સ અને ૯ રૌદ્ર. અને બીજા પણ ભાવો જેવા કે દાસ્ય, સૌખ્ય, વાત્સલ્ય અને મધુર પણ નૃત્ય વગેરે કલા દ્વારા વ્યક્ત થાય છે. પરંતુ આ મુખ્ય નવરસ તો સંગીત અને નૃત્ય દ્વારા ભવ્ય અને સુભગ રીતે વ્યક્ત થઇ શકે છે. બૌદ્ધકાળની સ્થાપત્ય કલામાં અને રાજપૂત સમયનાં કેટલાંક રંગચિત્રોમાં નૃત્યકલાની વિવિધ ખુબીઓ બતાવતી કેટલીય મૂર્તિઓ આપણને દંગ કરી દે છે. એ અંગમરોડ, મોહક લાવણ્ય અને મુખ પરના ચોક્કસ ભાવો દ્વારા વિવિધ ઊર્મિઓ અદ્ભૂત રીતે વ્યક્ત થએલી દેખાય છે. માનવના લાગણીજન્ય સંસ્કારો સંગીત અને નૃત્ય દ્વારા જેવા કેળવાય છે એવા બીજી કોઇ પણ કલા દ્વારા નથી કેળવાતા. એટલે નૃત્ય એ એકલો આધ્યાત્મિક કે ધાર્મિક ભાવજ નથી, કલાનું એક સ્વરૂપ જ નથી પણ માનવના સંપૂર્ણ વિકાસનું એક અગત્યનું અંગ છે. સંગીત અને નૃત્ય એ કુણી માનવોર્મિઓને બહુ જ નિયમીત અને વ્યવસ્થીત રીતે ઘડે છે.

હજી દક્ષિણમાં અને ઉત્તર હિંદુસ્થાનમાં કેટલાક નગરોમાં કેટલાક કુટુંબો એવા છે કે જેમનામા પરંપરાથી નૃત્યકલાનો વારસો ચાલ્યો જ આવે છે. અને દક્ષિણ ભારતમાં તો આ કલાનો હજી વાસ છે એ જાણનારને આનંદ આપ્યા સિવાય નહિં રહે.

પશ્ચિમના નરનારીઓ જે હિંમતપૂર્વક સાહસ કરીને પોતાની કલા દેખાડવા-અને નવી પ્રેરણા મેળવવા દુનીઆભર ઘુમે છે એ વૃત્તિનો આપણે ત્યા અભાવ છે. તેમાય વળી નૃત્યકલા તો આજે છે તેય સ્ત્રીવર્ગના હાથમાં છે. અને આપણા દેશના નારીસંઘની અંતરવૃત્તિઓ સ્પષ્ટ છે. અને તેમાય લજ્જા અને એ કલાને આપણે આપી દીધેલી હલકી પ્રતિષ્ઠા, એ બેઉએ એમના પગમાં એક પ્રકારની બેડીઓ નાંખી દીધી છે. સમાજમા સંગીત અને નૃત્યની પ્રતિષ્ઠા ચારિત્ર્ય જેટલી જ વિશુદ્ધ અને ઉચ્ચ હોવી જોઇએ.

તાન્જોર, ત્રિવેંદ્રમ, મદુરા, ત્રિચીનાપલ્લી, કોઇમ્બાતૂર અને રાજમહેંદ્રી જેવા નૃત્યકલાના ધામો હજુ આ પ્રદેશમા છે. માદામ પાવ્લોવાને કોઇ આ પ્રદેશમાં ફેરવે તો એને ઘણી નવી પ્રેરણા મળે એટલું જ નહિં પણ સાચું આર્યનૃત્ય જોવા મળે. દક્ષિણ અને ઉત્તરના સંગીતમા એક ખાસ ભેદ છે તે સુર અને તાલનો. ઉત્તરના સંગીતમા સુર પ્રધાન

છે અને દક્ષિણના સંગીતમાં તાલ મુખ્ય છે. મને તો અહિંના સંગીતમાં સૂરજમાવટ કરતાં તાલબદ્ધતા જ તરી આવતી લાગે છે. અને કોણ જાણે કેમ અહિં બીજાં વાદ્યો કરતાં મૃદંગ અને તબલાં વધારે પ્રિય મનાય છે. બંગાળી સંગીતની સાથે જેમ વીણા શોભે, મુસલમાની સંગીત સાથે જેમ સારંગી હાથ મીલાવે, દક્ષિણી સંગીત સાથે જેમ શરણાઈ રાગ સાધે, લખનૌરી સંગીત સાથે જેમ નાનું શું હારમોનીયમ નાચે અને ગુજરાતી સંગીત સાથે જેમ દીલરૂબા એકતાર થાય તેમ તામિલ સંગીત સાથે મૃદંગજ પ્રાણચેતના પુરે.

આ પ્રદેશમા નૃત્યકલાનો વાસ હોવાથી મૃદંગ અને તબલાંનો મહિમા ખુબજ વધ્યો લાગે છે. નૃત્યમાં તો હંમેશાં સૂર કરતાં તાલ જ વધારે મહત્વનો મનાય છે. એટલે જ મૃદંગકલા અહિં વધારે હાથ કરવામાં આવી છે. મૃદંગકલાની મેં એક બહુજ સરસ કથા વડોદરામા સાંભળી છે. પ્રોફેસર મૌલાબક્ષ તો સંગીતની દુનિયામા જાણીતી વ્યક્તિ છે. એમને એક દિવસ વડોદરા નરેશ શ્રી ખંડેરાવે કહ્યું કે "મૌલાબક્ષ, તમારી મૃદંગકલા તો ત્યારે જ ખરી કહેવાય જ્યારે તમે મારા ગાંડા હાથીને નમાડો." રાજાનો શુ ? હુકમ થયો. મૌલાબક્ષે કમ્મરે મૃદંગ બાંધી. ગાંડો હાથી છુટો મુકાયો. પરંતુ મૃદંગમાંથી એવા વિચિત્ર અને ભયંકર અવાજો નીકળ્યા કે હાથી બીજી તરફ નાસી ગયો. આ કથામાં ગમે તેટલું સત્ય હોય છતાં મૌલાબક્ષની મૃદંગકલા ગુજરાતમાં અજોડ છે.

અહિંની સ્થાપત્યકલા એ જેમ દક્ષિણનું ગૌરવ છે તેમ નૃત્યકલાય દક્ષિણ ભારતનો એક મુલ્યવાન મહિમા છે. નૃત્યમા તાલ તો ઓછો ભાગ ભજવે છે. તાલ વિનાનું નૃત્ય આત્મા વિનાના દેહ જેવું લાગે. નૃત્ય ચાલતું હોય, શરણાઈની પ્રવાહિતા અખંડ ચાલી રહી હોય, સંજરા સમ ઉપર રણકાર કરી રહ્યા હોય અને મૃદંગ નર્તિકીના અંગેઅંગમાં ચૈકાર પુરી રહી હોય ત્યારે સાંભળનારનાય પગ તાલ દેવા મંડી જાય. શરીરમાં થતી ગતિય જાણે તાલમા થાય. આવી તાલબદ્ધતા આ પ્રદેશ વિના મેં બીજે નથી જોઇ.

એક વખત હું વડોદરા હતો ત્યારે સર સયાજીરાવના દરબારમાં ત્રણચાર વખત તાંજોરી નર્તિકીનું નૃત્ય જોવાનો પ્રસંગ મળ્યો હતો. ઇંદોરમાં પણ આજે પદભ્રષ્ટ થએલા સર તુકોજીરાવના વખતમાં એમના જુના રાજવાડાના ભવ્ય ચોકમાં હોળીના દિવસોમાં નૃત્યના ઘણા પ્રકાર જોવાનો અવસર મળ્યો હતો. તાંજોરી સ્ત્રીઓના શરીર ઉપર તો અજબ કાબુ હોય છે. જે ભાગનો જ્યારે અને જેવો ઉપયોગ કરવો હોય ત્યારે અને તેવો ઉપયોગ કરી શકે છે. એકલી આંખો, કાન, હાથ, શરીરનો અમુક જ ભાગ, માત્ર એક પગ જ, બે હાથ જ. એવાં જુદાં અંગોમાંથી નૃત્ય દ્વારા એ કંઇ અવનવું બનાવે છે. અહિં એક ત્રુટિ પણ નજરમાં ખુંચે છે. નર્તિકીના અંગમાં જે સુકોમલતા હોવી જોઇએ એ વાત ભારતની નર્તિકીઓએ બરાબર ધ્યાનમાં નથી રાખી. પણ એ તો સમાજનોય ગુન્હો છે. નર્તિકીને વેશ્યા કહેતાં અને લાલચો આપીને બનાવતાં સમાજના કેટલાક કહેવાતા ધણીઓને શરમ અને ચડકો જરાય આડે નથી આવ્યા. અને વેશ્યાનું સૌન્દર્ય કેવું હોય? આપણે ત્યાં બહુ જ થોડી નર્તિકીઓ અને ગાનારીઓ એવી છે કે જેઓ આ વેશ્યાના વેપારથી મુક્ત છે. એટલે સંગીત અને નૃત્ય આમ વેશ્યાના હાથમાં પડતાં ભ્રષ્ટકલામાં વિકૃતિ પામ્યાં છે. એક જાણીતી નર્તિકી સાથે મારી વાતચિત દરમ્યાન એણે ઉપરની હકીકત અનુભવરૂપે મને કહી હતી. મેં ઘણી મુસલમાન, તાંજોરી, દક્ષિણી, પંજાબી અને યુરોપીઅન નર્તિકીઓ જોઈ છે પણ તેમાં યુરોપીઅન નર્તિકીની એક વાત આપણને તરત જ ગમી જાય તે એમનું સૌન્દર્ય અને દેહની સુકોમલતા.

વડોદરામાં એક વખત એક પંજાબી નર્તિકી આવેલી એણે નૃત્યમાં ને નૃત્યમા એક લીટી "ધ્યાન લગો ગોન્દે તોરો" ને પચાસ જુદાજુદા ભાવોમાં સુંદર રીતે વ્યક્ત કરી હતી.

નૃત્યને સંગીતની સાથે સગા ભાઈ જેટલો સંબંધ છે. નર્તિકીના અંતરમાં સંગીતનું ચોક્કસ જ્ઞાન હોવું જોઇએ. કારણ કે સૂર વિના તાલની ગમ નથી પડતી અને તાલ વિના નૃત્ય સ્થુલમાં સંપૂર્ણ ડોલન સાથે પ્રગટ નથી થતું. સંગીત અને નૃત્યને જીવન સાથે પણ એટલો જ ગાઢ સંબંધ છે.

પશ્ચિમમાં જઈને સંગીતનો અને નૃત્યનો અભ્યાસ કરી આવેલા મારા એક બંગાળી સંગીત-વિશારદ મિત્ર સાથેની વાતચિતમાં પણ એમ લાગ્યું છે કે અદિના એટલે ભારતીય સૂરોને નૃત્ય સાથે વિશેષ સંબંધ છે. જીવનના રંગો અને ભાવો સાથે અપૂર્વ મિલન સાધતું અને એની પ્રત્યેક વૃત્તિ અને ઊર્મિ સાથે ગાઢ સંબંધ ધરાવતું આપણું રાગસંગીત સાચેજ અજોડ છે. મધુરી મુઝાતી આશાવરી, સ્વ-રૂપ મુકીને વહી જતી મલપતી ભેરવી, ત્યાગની મૂર્તિઓ સમી ભીમપલાસી અને ધનાશ્રી, અંતરમાં થનગનાટ મચવતી ગૌરી અને ગુણકલી, જીવનમાં રંગછોળો ઉછાળતી જેજેવંતી, હોરી અને કાફી, અને તરવારની ધાર પર ચાલવા જેટલી ધીરી ગતિ અર્પતી બાગેસરી અને સોહિણી—એ સૌ અપૂર્વ છે.

પરોઢીએ ચેતનફુવારા ઉડાવતો પ્રભાત અને બિભાસ, ગંભીર પોરસવંતો છતા ભક્તિભર્યો ભૈરવ અને કરુણ બિલાવર. બપોરના તપતા સૂર્યને મીઠું અમી વરસતા ચંદ્રમાં ફેરવી નાંખનાર થેસ સારંગ અને ગૌડ, નમતી સંધ્યાએ જીવન ભિંજવતો મલ્હાર અને મસ્ત પીલુ, પ્રથમ રાત્રિએ નાચતો કલ્યાણ, શાન બિહાગ, વિરાગી કેદાર, બેપરવા માલકોસ, વિહ્વળ માંડ, મીઠી વેદનાથી પજવતો દેશ અને મધરાતે જીવન દિંચવતો હિંડોલ એ સૌ આપણી અમુલ્ય કલાસંપત્તિ છે. જીવનની સાથે ઐક્ય સાધનાર અને આવો ઘનીષ્ઠ સંવાદ ગુંથનાર આ રસકલા પૂજાની અધિકારી છે. આર્યસંસ્કૃતિની મુગ્ધા કન્યા જેવી આ લલિત કલાની જોડ બીજે જડવી કઠણ છે.

મશહૂર પાવ્લોવા નૃત્યને રાષ્ટ્રના સર્વાંગ વિકાસમાં મહત્ત્વનું સ્થાન આપે એમાં શું આશ્ચર્ય છે? આશ્ચર્ય તો એ છે કે આપણે હજી સંગીત અને નૃત્યને આપણા જીવનવિકાસમાં સ્થાન નથી આપ્યું!

"નૃત્ય તો જીવનમાંથી જ રજા લઈ ગયું છે. એને પાછું લાવવા માટે જીવન-સંજોગોનો જ પલટો થવો જોઈએ.....આવરામાં આવરૂં કામ પ્રજાની કુણી ઊર્મિઓ ઘડવાનું છે. ચારિત્ર્યશીલ, ઇજ્જતદાર, કુલિન, રસિક અને પરિપૂર્ણ રંગીલી નટ-નટીઓ જ એ ઘડતરના ઘડનારાં બની શકશે." આ રહસ્યપૂર્ણ પંક્તિઓ ઘડાના ગુજરાતનું સંપૂર્ણ લક્ષ્ય માગી લે છે.

કિસનસિંહ ગોવિંદસિંહ ચાવડા

૩

## કલમ, પીંછી, ને ટાંકણું

કલમ, પીંછી ને ટાંકણું એ માનવજીવનના આનંદમય કોશને પુષ્ટ કરવામાં અને પ્રાણમય કોશના વિકાસમાં અતિ અગત્યનાં સાધનો છે. શિલ્પી, ચિતારો અને સાહિત્યક એક જ પરમ તત્ત્વની—આનંદ રૂપ બ્રહ્મની—આરાધના અર્થે ટાંકણું પીંછી ને કલમને સિદ્ધ કરે છે: અને જેટલે અંશે તે તપ અને સંયમથી આર્ષદૃષ્ટિ કેળવી સરજનહારનું સાયુજ્ય પામે છે તેટલે અંશે તેનું સર્જન સજીવ અને સનાતન રહે છે. વેદની વાણી, અજંતાનાં ચિત્રો અને ગ્રીસનું શિલ્પ આજપણ સંસ્કારી ચિત્તને આકર્ષે છે, આનંદ આપે છે અને થોડા સંસ્કારસિદ્ધ કળાકારો તેમાંથી પ્રેરણા પામી સરજનહાર સાથે તન્મયતા સાધે છે અને અમર કૃતિઓ સરજે છે.

*

આજે આપણા જીવનમાંથી આહ્‌લાદ ને ઉલ્લાસ ઓસરી ગયા છે. અંતરના અવાજ સાંભળી શકીએ એટલા સરળચિત્ત આપણે રહ્યા નથી, પણ આપણા હૃદય, મન ને બુદ્ધિ પર આપણે પ્રણાલિકાનો અંકુશ મૂકી તેના વિકાસને રૂંધ્યા છે. પરિણામે આપણાં હૃદયમાં ઊર્મિનો મહાસાગર ઉમટતો નથી, મન ગગનગામી કલ્પના કરી શકતું નથી, બુદ્ધિ સારાસારની પરીક્ષા કરી શકતી નથી. પ્રણાલિકાની પરવાનગી વિના આપણે એક ડગલું આઘું કે પાછું ભરી શકતા નથી. પરિણામે આપણા જીવનમાં વહેતા ઝરાની નિર્મળતા નથી, ઉડતા પક્ષીનો કલ્લોલ નથી, વનરાજીની નિત્યનવીન તાજગી નથી; છે માત્ર અંધિયાર જીવનની નિશ્ચળતા, ભાવહીનતા, જડતા.

*

અને તેથી જ આપણા સાહિત્યકારોની કલમ તરડાઈ ગઈ છે, આપણા ચિતારાઓની પીંછી પાણી થઈ ગઈ છે, આપણા શિલ્પીઓના ટાંકણા બુઠાં થઈ ગયા છે અને આપણા આનંદમય કોશને તુષ્ટિ કે પુષ્ટિ મળતી નથી, આપણા પ્રાણમય કોશમાં ઓજસ પ્રગટતું નથી. વાતાવરણના ગુંગળાટથી વૃત્તિને પ્રેરણા મળતી નથી એટલે શબ્દોમાં સામર્થ્ય પ્રગટતું નથી, રેખા ને રંગમાં રૂપ ખીલતું નથી, સંગેમરમરમાં સજીવતા જાગતી નથી.

*

સંધ્યાના રંગ ક્ષણજીવી છતાં સનાતન રહ્યા છે, મોરની કળામાં હજુ કૃષ્ણચન્દ્રના કાળ-જૂની લાવણ્યતા ભરી છે, મહાસાગરના નાદમાં અત્યારે પણ સૃજનજૂનું સંગીત સંભળાય છે. માત્ર પ્રણાલિકાના વિવેકવિહીન પાલન વડે આપણાં જીવન વધુ કૃત્રિમ બન્યાં છે એટલે આપણે વિશ્વ-નિયમના ભેદ પામી શકતા નથી, અને તેથી જ સચરાચર વિશ્વની સનાતન તાઝગી અખંડ સાચવી શકતા નથી.

ભાઈશંકર ત્રિવેદી

૪

## ચિત્રની ભોં-બૅકગ્રાઉન્ડ

મૉડલ મુકાય એટલે ભોં બદલી જાય છે. મૉડલ પોતીકું સ્થાન લે ત્યારપહેલાં ભોં સ્વતંત્ર અખંડ એકમ છે. અને આગળ પડતી છે. પણ મૉડલ સ્થાન લે પછી ભોં પાછળ ખસે છે અને મૉડલના એક પૂરક અંશ તરીકે રહે છે.

રંગ અને આકાર જોવા ભોં તરફ ન જુઓ. મૉડલ તરફ જુઓ. મૉડલ તરફ જોવાથી તમે મૉડલની પોતાની ભો જોઇ શકશો.

ભોનુ જે સૌન્દર્ય છે તે મૉડલના સંબંધ જેટલું છે, અને તે સંબંધ મૉડલ તરફ જોવાથી જાણી શકશો.

મૉડલ ભણી એકામ નજરે જોવાથી જે રંગ-રૂપનું વૈવિધ્ય સમજશો તે, મૉડલનુ પૂરક હશે.

જુદા જુદા મૉડલ પોતપોતાને ગમ્ય જુદા જુદા પૂરક તત્ત્વોની ભોં પસંદ કરશે.

જે મૉડલને સંબંધનુ નથી તેની તરફ આપણે અજાણ્યે જ અજાણ રહીએ છીએ. આપણે કાંઈ કૅમેરા નથી. આપણે પસંદગી કરીએ છીએ. ચીતરતા પહેલા આપણે હમેશ એમજ કરીએ છીએ. જ્યારે તમે કોઈ કન્યા જોડે વાતચીત કરતા હો; અને તમને એ કન્યા ઘણી સુંદર લાગે ત્યારે થોડી વાર થોભી એની પાછળની ભોનો વિચાર કરો. એ ભો તો એની પાછળ આવેલી બધી અસ્તવ્યસ્ત વસ્તુઓની બનેલી નથી, પણ તમને એ કન્યા જ્યારે ખૂબસુરત દેખાશે ત્યારે આતશ્યે તમે એની આસ-પાસ ને પાછળ જે ભોની પસંદગી કરી એટલે એ કન્યાને બરોબર બંધબેસતી વસ્તુઓની પસંદગી કરી તેમની એ ભોં બનેલી હતી.

સામાન્ય રીતે આપણે જે ભોં જોઇએ છીએ તે ખરી ભોં હોય છે. પણ ચીતરતી વેળા મૉડલની પાછળ જથ્થાબંધ ચીજોનો શંભુમેળો હોય એ બધી ચીજોનો ભોંમાં સમાવેશ કરવાથી ભોંનું સૌન્દર્ય નાશ પામે છે.

એ સઘળી વસ્તુઓની સાચી પસંદગી કર્યાથી જ ભોં બને છે. ભોં એ આપણી પ્રજ્ઞાશક્તિની કૃતિ છે.

બીજી રીતે બોલીએ તો મસ્તક ભોં ઉત્પન્ન કરે છે; અથવા ભોં એ મસ્તકનો વધારાનો અવકાશ છે. ઉપલો આખો કેનવાસ મસ્તક જ છે. માત્ર માથું સમાય એટલો ભાગ જ નહિ.

પેલી સુંદર કન્યા અને એની ભોં એ એક આખી કૃતિ છે.

જો કન્યાનું સૌન્દર્ય નિરવધિ સાચ્ચું હોય તો એની પાછળની ભોં એને અનુરૂપ અને પૂરક હશે જ. જો એ કુબડી દેખાય તો એની ભોં પણ કઢંગી જ હશે.

બધું બદલે છે; કશું સ્થિર નથી. આપણું હેતુ અને વૃત્તિ મુજબ બધું ફરતુ જાય છે.

ભોં અંદર જે સ્થૂળ ચીજો હોય એ તો આખી ભોંનો એક વિભાગ માત્ર છે. ભોં મૉડલનું આવરણ છે. ભોં ચીતરવી એટલે તમારા વિષયની બેઠક માડવી. આ ભૂલવા જેવું નથી.

ભોનો ત્રિજો ભાગ હવા છે. એ તમારા મૉડલનો આવાસ છે. એ હવામાં તે શ્વાસ લે છે.

ભોની લંબાઇ પહોળાઇનું પ્રમાણ અતિ જરૂરનું છે. પણ એ તરફ થોડાનું ધ્યાન ગયું જણાય છે. આ પ્રમાણબંધ નહિ હોય તો ચિત્રનું વસ્તુ બેદલ કે ચપટું બની જશે.

મારી દૃષ્ટિએ તો ભોં જેટલી સાદી તેટલી સરસ અને ચિત્રવસ્તુને ઉપયોગની; અને તેથી ઉલટું ચિત્રવસ્તુ જેટલું ઉત્કૃષ્ટ પ્રકારે ચીતરેલું હોય; તેટલી જોનારને ભોની ઓછી શોભાની જરૂર.

ચિત્રવિષય સારો ન ચીતરાય ત્યારે પછી સોને મઢેલી ખુરશીઓનો હવાલો કરવો પડે. ચિત્રવિષયની ઉણપ એ આવી ખુરશીઓ પુરવા ઇચ્છે છે! પણ આ ઉચ્ચ કોટિના ચિત્રકારનું લક્ષણ નથી.

કેટલીક વાર બોં એટલી સરસ હોય છે કે એનું આપણને ભાન હોતું નથી.

જેમ સાદી બો તેમ ચિત્રકારની સરસતા. તદ્દન થોડાં સાધનોવડે સરસ પરિણામ લાવવામાં કુશળતા છે.

કેટલીક વાર બોં ઉપર વિધવિધ રંગોની રમ્મત રચવી જોઇએ છીએ કે જેથી આખો દેખાવ સજીવ અને આકરો ઉઠી જતો અને ઉંડાણની અસરવાળો લાગે. ક્વચિત્ માત્ર એક જ રંગની પસંદગી અને તેનો પણ એક જ 'ટોન'. એ રંગની ચડતી તે ચિત્રવિષયના સૌથી સરસ રંગની જ હોય છે.

બોં તરફ બેદરકાર રહેવું ન પરવડે. એ તો રચનાત્મક તત્ત્વ છે. બોં એ મસ્તકને આધારરૂપ છે. મસ્તક ભલેને મહેનત લઇ ચીતર્યા કરીએ; પણ દોષ બોંનો હોય ત્યાં શું કરવું?

ચિત્રવિષય સાથે બોં પણ આગળ જતી જોઇએ ખરી નજર તો આખા ચિત્ર ઉપર પડે. કેમકે સમગ્ર બંધારણને લીધે જ એનું અંગ ઘડાય છે.

બોંની વસ્તુઓનું અસ્તિત્વ એના ચિત્ર સાથેના સંબંધને લીધે છે—મેળને લીધે છે. કુદરતમાં પણ આપણને આનંદદાયક લાગે તે તેના આવરણની પસંદગીને લીધે છે.

કુદરતમાં સૌન્દર્ય જોવું એટલે રચનાત્મક કૃતિનું ભાન થવું: અને આમાં પણ એક જ દૃશ્ય જોનાર જુદી જુદી રચનાની પસંદગી કરે છે, સાંજની સુંદરતા સૌને જુદી જુદી જણાય.

રેમ્બ્રાંમાં આવી પસંદગીની શક્તિ અતિ સરળ અને અદ્ભુત છે.

નબળી બોં એ ભયકારક વસ્તુ છે. જુદા જુદા વિષયની જુદી જુદી બોં હોય.

કેટલીક બોં ફક્ત હવાની અનેરી લાગે. ઘણી બોં બગડે છે; કેમકે જોઇએ તેટલો રંગ એમના ઉપર લગાડેલો હતો નથી; અને તે આખી બોં ભરવામાં મહેનત પડે તે કારણે.

બોંનો રંગ હોય છે તે જ રહેતો નથી. પણ જ્યારે ચિત્રકાર ચિત્રવિષયના દર્શમાં ગરક્યો હોય છે ત્યારે તેને જેવો દેખાય છે તેવો રંગ એનો જણાશે છે. સ્થૂળ આંખથી એ ચૂકવી દે છે.

મૉડૅલની પાછળ બોં તરફ તમે જુઓ એટલે એ તમારી આગળ આવતી દેખાશે; પછી એ જાણે બોં રહેતી જ નથી!

*

## હૃદય અને ચિત્ત

કલાકારને હૃદય છે અને ચિત્ત પણ છે. કોઇ કહે છે કે ચિત્તનું સ્વામિત્વ હોવું જોઇએ. મને લાગે છે કે હૃદયની પ્રભુતા રહેવી જોઇએ, અને ચિત્ત એ સાધન અને હૃદયના અનુચર તરીકે હોય. આપણે હૃદયની સ્વયંસ્ફુર્તિના સિદ્ધાન્ત કરતા બુદ્ધિના નિયમો તરફ વધુ વળીએ છીએ: એ ખોટું છે. જેને કળા સરજવી છે તેણે સંવેદનવૃત્તિ પ્રધાનપદે સ્થાપવી પડશે: અને તેના આધાર રૂપે બુદ્ધિનો ઉપયોગ કરવો જોઇશે. અતિ સંવેદનવાળો માણસ રઢી પડશે-પણ તે વ્યવહાર અંશના અભાવને લીધે. કલાકારમાં સંવેદનવૃત્તિ સૌથી આગળ પડતી હશે. એ જ એની કળાનું સંભવસ્થાન છે. સાથે સાથે સરસ ચિત્ત પણ હશે; અને તેનો ઉપયોગ સાધન તરીકે પોતાનાં સંવેદન-ચિત્રો સરજવાને કરે.

ચિત્ત તો સાધન છે. એ ભરાએલું બંધાએલું કે કટાએલું હોય; અથવા તો આત્મામાં જવા આવવાનું સ્વચ્છ દ્વાર હોય. કલાકારે સાધનથી બ્હીવાનું નહિ, જ્ઞાન મેળવવામાં પાછળ પડવાનું નહિ.

*

## સાચી કળા

ખરા અર્થમાં સમજાય તો કળા આખી માનવ-જાતનું જીવનસૂત્ર છે. કોઇપણ કામ કરવાની આવડતનો એટલે કે કાર્યકૌશલ્યનો જ આ સવાલ છે. કળા કોઇ રીતે બહારની ફાલતુ ચીજ નથી.

જ્યારે કોઇ વ્યક્તિમાં કલાકાર અવતરે છે ત્યારે -પછી ગમે તે ક્ષેત્રમાં કામ કરનારો હોય તોપણ-તે શોધક, સૂક્ષ્મદર્શી, સાહસિક અને આત્મદર્શન કરાવનાર બને છે. બીજાઓને તે રસજનક થાય છે. વળી તે સંક્ષોભ પેદા કરે છે, ડહોળું કરે છે, અજવાળે છે અને વધુ સાચી સમજનો માર્ગ ઉઘાડે છે.

*

પદાર્થોના પરસ્પર સાચા સંબંધના ભાન વડે જ સાચી સ્વતંત્રતા મળે છે. કળાનું શિક્ષણ એટલે પદાર્થોના પરસ્પર સંબંધના મર્મનું શિક્ષણ.

('ધ આર્ટ સ્પિરિટ' માંથી)

# કેટલાંક કાવ્યો

## ધન્ય પગલે આવ !

મધરાતે આ વિજન ઘાટે
આ પારે આજે આવ !—
ધન્ય પગલે આવ !

ધન્ય એહ આવ તું મારે—
નીરવ ગાને આવ !
ગાને ગાને ઓ ! પ્રાણે પ્રાણે
ચેતના જગાવ !
ધન્ય પગલે આવ !

વીણા નીરવ આ પડી જે
નિબિડ અંધકારે—
અંકે આજે લેઇ તેને
વેદના-સ્પર્શે તારે—
ઓ !......આમે તારે
તારે તારે સંગીત પ્રગટાવ !
ધન્ય પગલે આવ !

મધરાતે ઓ ! હૈયા-ઘાટે
ભરતી પેરે આવ—
પ્રાણ-તોફાને આવ તું આજે—
સાગર છલકાવ !
જીવન પ્રગટાવ !
ધન્ય પગલે આવ !

સ્નેહરશ્મિ

## એક મનોદશા

૧

ઘડી થતું કોકિલ જેમ કૂજું,
ઘડી થતું વીરની જેમ ઝૂઝું;
રમે રસીલી ઘડી જો વસંત,
જગે ગમે થાતું મ્હને જયંત.

૨

સ્વપ્નો મ્હને કાર્યમહીં ધકેલે,
કાર્યો મ્હને સ્વપ્ન મહીં શું ઠેલે;
સ્વપ્નો અને કાર્યની શૃંખલામાં
નિગાઢ ઝંખું પળના વિસામા.

૩

તરંગ લીલા સરિતે નિહાળી
ઝૂલંતો કિનારો મદમસ્ત ખાળી
એવી મુદિત રસ-ઊર્મિ ઘડાઇ ઉર,
હેલાય છે જગત-ધારણ દૂર દૂર.

૪

ચમક ચમક કેવું જામતું દિવ્ય તેજ !
વિરલ પળ ઘસાનાં લોહપાષાણ સ્હેજ.
જગજીવન ઘસાનાં તેજ એવું ભભૂકે
જીવનનભ ભલે તો વીજળી કૈં ઝબૂકે.

૫

ઘવાયલો છું, ચહું ઘાની મુક્તિ,
જંજાળ ને જાળ ચહું, ન મુક્તિ;
ઘાએ ઘડાઉં—ચહું ના વિરક્તિ,
ઘામાં છુપી છે ન અમોઘ શક્તિ ?

૬

પોઢણ મ્હારાં પ્રિય ! તું ખિલાવે,
ફૂલો સમા ઘા પ્રિય ! તું ઝિલાવે;
ભલે પિતા દે જગજંગ તું ઘા,
ખોજે પરંતુ, પ્રિય નાથ ! તું સદા.

(મળેલું).

## ચિંતન

સ્મરણ દશ્ય તરે દૂર વ્યોમમાં
વિશદ માનસ સ્તબ્ધ બની રહે:
તુજ અબોલ દિશા નિરખી રહે
અનળ ચિંતન અંતરભોમનાં.

તુજ મધુ મલ્હાર વિના સખિ !
જટિલ આ ભવપંથ શકું ફરી ?
ક્યમ અગાધ ઉડાણ શકું તરી ?
શરીર પાંખ ખરી પડતાં પછી.

ઉભયના વચમાં વિધિએ નકી
કનક દોર ગુંથેલ અલક્ષ્ય કો'
અહહ, આજ અચાનક એ તુટી
અડકતા કર ક્રૂર વિનાશનો.

ઇન્દુલાલ ગાંધી

*

## સ્મરણ

હરિણી

લલિત મધુરી ઉગી આજે ફરી બીજની કલા,
સ્મરણ સળગે હૈયે મારે ખમાય ન વેદના:
હૃદયતલને વીંધી જેનાં અખંડિત આયુધ:
અણઉઘડતી ચક્ષુ પામે સુદર્શન અર્નિના:

મલીન ઉતર્યું અંધારું આ—પ્રકાશ શમી જતાં.
જડ જગતના પંથો ઘેરી દજે મૂક શૂન્યતા:
નયન ભરની આંધીમાં ના સુઝે પથ કે દિશા
પ્રજળી પ્રજળી સ્વપ્નો મારાં અકાળ મરી જતાં.

વિજન વગડે, ખીલાવું શું ગમ્યું તુજને, તર ?
સ્વજન ઉરને સંતાપીને ભલા ! શમવું ગમ્યું !
અમર પથમાં ઉડી જ્હેના ! તજી મુજ રંકને
મૃદુલ ફૂલ શું હૈયું તારૂં કઠોર બની શકે ?

પ્રલય જલના ઝંઝાવાને ચઢી દગ મીંચવી
સ્મિત રુદનનાં ઝાંખાં ચિત્રો સ્મરું ઉર બીજની.

ચમનલાલ ગાંધી

## ઉગ્યા તારલિયા

આંજની ગીત

રૂપાની ઘંટડીઓ જેવા–
વ્યોમ ઘુમ્મટે લટકે કેવા !
અચેત ગણને જગવે તેવા–
ઉગ્યા તારલિયા.

દશ ઉજાળી ઉંચે નાખ્યાઃ
મધરાતે આકાશે રાખ્યાઃ
નિરખું રાત્રિભર વિણુમાંખ્યા–
ઉગ્યા તારલિયા.

જીવનને અજવાળે એવા,
ઝગમગતા ચાંદીના દીવાઃ
ચેતનની ચિણગારી જેવા–
ઉગ્યા તારલિયાઃ

સ્ફુર્તિનું સંગીત ગાનારાઃ
પ્રકાશના પયગમ્બર પ્યારાઃ
આશાના ઉંચા મિનારાઃ
ઉગ્યા તારલિયા.

સંયમ ને શક્તિનાં ફૂલોઃ
ભક્તિભાવનાં અનહદ મૂલોઃ
અશ્રદ્ધા પામરતા ભૂલોઃ
ઉગ્યા તારલિયા.

રજનીના મુગટના મણિઓઃ
અસંખ્ય આંખો કેરી કણિઓઃ
પરમાત્માની પ્રેમોર્મિઓઃ
ઉગ્યા તારલિયા.

પ્રભાતના રવિના રશ્મિઓઃ
ઉગ્ર તપોબળવાળા મુનિઓઃ
કુદરતના તેજસ્વી કવિઓઃ
ઉગ્યા તારલિયા.

અનન્તતાનો ખેરી વાયો
નિલામ્બર વિશે શું આવો !
ઊર્ધ્વગમનની ફફડે પાંખો !
ઉગ્યા તારલિયા.

ક્ષણિક મૃત્યુના પથ્થર નીચે–
દુનિયા નિજ ચક્ષુઓ મીચેઃ
પ્રાણિમાત્ર પર રક્ષા સિંચેઃ
ઉગ્યા તારલિયા.

મોહિનીચન્દ્ર

×

## ઉજડ બાગને

પ્રથમ જે દિન હું અહીં આવિયો ઉજડ, બાગ ! બધો દિસતો હતો;
સુકી સુકી સહુ ક્યારી વિશે ઝીણી કદિક છોડની ડાંખળી હાલતી.
પછી હમેશ મીઠું જળ સીંચીને બહુ પ્રફુલ્લિત મેં તુજને કર્યો;
પણ અરે ! તુજ ભાવિ મુકું–સુખું તુજ વિકાસ ન સાંખી શકે જરી.
મુકી તને જરી બહાર જઉં તહીં કઠિન વાનરહસ્ત તને અડ્યા;
સુંથી તુને– ફુલ પાન ફળો બધાં મરમુતોડ અરે ! તુજને કર્યો.
અફળ શું મમ દષ્ટિ વહાલની ? અફળ મ્હારું શું સિંચન વારિનું !
અફળ આ તુજ પાગરવું, પ્રિય ! સકળ સત્ય શું એક વિનાશ જ ? .

જયન્ત શાહ

# ર · જ · ક · ણ

ધૂમકેતુ

૧

કોઈક દિવસ એકાદ ભયંકર પાપનું પ્રાયશ્ચિત કરીને હું તારી પાસે આવીશ. જીંદગીમાં એ જ મારી મોટામાં મોટી આશા છે.

*

મને કેવળ પુણ્યનો સરળ માર્ગ બતાવીને મારું અધઃપતન કાં કરે ?

*

દુનિયામાં બે જ ખરા શરવીર છેઃ પ્રાયશ્ચિત કરનારો પાપી. અને પરાજિત હૃદયનો યોદ્ધો.

*

બરફના પહાડો પર ખીલેલી ચાંદની જોઈને દામ તથા નવરે જેના શમી ગયા છે તેવું હૃદય યાદ આવ્યું.

*

મેઘલી કાળી રાત જામી હોય; ઝીણી બુંદે વરસાદ આવતો હોય; અને સંસ્મરણોના લાં...બા લાંબા પંથને છેડે તારી મૂર્તિ નજરે ચડતી હોય: બસ, જીવનમાંથી આના કરતાં વધારે કાંઈ પણ મળે એવી મને આશા નથી; આકાંક્ષા પણ નથી.

*

આને હું શું કહું ?—આ સંસ્મરણોની વિચિત્રતાને. જૂઓને, મોટાં મોટા પહાડો ભૂલી જવાયા. આકાશ જેવડાં ઉંચા વૃક્ષોમાંથી કોઈ જ યાદ નથી. મેઘધનુષી રંગો અને સવારસાંજ પણ વિસરી ગયો: માત્ર ન ભૂલાણી—અને વિસ્મરણના સમુદ્રમાં પણ વારંવાર ઉપર જ રહી—એવી તો બે જ વસ્તુઓ છે. પેલું સોનેરી, નાનું, સુંદર પંખી અને ખડકમાં ઉગતું, રતિની આંખ જેવું એક ફૂલ. એવી કઠણ પરિસ્થિતિમાં આટલી કુમાશ સુગંધ ને સૌન્દર્ય— એમણે શી રીતે સંઘરી રાખ્યાં !

*

મને ફક્ત એક વખત એ ચહેરો જોવા મળે: જે ફૂલમાં સુગંધ રૂપે ને મનુષ્યમાં પવિત્રતા રૂપે છૂપાઈ રહ્યો છે.

*

આજે જ જીવન પુરું થાય એવી હિમ્મતપૂર્વક હા પાડું છું.
આજે જ; ભલે, મૃત્યુ આવે.
ભલે એની યાતના ગમે તેટલી હો. ભલે એનો સ્વાંગ ભયંકર હો. ભલે એ અનિશ્ચિત ભવિષ્યમાં કેવળ અંધકાર હો.

પરંતુ શરત એટલી કે,
એ અષાઢી મેઘલી રાત, જમનાનાં જળ, પેલી માધુરી બંસરી, અને એ શ્યામસુંદર કનૈયો,
આ બધી કવિઓની કલ્પના હોય કે ચિત્ર-
કારોની રમ્ય સૃષ્ટિ હોય, પણ
એ આખો દેખાવ નજરે તાદૃશ જોવા મળે તો.

*

એ દૃશ્ય ફરી જોવા માટે તો હજાર જીવનનું મૂલ પણ ઓછું લાગે છે.

*

તેં લક્ષ્મી જ્યાં ત્યાં વેરી એની ઇર્ષા મેં ક્યારે કરી છે ?

તેં જ્ઞાનનો સમુદ્ર કોઈ કોઈમાં છલકાવી દીધો. એની અદેખાઈ મને ક્યારે થઈ છે ?

તેં વિજયમાળા પહેરાવવા બીજા અનેકને પસંદ કર્યા એની ફરિયાદ મેં ક્યારે નોંધાવી છે !

પણ મારી અરજ તો આટલી જ છે. મને ભિખારીને બીજું તો ઠીક પણ થોડીક કલ્પનાએ ન આપી ?

*

મૃત્યુ ન આવે એવી પ્રાર્થના મેં ક્યારે કરી છે ?
મેં તો એટલી જ વિનતી કરી છે કે હું જીવતો હોઉં ત્યાં મૃત્યુ આવે. મરી ગયા પછી નહિ.

*

તેં મને મૌન આપ્યું ત્યારે શું મેં તે લેવાની ના પાડી હતી ?
મેં તો મૌનને વધાવ્યું હતું. હું તો મૌનને શક્તિ માનતો.
મેં તને મૌન લેવાની ના પાડી જ નથી. મેં તો માત્ર એટલું કહ્યું હતું કે મને એવું મૌન આપ કે જે મૌનનો ભંગ થાય ત્યારે દુનિયા પલટાઈ જાય.
તેં મને એવું મૌન આપવાની નાં પાડી અને સાધારણ મૌન લેવાની મેં ના પાડી.
સાધારણ મૌનને તો હું શું કરું ?

*

વાહ રે ! કવિ ! તું પણ કોઈ અજબ મનુષ્ય લાગે છે.

હૃદયનું બળ કવિતામાં રેડવાને બદલે જીવનની નબળાઇ કવિતામાં ગાય છે !

ૐ

તું દેવ છે એમ !
મનુષ્ય કરતાં ઉચ્ચ પણ ખરો ! વાહરે !
પણ તારું કામ શું ? તું શું કરે એટલું તો કહે ?
"કામ નહિ કાં ? સુખમાં રાચવું ને દુઃખથી દૂર ભાગવું. દુઃખ તને સ્પર્શે જ નહિ એમ ? તું દેવ છે કાં ?

ભાઇ ! ત્યારે તો તું ભલે દેવ રહ્યો, મને તો મનુષ્ય જ રહેવા દે.

૨

વ્યભિચાર–કુંળા ઘાસની અંદર છુપાએલા સર્પ જેવો ભયંકર અને દગાખોર વ્યભિચાર–માનુસ, કોઈ વખત ભૂલ કરી બેસે એમાં નથીઃ પણ હમેશના બંધન નીચે દરરોજ માનસિક યાતના ભોગવતા અને હરઘડીએ મૃત્યુ પામતા લગ્નમાં રહ્યો છે. છૂટો છંવાયો કે ખુલ્લો વ્યભિચાર એ આ માનસિક યાતના ભોગવનાર લગ્નની તુલનામાં સદ્‌ગુણ છે.

ૐ

બે જાતના મનુષ્યોનો દુનિયાને કાંઇ જ ઉપયોગ નથી : અતિપવિત્ર અને અતિતર્કવાદી. અતિપવિત્ર મનુષ્ય નાનાસરખા પાપને પણ એટલું ધિક્કારે છે કે એના પડછાયામાં ઉભા રહેનારને એ કોઈ દિવસ દયા દેખાડી શકતો નથી. અતિપવિત્ર મનુષ્ય એ દયાહીન મનુષ્ય છે. અતિતર્કવાદી મનુષ્ય એ મનુષ્ય જ નથી.

ૐ

સમાજ પ્રતિભાને દફન્યા પછી જ પૂજે છે. એ પયગંબરપૂજક છે.

ૐ

જે સમાજ નવાં નવાં બળ પોતાનામાં સમાવવા માટે ખળભળી ઉઠતો નથી તે સમાજ જ નથીઃ સમાજનું પ્રાથમિક લક્ષણ જ માગી લે છે કે તેમાં હમેશાં કુવ્યવસ્થાને હણનારી અવ્યવસ્થા જન્મવી જ જોઇએ.

ૐ

નકલ એ વિકાસ નથી. પુરુષની નકલ કરવા નીકળનારી સ્ત્રી વિકાસ નથી પામતી, વિકાર અનુભવે છે.

વિકાસ સ્વતંત્ર સ્વયંભૂ અને સહજ હોય છેઃ વિકારમાં પરાધીનતા, નકલ અને કૃત્રિમતા હોય છેઃ સ્ત્રીનો વિકાસ એના પોતાના માનસમાંથી જ જન્મવો જોઇએ. પ્રેમનું સામ્રાજ્ય છોડીને શક્તિનું સામ્રાજ્ય મેળવવા મથવું તે પાયાને તોડીને મકાન ચણવા બરાબર છે. પ્રેમ એ જ શક્તિ છે. સ્ત્રી પ્રેમમૂર્તિ છે અને પ્રેમમૂર્તિ જ રહેશે.

ૐ

સ્ત્રીનું બંધન–અને તે પણ લગ્ન જેવા વિષયમાં–એ આજનું મોટામાં મોટું સામાજિક પાપ છે. સ્ત્રી પ્રેમ મેળવવાને સ્વતંત્ર હોવી જોઈએ. પુરુષ પ્રેમ કરવાને સ્વતંત્ર હોવો જોઇએ. લગ્નમાં, વર્ણ, હેતુ, જ્ઞાન, લક્ષ્મી કે વય કોઈપણ જાતનું બંધન જ ન હોય. પ્રેમ એ એક જ લગ્નનો હેતુ હોઇ શકે.

ૐ

આ સમાજ જો લગ્નવ્યવહાર સ્વતંત્ર ન કરી શકે તો બહેતર છે કે તે વ્યભિચાર પ્રત્યેનો તિરસ્કાર છોડી દે. એને રુઢી માનીને પોતાનામાં ભેળવી દે. વ્યભિચારી સમાજ છાના દંભી સમાજ કરતાં વધારે પવિત્ર છે.

ૐ

આજનું દરેકે દરેક ઘર પોતપોતાની યાતના ભોગવી રહ્યું છેઃ એ થોડા વખતમાં ફના થઇ જનાર છે.

ૐ

યૌવન, યશ અને જીવન, સર્વસ્વ અર્પણ કરવું પડે એવા પ્રશ્નો જ્યારે સમાજમાં ઉત્પન્ન થાય છે ત્યારે એ સમાજ એક ઘડી પણ સ્થિર રહી શકતો નથી. એણે બદલવું જ પડે છેઃ અથવા ટળી જવું પડે છે.

ૐ

એંશી ટકા ખેડૂત–મજૂરને લૂંટવા માટે, વકીલો ડૉકટરો કે ભણેલાઓ વ્યવસ્થિત ટોળી બાંધે તે પ્રજાજીવન પણ નથીઃ અને રાજકીય જીવનનો વિકાસ પણ નથી. એ માત્ર ચાતુરીભરેલી લૂંટ છેઃ અને એનો બદલો ભયંકર પરિવર્તનમાં જ આવે છે. એવું પરિવર્તન વર્ષોનાં વર્ષો છાનું પડયું રહે છે. ને થાય છે ત્યારે ચોવીસ કલાકમાં થાય છે. એ થાય છે ત્યારે એને કોઇ પણ જાતની મર્યાદા રહેતી નથી.

ૐ

દારુને અને અગ્નિને સાથે રાખનાર મૂર્ખ છે એમ કોણે કહ્યું ?

તે બિચારા મૂર્ખ પણ નથીઃ અને કોઈ જાતનું જોખમ પણ ખેડતા નથી.

પણ અત્યંત ગરીબીને અને અત્યંત સમૃદ્ધિને સાથે રાખવા મથનારા તો ખરેખરા મૂર્ખ છે.

એ બિચારા આ મૂર્ખાઇ માટે, એક દિવસ અમૃત જેવું જીવન જ્વાળામાં હોમશે અને તેમની આંખમાંથી આંસુને બદલે લોહીનાં બિંદુ પડશે!

એ દિવસ પણ બહુ દૂર નથી.

જ્યારે કલ્પના થાય છે કે એ દિવસ પણ બહુ દૂર નથી ત્યારે એક પ્રકારનો ગુપ્ત આનંદનો તનમનાટ થાય છે.

એ દિવસ કે જે દિવસે કોઇ શ્રીમંત નહિ હોય કોઇ ગરીબ નહિ હોય; જે દિવસ કોઇ વિલાસ ને આળસ નહિ કરતું હોય; જે દિવસ મોં ફાડીને સમૃદ્ધિનું પ્રદર્શન જોવા ગરીબો ઉભા નહિ હોય; એ દિવસકે જ્યારે ગરીબોને કચરવા માટે જ વિદ્વાનો ડોળ નહિ થતો હોય; જ્યારે જંગલી સંસ્કારિતાના ઓઠા નીચે સચ્ચાઇ ને સેવા કચરાતા નહિ હોય; જ્યારે સાચા ગુરુ ઉપર ખોટા બ્રાહ્મણ સરસાઇ નહિ ભોગવતો હોય; જ્યારે સમૃદ્ધિનો ડુંગર ગરીબીના મેદાન ઉપર પથરાઇ ગયો હશે. એ દિવસ.

પણ મધરાતના ઘોર અંધારા જેવા વાદળામાંથી એ દિવસની ઉષાનો નવરંગી સાળુ દેખાય તે પહેલાં કેટલી ઉથલપાથલ થઇ ગઇ હશે?

એ કાળાંધબ વાદળાંને ધોઇ ધોઇને સાફ કરવા માટે નવજુવાનોના ઉના ઉના લોહીમાંથી કેટલું બધું ખમીર ઉતારવું પડશે?

દરેકે દરેક માણુસ ઉદ્યમ કરે; અને વિલાસ કોઇ ન ભોગવે.

દરેકે દરેક માણુસ આરામ કરે; અને આળસ કોઇ ન કરે.

દરેકે દરેક માણુસ ભોજન કરે; અને કોઇની એંઠ કોઇ ન લે.

આ વ્યવસ્થા—જે ખરૂં ધર્મચક્રપ્રવર્તન છે—તે પૃથ્વીમાંથી આવે, સ્વર્ગમાંથી ઉતરે, કે નરકમાંથી પડે—પરંતુ સમાજમાં જ્યાંસુધી એ ન આવે ત્યાં સુધીનાં સર્વ પરિવર્તનો માત્ર પગથીઆં જેવાં જ રહેશે.

જીવનની દરેકે દરેક ક્ષણુમાં જે જાગતો હોય તે સંસ્કારી; વાતો કરતો હોય તે વેદિયો. વેદિયા પુસ્તકમાંથી બોલે છે; સંસ્કારી અનુભવમાંથી નોંધ ટપકાવે છે.

# બીજા નાના લેખો

૧

## હૃદયનો આર્ત્તનાદ

કાલે હું આનંદથી ડોલતી હતી. મારૂં હૃદય આનંદથી ઉભરાતું હતું, નાચતું હતું; આજે તે કેમ જડ બની ગયું છે?

કાલે હૃદયમાંથી અમૃતની અનંતધારા ધીમે ધીમે મધુર સંગીતની સાથે સ્રવતી હતી તેના આસ્વાદમાં હું ઇન્દ્રલોકના અમરત્વની માધુરી ચાખતી હતી. આજે તે જગ્યાએ કેમ અશ્રુની ધારા વહે છે? આજે મધુર સંગીતની જગ્યાએ કેમ રુદનનો આક્રોશ નહિ, રુદનનો કેવળ કરુણ ધ્વનિ સંભળાય છે.

કાલે રેડિયમમાંથી પ્રકાશ નીકળે તેમ મારા અન્તરમાંથી આનંદનાં સુંદર પ્રકાશનાં કિરણો નીકળતાં હતાં, ને ચારે કોર ફેલાતા હતાં. તેથી મારી પાસેનું વાતાવરણ આનંદમય થઈ ગયું હતું, મારી પાસે આવનારા બીજા આત્માઓ મારા વાતાવરણથી આંદોલિત થઇ પોતાનાં દુઃખો ભૂલી જઇ મારી સાથે મારા અર્થ વગરના (જેનો અર્થ બહાર ન હતો પણ મારી અંદર હતો માટે બાહ્યતઃ અર્થ વગરના) હાસ્યમાં ભળી જતા હતા. આ મધુર પ્રકાશકિરણો મારાં દૈનિક કામો ઉપર પડવાથી મારા દરેક વ્યવહારમાં મને કેમ અવર્ણનીય આનંદ આવતો હતો? આજે તે બધુ કેમ લુપ્ત થયું! આ શૂન્યમનસ્કતા કેમ આવી?

કાલે હું વાયુ કરતાં હલકી બની ગઈ હતી, ને તેથી જમીનથી કાંઇ અદ્ધર જ ન ચાલતી હઉં અથવા તો હવામાં જ ન ઉડતી હઉં તેમ વિચારના ગમે તે પ્રદેશમાં ત્વરિત ગતિથી જઈ આવતી હતી. તત્ત્વજ્ઞાનના દ્વૈતાદ્વૈતના કૂટ પ્રશ્નોનો સાંગ વિચાર પણ કાલે મને એક પ્રેમકાવ્ય લાગતું હતું. આજે એ શું થઇ ગયું કે કાવ્યનો વિષય પણ લુખો લાગે છે.

કાલે જીવનમદમાં મસ્ત હતી. "હું જીવું છું હું જીવું છું હું જીવું છું" એ જ ધૂનમાં ગાંડી બની ગઇ હતી. એ જ હૃદયનું જીવન ઉચ્ચ સ્વરે ગાઇ જગત્ આગળ જાહેર કરવામાં મને મજા પડતી હતી. ઉચ્ચમાં ઉચ્ચ સ્વરમાં ગાતાં મને આવડશે એમ ધારીને કંઠશોષ કરતી હતી. આજે એ હૃદયસંગીત ક્યાં ચાલ્યું ગયું? હૃદય કેમ મૃતપાય બન્યું? અંદરની જીવનજ્યોત શું ઓલવાઇ ગઇ કે તેથી એ મૃત્યુની છાયા છવાઇ રહી?

હે શાંતિસાગર પ્રભો! મારી આ ડામાડમાન સ્થિતિમાંથી મારી મુક્તિ ક્યારે થશે? હું તારી પૂર્ણ શાંતિમાં સ્થિર ક્યારે થઇશ? તારામાં જ લીન થઇને જગતનાં સુખદુઃખથી ડોલાં ખાવાની કરુણા-જનક સ્થિતિ ક્યારે મટશે? પ્રભો! કૃપા કર, આશીર્વાદ આપ. તારામાં સ્થિર કર.

**તારાબેન મોડક**

૨

## યોગ – જરા નવી દૃષ્ટિએ

કુરુક્ષેત્રના મેદાન પર જ્યારે "સમત્વં યોગ ઉચ્યતે" ઉચ્ચારાયું ત્યારે ઉચ્ચરનારે તો એમ જ માન્યું હશે કે પોતે દુનિયાના થોડાક સમર્થ યોગીરાજોને માટે એ સત્ય પોતે સમજાવે છે. તેને ખબર નહીં હોય–ને હશે તો તેણે પોતાની હમેશની પક્કાઈથી એ સંતાડ્યું–કે સમત્વ દ્વારા સધાતો યોગ એ કંઈ, જગતમાં ક્યારેક અને ક્યાંક ક્યાંક જ પ્રગટતાં યોગી નામનાં મહાસત્ત્વોનો ઇજારો નથી. એ વસ્તુ તો લગભગ હવા જેટલી સર્વવ્યાપક અને પર્વતો જેવી દૃઢમૂલ છે. માતાઓ, મજૂરો, આકાશ, ગુજરાતી ચોપડીઓ, બંગાળી જીવન, પરદેશી કાપડ, હિંદી રાજકારણ, મસાલાઓ, દુશ્મનો, મૂર્તિપૂજા, છાપાં, તારાઓ, તોફાનો, ટ્રેનો, વિમાનો, અખબારાઈઓ, વિજ્ઞાન–બધાંય સમત્વનાં યોગીઓ છે. એ ને એવી કોઈ પણ વસ્તુને બરાબર તપાસો તો તરત સમજાય છે કે તેનું એક પાસું જે દોષ કે ગુણથી ભરેલું છે, એ દોષનો સામાવળીઓ કોઈ ગુણ, કે પછી ગુણનો ભાઇ દોષ, તેના બીજા પાસામાં મોજૂદ હોવાનો જ. આવી સમતોલના સર્વત્ર હોવાથી જ જીવન જીવવા લાયક રહે છે; અને એ સમતોલના નિરંતર જોયા કરવાની જે દૃષ્ટિ–'સેન્સ ઓફ હ્યુમર' નામની–તેના વડે જ જીવનની અસંખ્ય કડવાશો મીઠાશોનાં રૂપ ધરી, માણસમાં માણસાઇને જીવતી રાખે છે.

દરેક ખરી માતા યોગિની છે. યોગિની, પણ કવિકલ્પનાને દેખાય છે તેવી જ યોગિની નહીં, વિનોદકારની કલ્પનાને દેખાય છે તેવી પણ ખરી. તેનો પહેલો યોગ તો, સંસારનાં તપો તપવાં અને સંકટો સહેવાં તે; પણ તેનો વધારે સહેલો અને અને રોજિંદો યોગ જુદો છે. એક ઘડીએ બાળકનાં તોફાનોથી અકળાઇને તેને વઢવા કે મારવા માંડવું અને બીજી ઘડીએ એ જ બાળકના કાલા બોલ કે અભીમય આંખોની પાછળ ઘેલી થવું–આવું દોષગુણનું અદ્ભુત સમત્વ પોતામાં ખીલવનારી કુલયોગિની વિનાનું કયું ઘર છે, આ દુનિયામાં! મને તો લાગે છે, કે આવતી સાલની વસતીગણત્રીના પત્રકમાં આ વિષયનું પણ એક ખાસ ખાનું રાખવામાં આવે અને પૂરી પ્રમાણિકતાથી એ ભરવામાં આવે તો પહેલા કરતાં આ બીજા પ્રકારની યોગિનીઓ જ હિંદમાં વધારે સંખ્યામાં વસે છે એમ જરૂર સાબિત કરી શકાય.

મજૂર એટલે મિલમજૂર કે બોજા ઉપાડનારા; અને મજૂર એટલે, સાહિત્યને ધંધા તરીકે સેવનાર પણ. મિલ વગેરેના મજૂરનાં શરીર જ વધુ ઉપયોગમાં આવે છે ને મન કુંઠાઇ કે ગંડાઈ જાય છે. અને શાહીકાગળના મજૂરોનાં મનના લાભ આપણને વધુ મળે છે, તો એમનાં શરીરની માઠી વલે થતી જોઇએ છીએ. પણ એ તો જેવાં જેનાં નસીબ. બાકી વિશ્વવિકાસની નજરે જુઓ તો તો, એક આપણા સ્થૂળ જીવનનો અસામાન્ય વિકાસ કરાવી આપે છે; તો બીજો સૂક્ષ્મનો. આમ એ દરેક, જગતનું સમત્વ અખંડ જાળવવામાં મોટી મદદ કરનાર અપૂર્વ યોગીઓ છે.

આવું બધે જ છે. આકાશ કોઈ ઋતુમાં ઘનઘોર તો કોઇમાં તેજોમય બને છે; આજની કેટલીક ગુજરાતી ચોપડીઓ રંગેરૂપે કંઇક સુધરેલ છે, તો લખાણે બગડેલી રહે છે. (અને જે લખાણે ને દેખાવે પણ સારી હોય તે ખપી જવે તરની નીવડે છે);

અંગાળીઓનાં જીવનમાં ભાવના રંગ ભારોભાર, તો વ્યવહારના નિયમમાં એટલા જ શુનકાર; પરદેશી હાયક પ્રજનીયક અઈ, પણ સામું ટકે વધારે ને શોભ વધારે; મસાલા સ્વાદના ગુલામ કરનાર ખરા, પણ પાચનકર્તા યે ખરા; દુશ્મનો જીવનને ઝેરીલાં કરે, પણ સ્વતંત્રતા યે આપણામાં પ્રગટાવી દે; મૂર્તિ-પૂજન અધઃપાત ને ઉદ્ધાર, બેઉ કરી શકે; જ્યાં જ્ઞાન ને અનીતિ, કે જ્ઞાનને ખોટી ઉશ્કેરણી બેઉ ફેલાવવે સમર્થ; ટ્રેનો વિમાનો ને વિજ્ઞાન, સગવડો આપે તેમ જીવ પણ લઈ જાયે; અજગરાઇ જમીનપરનો ઘડપણો ઓછાં કરે, પણ સાફ ન રાખો તો કેટલાં ય જીવજંતુઓની જનેતા બને; તોફાનો ને દુષ્કાળો થાય ત્યારે બહુ આકરાં લાગે પણ હાનિઅચિંતકો એને યે ઉપયોગી-પ્રજાનાં સર્જન ગિરનાર ને એવાં-કયાં નથી ગણતા! અને તારા કવિઓ મારેના કાચા માલ નહિ કે બહુ ઉત્તમ હોવા છતાં, માનવીને તો દંભમાં તેની પામરતાનું જ ભાન કરાવનારા છે.

આ દરેક પદાર્થ કે બનાવની એને બદલે એક જ બાજુ પરમેશ્વરે સરજી હોત, અસમત્વવાળું વિશ્વ રચ્યું હોત, તો આપણું શું થાત? જો માતાઓ કેવળ માધુર્યધામો હોત, તો વાસણી પીએ ને થાય તેવો અનુભવ થાત; વિજ્ઞાનમાં હાનિ કરવાની શક્તિ ન હોત તો આપણને તે છેક બહેકાવી મૂકત અને આજની દુનિયાને તે છે તેના કરતાં ઘણી વધારે નાસ્તિક અને સંશયવાદી કરી મૂકત; અને તારાઓ માત્ર કવિપ્રિય હોત, તો જ્ઞાની કે ફિલસૂફ તેમની સામું પણ ન જોત, કદાચ. ઈશ્વરે દરેક મીઠાશના ગર્ભમાં કડવાશ રાખી છે અને કડવાશમાત્રને પણ પોતાની ગહન રીતે મીઠાશનો પટ દીધો છે. આટલું સમજીએ તો આપણને તરત સમજાય કે કુરુક્ષેત્રના કવિફિલસૂફે બાંધેલું સમત્વ માત્ર ભર્તૃહરિમાં કે વિવેકાનન્દમાં નથી. એ અહીં છે, નહીં છે અને સર્વત્ર પણ છે. એ છે બધે, પણ બધાને એટલી સરળતાથી દેખાતું, સમજાતું નથી. એની સૂઝ જેટલી વહેલી માણસ-જાતને પડે, તેટલા વધારે ભાગ્ય જગતની એ વગર-ફંડ ને વગરખર્ચની સમત્વ-યોગ-સમાજને નિઃશંક મળે.

'વિનોદકાન્ત'

૩

## શારદા બીલ અને સાહિત્ય.

(એક અદ્ભુત વક્તવ્ય)

સૌ. બ્હેન મસલકુમારી,

શારદા બીલથી દેશની સમાજસ્થિતિ સુધરે કે ન સુધરે, પણ તેથી આપણા ભારતીય સાહિત્યને તો બેશક અસાધારણ લાભ થશે એવું મારા છેલ્લા પત્રમાંનું વક્તવ્ય તમને અદ્ભુત લાગ્યું? ખરેખર? ત્યારે એનાપર વિસ્તાર કર્યે જ છૂટકો.

ભારતીય સાહિત્યની ઓરામાં મોટી મુંઝવણ રાયસાહેબ શારદાએ ટાળી દીધી એવું મને લાગે છે. આપણા સાહિત્યની એ મુંઝવણ કઇ એમ તમે પૂછશો. મારા મત પ્રમાણે એ મુંઝવણ તે યોગ્ય નાયિકાનો અભાવ. સાહિત્યનો મુખ્ય વિષય નાયક-નાયિકાનો પ્રેમ છે. પણ ભારતમાં બાળલગ્નના કારણે આ પ્રકારનો પ્રેમ ચીતરવાનો પ્રસંગ જ રહેતો નથી. તેથી જ પ્રાચીન સંસ્કૃત કવિઓએ પરકીયાનો પ્રેમ ગાયો છે. યુરોપના સમાજમાં મોટી ઉમ્મરે લગ્ન થાય તેથી ત્યાંના સાહિત્યમાં પુખ્ત વયની કુમારિકા નાયિકાના પ્રેમપ્રસંગો ચીતરી શકાય. પણ આપણે ત્યાં હીંગળાદીંગલીનાં લગ્ન થઈ ગયાં હોય, તેથી સંવનનનો તો અવકાશ જ નહિ, એટલે પછી પ્રેમ ચીતરવો હોય તો કોઈ પરપ્રેમી સ્ત્રીને પરપુરુષ સાથેનો પ્રેમ જ વર્ણવવો પડે. લગ્નજીવન પ્રેમકવિતા માટે નિરુપયોગી છે એમ પૂર્વ અને પશ્ચિમના કવિઓનો સામાન્ય અભિપ્રાય છે તેથી જ યુરોપના કવિઓએ સંવનનનું અને ભારતીય કવિઓએ પરકીયા પ્રેમનું વર્ણન મુખ્યત્વે કર્યું છે. દશકુમાર વગેરે ગ્રંથોમાં પુરતી રીતે આ ઉપલી દર્શાવેલ વસ્તુ તમે જોશો. સંસ્કૃત કવિ જયદેવ અને તેની પછી આવેલા પ્રાકૃત ભાષાના સર્વ ભક્તકવિઓએ રાધાકૃષ્ણ અથવા ગોપીકહાન-ના નામે આ પરકીયારસ જ પાયો છે.

આ વિષમ સ્થિતિમાંથી આબાદ બચી ગયા છે મહાકવિ કાલીદાસ. તેણે તો સ્પષ્ટ જ કહ્યું છે પ્રજાયૈ ગૃહમેધીનામ્. તેનાં સર્વ કાવ્યોમાં તેણે દાંપત્યપ્રેમ જ

ગાયો છે અને તે દાંપત્યપ્રેમ પણ પુત્રકામનાથી પુનિત થયેલો. રઘુવંશમાં દિલીપ અને દશરથની પુત્રપ્રાપ્તિ માટેની તપશ્ચર્યા, અજ અને ઇંદુમતી અથવા રામ અને સીતાના પ્રેમ કરતાં કાંઇ ઓછી આકર્ષક નથી. કુમારસંભવનું નામ જ દર્શાવી આપે છે કે તેમાં ઉમા અને શિવના દાંપત્યપ્રેમનું જે અદ્‌ભુત વર્ણન છે તે તો ગૌણ છે. તેમાં મુખ્ય વસ્તુ તો એ પ્રેમના પરિણામરૂપ કુમારનો જન્મ છે. શાકુન્તલમાં પણ શકુન્તલા અને દુષ્યન્તનો દાંપત્યપ્રેમ નાટકનો મુખ્ય વિષય છે, પણ દુષ્યન્તરાજ સર્વદમનની બાલચેષ્ટા જોઈ જે મોહ પામે છે તે દૃશ્ય કુમારી શકુન્તલાના જલસિંચનના પ્રસંગ કરતાં ઓછો રમણીય નથી. આ પ્રમાણે કાલીદાસે પતિપત્નીના પ્રેમને પોતાની સાહિત્યકૃતિઓનો મુખ્ય વિષય બનાવી યુવતિનાયિકાની શોધમાં ભાનભૂલેલા ભારતના કવિઓને માર્ગ બતાવવા પ્રયત્ન કર્યો પણ તેનું અનુકરણ બહુ થયું લાગતું નથી.

અને પછી નવા જમાનામા આપણા દેશમાં નવલકથા દાખલ થઇ. આ નવલકથાની નાયિકાની શોધમાં પણ ભલભલા ભૂલાવામાં પડ્યા. બંગસાહિત્યસમ્રાટ્ બંકીમચંદ્રે આ માટે વિધવાને શોધી કાઢી. કૃષ્ણકાન્તેર વીલ, વિષવૃક્ષ, વગેરે તેની પ્રસિદ્ધ કૃતિઓમા નાયિકા વિધવા જ છે. વિધવા મોટી વયની અને ધણી વિનાની એટલે પાશ્ચાત્ય સાહિત્યની કુમારિકા નાયિકાને બદલે તેને ગોઠવવાનું બંગાળના નવલકથાકારોને બહુ સગવડભરેલું લાગ્યું. તેથી બંકીમની પછીના લગભગ સર્વ નવલકથાકારોએ પ્રેમપ્રસંગ ચીતરવા માટે પોતાની નવલકથાઓમાં વિધવાને દાખલ કરી છે. રમેશચંદ્ર દત્ત અને રવીન્દ્રનાથ ઠાકોર જેવા સમર્થ સાહિત્યકારોને પણ આ યોજનાનો ઉપયોગ કરવો પડ્યો છે, તો પછી બીજાની તો વાત જ શી ?

આપણી ગુજરાતી નવલકથા આ દોષથી મુક્ત રહી છે તેનું સર્વ માન સ્વ. ગોવર્ધનરામને ઘટે છે. તેમણે પરણેલી કુમુદ અને કુમાર સરસ્વતીચંદ્ર વચ્ચેનો પ્રેમ વર્ણવ્યો. છતાં તે પરકીયાપ્રેમ ન કહેવાય. કારણ તે છે સૂક્ષ્મ પ્રેમ, સ્થૂલ નહિ. આ યુક્તિનો ઉપયોગ ગુજરાતના પછીના લેખકોએ ઠીક ઠીક કર્યો છે. પણ હવે આવી સર્વ મુશ્કેલીઓનો અંત આવી ગયો સમજો. શારદાબીલના પરિણામે લગ્નની વય વધશે, સમાજમાં સંખ્યાબંધ પુખ્ત વયની કુમારિકાઓ અસ્તિત્વમાં આવશે અને તેથી ભવિષ્યના લેખકોને વિશુદ્ધ પ્રેમ વર્ણવવા માટે નાયિકાઓનો ટોટો પડશે નહિ. મને લાગે છે કે આટલા લંબાણ ખુલાસા પછી તમે મારા વક્તવ્યને અદ્‌ભુત નહિ કહો. પછી તો તમારી મરજી.

લી.

નવલરામ ત્રિવેદીના વં. ના.

તા. ક.

પત્ર પૂરો કરું છું ત્યાં એક વાત યાદ આવે છે. અને, કહેવાય છે કે સ્ત્રીઓ પત્રની સૌથી અગત્યની હકીકત તાજા કલમમાં લખે છે; તો પછી એક ગૌણ હકીકત આ રીતે દર્શાવવા માટે તેમનાં જ એક અગ્રેસરની ક્ષમા માગવાની જરૂર જોતો નથી. સ્ત્રીઓ જો પુરુષોના સર્વ હક્કો માગે તો પુરુષો સ્ત્રીઓનો એકાદ હક્ક તો ભોગવે ને !

યોગ્ય નાયિકાના અભાવે આપણા કવિઓનો મુખ્ય આધાર પરકીયા થઇ પડી, પણ તેમનો આધાર ગૌણ અંશે એક બીજા પ્રકારની નાયિકા પર દેખાય છે: સામાન્યા. મૃચ્છકટિકની વસંતસેના તેનું સુંદર દૃષ્ટાંત છે. ભલભલા રાજદ્વારીઓ અને કવિઓ સામાન્યાઓની સાથે છડેચોક ફરતાં સંકોચાતા નહિ એની સાક્ષી અનેક સંસ્કૃત કાવ્યગ્રંથો અને તે સમય સંબંધીના દંતકથાઓ પૂરે છે. પણ અહેસાન માનવો રા. બ. શારદાનો કે હવે આ કામચલાઉ નાયિકાની સર્વ કફોડી યોજનાનો અંત આવી જશે.

પ્રકૃતિના અસંખ્ય ભાગોમાં જ્યાંસુધી
વ્યભિચારનું તત્ત્વ નહિ મળે
ત્યાંસુધી સંતોષ આવવાનો નથી.'

(ધૂમકેતુ)

# નિરુદ્દેશ યાત્રા

[શ્રી. રવીન્દ્રનાથ ઠાકુરનું છત્રીસ વર્ષ પ્હેલાં લખેલું આ કાવ્ય છે. ભવિષ્યમાં પોતે ક્યાં જશે, શું કરશે એનો વિચાર કવિને યુવાવસ્થામાં મુંઝવે છે. જીવનમાં કોઈ દિવ્ય અને અદ્ભુત શક્તિ આપણને દોરી જાય છે એવી કલ્પના આ કાવ્યમાં જણાય છે. પણ એ શક્તિ આપણને ક્યાં લઈ જશે અને આપણું શું કરશે એ પ્રશ્ન તો જીવનના અંતસુધી પણ ઉકેલાતો નથી; વારંવાર પ્રશ્ન પૂછવા છતાં એનો ઉત્તર એ જીવનદેવતા દેતી નથી. કવિને તો કવિતાની દેવી દોરી જતી હશે પણ ત્હેને એ પણ એટલી જ અદ્ભુત ભાસે છે. ગગનવિહારી લ. મહેતા]

૧

હજી કેટલે દૂર તું મ્હને લઈ જઈશ હે સુન્દરી!
બોલ કયે પાર ત્હારી સુવર્ણની હોડીને થંભાવીશ?
જ્યારે પણ હું પૂછું છું, હે વિદેશિની!
ત્યારે તું માત્ર હસે છે, હે મધુર હાસિની!
હું સમજી શકતો નથી, ત્હારા મનમાં શું છે એ હું કેવી રીતે જાણું!
મૌનથી આંગળી ઉંચકીને તું મને દેખાડે છે ત્યાં આકુળ સમુદ્ર વ્યાકુળ થઈ ઉછળ્યો છે અને
દૂર પશ્ચિમમાં આકાશના ખુણામાં સૂર્ય ડૂબે છે ત્યાં શું છે—કેની શોધમાં તું ત્યાં જાય છે!

૨

હું માત્ર ત્હનેજ પૂછું છું ઓ અપરિચિતા!
પેલે સ્થળે ત્યાં સંધ્યાના કિનારે દિવસની ચિતા બળે છે
તરલ અગ્નિ જેવું જલ ઝળકે છે
આકાશ ઓગળી પડે છે
દિશારૂપી વધૂની આંખો જાણે અશ્રુજલથી છલકાય છે
ત્યાં શું ત્હારૂં ધામ છે?
એવને સુખના અસ્તગિરિના ચરણ હેઠળ ત્હારો વાસ છે?
તું માત્ર મુખ પ્રતિ જોઈને હસે છે, બીજું કંઈ બોલતી નથી.

૩

હૂહૂ કરીને વાયુ મનન પોતાનો દીર્ઘ શ્વાસ ફેલાવે છે.
અન્ધ આવેગમાં સમુદ્રના જલનો ઉદ્દામ ગર્જના કરે છે.
સંશય ઉપજાવે એવું ગાઢ ભૂરું પાણી ચોપાસ છે
કોઈપણ દિશામાં જોવા છતાં તીરે દેખાતું નથી
જાણે કોઈ અસીમ રુદન જગતને રેલાવીને ડોલાવે છે!
ત્હેની ઉપર સુવર્ણની તરણી તરે છે,
ત્હેની ઉપર સન્ધ્યાનું કિરણ પડે છે,
ત્હેની વચ્ચે બેસીને એ મૌન હાસ્ય
તું શા વાસ્તે હસે છે?
મ્હને તો સમજાતું નથી કે આમાં ત્હને વિલાસ જેવું
શું લાગે છે!

૪

જ્યારે પ્રથમ ત્હેં બૂમ પાડી કે "કોણ સાથે આવશે?"
ત્યારે ત્હારા નયનમાં જોયું તો એમાં
મ્હેં નૂતન પ્રભાત નિહાળ્યું !
સ્હામે હાથ લંબાવીને
પશ્ચિમ તરફનો અસીમ સાગર ત્હેં દેખાડ્યો.
આશાના જેવું ચંચલ તેજ જલ ઉપર કંપતું હતું.
હોડીમાં ચ્હડીને મ્હેં તે વખતે પૂછ્યું કે
ત્યાં શું નવીન જીવન છે?
ત્યાં શું આશાનું સ્વપ્ન સુવર્ણના ફળમાં ફળીભૂત
થાય છે?
મુખ તરફ જોઇને તું કેવળ હસી
અને કંઇ બોલી નહિ.

૫

ત્યારપછી કોઈવાર મેઘ અને કોઇવાર રવિ
કોઇ વાર ક્ષુબ્ધ સાગર અને કોઇ શાન્ત ચિત્ર
સર્વે દ્રષ્ટિએ પડ્યા છે.
વેળા વહી જાય છે, સઢ ઉપર વાયુ અથડાય છે,
સુવર્ણની હોડી ક્યાં ચાલી જાય છે!
પશ્ચિમમાં જોઉં છું તો સૂર્ય અસ્તાચલમાં નમ્યો છે
હજી પણ એકવાર ત્હને પૂછું છું કે
ત્યાં શું સ્નિગ્ધ મરણ છે
એ તિમિરની તળે શું શાન્તિ છે, શું સુપ્તિ છે?
પરન્તુ તું આંખો ઉંચકીને હસે છે
અને કંઇ બોલતી નથી.

૬

અંધારી રજની પોતાની પાંખો ઉઘાડીને
હમણાં જ આવશે.
સન્ધ્યાના આકાશમાં સુવર્ણનું તેજ ઢંકાઇ જશે.
માત્ર ત્હારા દેહનું સૌરભ ઊડે છે.
માત્ર જલનો કલરવ કાન ઉપર પડે છે.
વાયુથી ભરાયેલા ત્હારા કેશ ઉડીને મ્હારા દેહને અડે છે,
મ્હારું હૃદય વિકલ અને શરીર વિવશ બની ગયું છે.
ત્હને બોલાવીને અધીરતાથી કહીશ
"ઓ તું ક્યાં છે, પાસે આવીને સ્પર્શ કર!"
તું કંઇ બોલીશ નહિ, ત્હારું મૌન. હાસ્ય મ્હારાથી જોવાશે પણ નહિ! ∗

ગગનવિહારી લ. મહેતા

∗ શ્રી રવીન્દ્રનાથ ઠાકુરના મૂળ બંગાળી કાવ્ય ઉપરથી.

# સન્ધ્યાકાળ

[ લેખકઃ–ચન્દ્રવદન મહેતા ]

## દૃશ્ય ૧ લું

[ બાગબાગના કિલ્લામાં કુંભશિખર પર પથ્થરને અઢેલી કરણ રાજા બેઠા છે. એની પીઠે સીધી ન ચઢી શકાય એવી પથ્થરની ઊંચી દિવાલ પરથી દક્ષિણનો વિશાળ મેદાન પ્રદેશ આવી રહેલો છે. એની જમણી બાજુએ સૂર્યોદય થઇ ગયાનાં સ્પષ્ટ ચિન્હ દેખાય છે. ડાબી બાજુએ કુંવરી દેવળદેવી ઉભી છે. એના નિર્દોષ વદન પર કરણની ચિંતાને લીધે સ્હેજ ચિંતા પથરાયલી જણાય છે. ]

કરણ: રોજ આવું પ્રભાત ઉગે છે, પણ આજનું પ્રભાત–
[ અનુચર દૂધનો કટોરો લઇ પ્રવેશે છે, એને જોતાં જ હરિણી જેમ કુદી દેવળદેવી જઈ એ કટોરો લઈ લે છે; અને કરણને ધરી રહે છે, અનુચર ચાલ્યો જાય છે. ]

દેવળ: બાપુ! તમે શું કહેતા હતા?

કરણ: [ હાથ વડે કટોરો ખસેડી ] મારે આજે દૂધ નથી પીવું.

દેવળ: બાપુ! અસ્વસ્થ છો?

કરણ: ના, ના, ના, નારે બેટા! અસ્વસ્થ શાનો?
[ એટલામાં અનુચર બીજો કટોરો આપવા આવે છે, દેવળ એ ન લેતાં, ]

દેવળ: તો હુંયે આજે દૂધ નથી પીવાની, જા પાછું લઈ જા. [ લઈ જાય છે ]

કરણ: [ કંઇક વારે ] ના, ના. મંગાવ હુંયે પીશ.

દેવળ: તમે પીવા માંડો, હું લઈ આવું છું [ જાય છે ]

કરણ: બાગબાગ પર રોજ આવું સુન્દર પ્રભાત પથરાય છે, અને મનહર સન્ધ્યાકાળ છવાય છે, પણ એ ઉગતો અને આથમતો સુરજ મારૂં હૈયું બાળીને રાખ જેવું કરી જાય છે. [ નિશ્વાસો ] પ્રત્યેક પ્રભાતે કનક, તું યાદ આવ્યા જ કરે છે. આવી જ એક પ્રભાતે તારો આત્મા......કનક! ઉગતા સુરજના કિરણમાં તારાં દર્શન થાય છે, અને હૈયું ભરાઈ આવે છે. પણ આજની સવારે–હા હા આજે જ– [ અટકી જાય છે. ]

દેવળ: [ કટોરો લઈ આવી ] શું આજે જ, બાપુ!

કરણ: કંઇ નહી બેટા! દૂધ પીધું તેં? [ ઉભો થઇ ફરવા માંડે છે. ]

દેવળ: આ લાવી, પણ મને કહો, બાપુ! તમે શું બોલતા હતા?

કરણ: નારે ના, દેવળ! દૂધ પીધું તેં?

દેવળ: બાપુ! આજે જ, આજે જ તમે કંઈ બોલતા હતા–મને સાચું કહો, તમને સાંભરતું હોય એમ લાગે છે.

કરણ: ના, રે ના. એ તો જો આ સુરજને સાંજે જ્યારે પણ પશ્ચિમમાં આથમતો જોઉં છું, ત્યારે ગુજરાત–વ્હાલી ગુજરાત સાંભરી આવે છે.

દેવળ: બાપુ! આમ ક્યાં સુધી શોક કર્યા કરશો?

કરણ: શોક! ના રે બેટા! તું પાસે હોય પછી મને શોક શેનો? [ દેવળને હળવે હાથે જરા પાસે લે છે. એને માથે હાથ ફેરવી એના વાળની લટ પકડી રહે છે, ને રમવા માંડે છે; બેઉક આમ જઇ જાણે અજાણ્યે બેસી જાય છે. ] સવાર સાંજ આ ઉગતાં આથમતાં સુરજને આપણે જોયા જ કરવાનો? અને–

દેવળ: અને શું, બાપુ?

કરણ: અને આટલી તુંયે પડખે ન હોત તો મારો સંસાર પણ કેમ જાત!

દેવળ: બાપુ! તમે કંઇ બીજું જ બોલતા હતા, તમને કંઇ થાય છે, મને કેમ કહેતા નથી?

કરણ: [ ફિક્કુ હસી ] ગાંડી! મને શું થાય!–જો તેં હજી દૂધ પણ પીધું નથી.

દેવળ: તમે જ ક્યાં પીધું છે. તમે પીશો તો જ હું પીશ.

કરણ: લે બાપુ લે. [ કટોરો લઇ ધીમેધીમે દૂધ પીવા માંડે છે. પીતાં એકીટશે દેવળ સામું જોયા કરે છે. ] [ કંઇક વારે ] દેવળ! તને ગમે છે એકલા?

દેવળ: ગમેસ્તો, તમે છો ને, પણ કનકબેન બહુ જ સાંભરે છે.

કરણ: બેટા! તને યાદ છે પેલી મારી પોથી, જો નીચે હશે; જા લાવ તો,

દેવળ: કઈ બાપુ! જેમાં તમે કોઇ કોઇ વાર લખો છો તે?

કરણ: હા, હા. તેજ છે.

દેવળ: હા નીચે જ છે હમણાં લાવી. [ દેવળ જાય છે. ]

કરણ: [ એને જતી જોઇ ] એ બિચારીને શું ભાન? આજે કનકની સંવત્સરી. જાણે આજ સવારે આમ જ, આવું જ, દેવળ જેવું બોલતી. આવો જ ઉગ્યો હતો સુરજ, આવું જ હતું પ્રભાત. મારા દૂધને માટે પણ આમ જ તેં પડયા પડયા હઠ કરી હતી. ને ઘડી બે ઘડીમાં તો તેં આંખો મીંચી લીધી. કનક!. ....આજે હોત તો, હું ને દેવળ, બંને સાથે; એક બીજાને......[ આંખ મીંચી ઉભો થઈ જાય છે, ફરે છે. ]......આખું બાગબાગ તે દિવસે રડી રહ્યું હતું. [ પાછો બેસી જાય છે. ]

દેવળ : [ પ્રવેશે છે. ] બાપુજી આ પોથી: પણ રામદેવ મહારાજના કુમાર ભીમદેવ મહારાજ ઉતાવળે તમને મળવા માગે છે.

કરણ : [ સવિસ્મય ] ભીમદેવ ! અત્યારે;...જા મોકલ. [ દેવળ જાય છે. ] આજનું પ્રભાત જ કંઇ ઘેર ઉગેલું મને લાગતું હતું. ઓ પ્રભુ ! કંઇ લિપિ વિરુદ્ધ તો વિચાર ! [ ભીમદેવ પ્રવેશે છે. ]

ભીમદેવ : જય જય મહારાજ !

કરણ : પધારો ભીમદેવ ! બેસો; અત્યારે એકદમ અચાનક ?

ભીમદેવ : બહુ ચિંતા જેવું તો નથી; મહારાજ ! પણ આ પાસેના ગામમાં એકાદ બે વાઘ ઉપદ્રવ કરી રહ્યા છે, તેનો શિકાર કરવા મહારાજે મને તેમજ શંકરદેવને મોકલ્યા છે. ગઇ રાતનો અમે ત્યાં પડાવ નાંખી ચૂક્યા છીએ, અને આપનો શિકારનો શોખ જાણી આપને કહેવા આવ્યો છું. સાથે મહારાજનો એક સંદેશો પહોંચાડવાનો હતો એટલે ઝટ આવ્યો છું.

કરણ : મૃગયાની વાત જાણી આનંદ થયો. મહારાજ રામદેવનો શો સંદેશો છે ?

ભીમદેવ : એમને દીલ્હીપતિએ કહેણ કહાવ્યું છે, એ આપને વિદિત કરવાનું છે.

કરણ : [ ખડગ પર હાથ મુકી ] દીલ્હીપતિનું કહેણ ! એટલે ?

ભીમદેવ : દીલ્હીપતિનો સેનાપતિ મલેક કાફુર આ બાજુ પુષ્કળ સૈન્ય લઇને આવ્યો છે, એનો કાસદ રામદેવ મહારાજ પાસે આવ્યો હતો, તે અત્યારે મારી સાથે આવ્યો છે, કિલ્લા બ્હાર ઉભો છે.

કરણ : અલ્લાઉદ્દીનનું શું કહેણ છે ?

ભીમદેવ : એ કાસદ આપને નિવેદન કરશે.

કરણ : એ મ્લેચ્છનું મારે મોં પણ જોવું નથી. તમને ખબર હોય તો તમે કહો, અગર એને જઇને પૂછી આવો.

ભીમદેવ : મહારાજ ! મને ખબર છે; અને એ વિશે આપનો શો ઉત્તર હોઇ શકે એ પણ હું એને જણાવી ચૂક્યો છું પણ એ એટલો ગમાર છે, એ તો આપને જ મળવા માગે છે.

કરણ : તો મારો મમત દરામણો છે. જાઓ એને કહી દો, કે કરણ એવા કાસદ સાથે કદી વાત કરતો નથી.

ભીમદેવ : જેવી આપની ઇચ્છા, મહારાજ. અને આપના તરફથી શો ઉત્તર આપું ?

કરણ : હાં, સંદેશો શો છે ? તમે જાણો છો ને ?

ભીમદેવ : દીલ્હીપતિના માનવંતા રાણી કૌળાદેવીએ મલેક કાફુરને ફરમાવ્યું છે કે એણે કોઈપણ પ્રકારે અહીંથી દેવળદેવીને લઇ જવાં.

કરણ : શું ?

ભીમદેવ : અને જો કરણરાજ દેવળદેવીને આપી દે, તો એને કંઈપણ કનડગત કરવી નહી, પણ એને માનસહિત દીલ્હી લઈ આવવા, ત્યાં એનું યોગ્ય સન્માન કરવામાં આવશે. પણ જો કરણરાજ ન જ માને તો દક્ષિણથી પાછા ફરતાં અસંખ્ય સૈન્ય વડે બાગલાણને ઘેરો ઘાલી સઘળું લુંટી લઇ દેવળદેવીને પકડી જવી.

કરણ : એમ કોણે કહાવ્યું છે ?–તમે શું કહ્યું ?

ભીમદેવ : દીલ્હીપતિના માનવંતા રાણી કૌળાદેવીએ.

કરણ : ભીમદેવ કુમાર ! બાગલાણની હદમાં ફરી એવા શબ્દો સંદેશારૂપે પણ ઉચ્ચારશો નહી. કુમાર ! હજી તમે બાળક છો. રણસંગ્રામની દુષ્ટ નીતિનું હજી તમને કદાચ ભાન ન હોય, હું એ સમજી શકું છું કૌળા દીલ્હીપતિની માનવંતી રાણી ! કેવળ અસંભવિત—અસત્ય વાત. કૌળા ત્યાં હોય જ કેમ ? આ એક અલ્લાઉદ્દીનનો ભયંકર પ્રપંચ છે. કૌળા ! મુસલમાનના હાથમાં ! એ શૂરવીર ને સાચી રજપુતાણી, મ્લેચ્છને પરણે જાય કે ? મલેક કાફુર ! કોણ પેલો ખંભાતનો ગુલામડો ! એ દેવળદેવીને લઈ જવા માગે છે–ભીમદેવ ! તમે શું ઉત્તર આપ્યો ?

ભીમદેવ : મહારાજ ! મેં તો એ વિષે ચોકખી ના પાડી દીધી છે.

કરણ : ના, તમે ના કહી છે. ના, ના; એકલી ના નહીં. એને કહો કે કરણ તારૂં મોઢું-પણ જોવા માગતો નથી. અને એવા એક મલેક કાફુર તો શું પણ અનેક આવે તોપણ દેવળદેવીની આશા રાખશો મા. જાઓ, કહો એને. જ્યાંસુધી કરણના હાથ શસ્ત્રો રાખવાને શક્તિમાન છે, જ્યાંસુધી એની નસોમાં રજપુત લોહી વહી રહ્યું છે, ત્યાંસુધી દેવળદેવી મેળવવાને ફાંફાં મારશો નહી. એ એના અસંખ્ય સૈન્યથી ડરાવવા માગતો હોય તો કહો એને કે હું મારા આ એક શસ્ત્રથી નિર્ભય છું દેવળ મુસલમાનોના હાથમાં જાય એ પહેલાં તો કંઈક કાયાના ટુકડા થશે.

ભીમદેવ : મહારાજ ! આપનું કહેવું યથાર્થ છે. રામદેવ મહારાજ પણ એમાં આપને સહાય કર્યા વગર નહિ રહે.

કરણ : રામદેવ મહારાજ તો એક સાચા સુભટ ને સન્મિત્ર છે. અને તમારી હિંમતને ધન્ય છે. જાઓ. એને ચોકખી ના કહો. દીલ્હીપતિ કોણ?

પેલો અલાઉદ્દીન ખુની ! એનો સેનાપતિ ! પેલો ગઇ કાલનો ખંભાતનો ગુલામડો ! અને માનવંતા શાસ્ત્રી ! એવી તદ્દન હલકી કક્ષાની વાતથી કરણ ઉતરાય એમ નથી. એને કહો કે ફરી આ બાજુ આવ્યો છે તો ધડથી માથું જુદું થઇ જશે. હજી વાઘેલાઓના હાથ સલામત છે. જાઓ વહેલા કહીને પાછા આવો.

ભીમદેવ : મહારાજ ! એ જ યોગ્ય છે. [ જાય છે ]

કરણ : દેશદ્રોહી માધવ ! હજી તને સંતોષ નથી થતો. આ બધાં મને તો તારાં જ કારસ્તાન લાગે છે. તેં તારી જાત વેચી, કુળ વેચ્યું, લાજ વેચી, અધર્મ સેવ્યો, અને હજી અનેક દ્રોહી કર્મો કરી રહ્યો છે. દેવળને લઇ જવી છે ? જે બાગમાં યજ્ઞ થાય, જે બાગમાં બ્રાહ્મણોને દાન અપાય, જ્યાં પીપળો ને તુલસીની પૂજા થાય એવા દેશમાં તેં મ્લેચ્છને આણ્યા ? દેવળ ! બેટા દેવળ ! ના, ના, તને જરા આંચ નહિ આવવા દઉં. [ વિચારમૂઢ બેસી જાય છે. ]

શા માટે ? ફક્ત દેવળનું જ રક્ષણ શા માટે ? જીવતો હોઇશ તો હજી તો ગુજરાતને સ્વતંત્ર કરવી છે. હજી તો આ યુદ્ધતરસ્યું ખડ્ગ મ્યાન કરવું બાકી છે. મારો કર્તવ્યપંથ તો હવે મને લાગ લાગ્યો છે. કરણે બહુ વૈભવો ભોગવ્યા. હવે જ કરણની સાચી કસોટીનો અવસર આવ્યો છે. રજપુત બચ્ચો કદી હિંમત હારે એ અશક્ય વાત છે. હજી તો આ હાથમાં બળ છે: દેવળનું રક્ષણ કરીશ: ગુજરાતની ભોમ ફરી સ્વતંત્ર કરીશ, સોમ હયાતી હશે તો ગમે ત્યાંથી શોધી લાવી, ફરી એને પટરાણી બનાવીશ. ભોળાનાથ ! સહાય કરજે.

દેવળ : [ પ્રવેશે છે ] બાપુ ! શું છે. આમ ગભરાયેલા કેમ દેખાઓ છો ?

કરણ : કોણ દેવળ ! કેમ બેટા !

દેવળ : બાપુ શું છે ? મને કહો. [ માથે હાથ મુકી પંપાળે છે. ]

કરણ : કંઇ નહી. તું જરા ચિંતા કરીશ નહી હં દેવળ !

દેવળ : પણ શેની ચિંતા ! બાપુ મને કહો ને ?

કરણ : નારે ચિંતા શેની !...એ તો મને પાછી ગુજરાત સાંભરી આવી હતી.

ભીમદેવ : [ પ્રવેશે છે ] મહારાજ ! આપની ઇચ્છા પ્રમાણે એને કહી વદાય કરી દીધો છે.

કરણ : ઠીક કર્યું ભીમદેવ—

દેવળ : ભીમદેવકુમાર ! જુઓને બાપુને શું થાય છે— ગભરાયેલા કેમ છે ?

ભીમદેવ : કદાચ ઉશ્કેરાઇ ગયા હશે. તમે ચિંતા ન કરશો.

કરણ : બેટા ! મને કંઇ નથી તું જા. ભીમદેવ મહારાજના ભોજનની વ્યવસ્થા કર, અને પછી એમની સાથે શિકાર પર જવાને તૈયારી કરો.

ભીમદેવ : ના મહારાજ !

કરણ : ભીમદેવકુમાર ! આજે તો તમારે મારી સાથે ભોજન કરવું જ પડશે. [ નિશ્વાસો નાંખે છે. ] જા, કનક બેટા જા તૈયારી કર. [ દેવળ જરા ચમકે છે, ને તરત ચાલી જાય છે. ] સામે તરફ મુખ કરી કરણ ઉભા રહે છે. ]

ભીમદેવ : મહારાજ ! નાહક ચિંતા ન કરો. પડશે તેવા દેવાશે. ઇશ્વર આપની લાજ રાખી દેશે. અને મારા કાંડામાં બળ છે, ત્યાંસુધી તો હું આપની પડખે જ છું

કરણ : ભીમદેવ ! કરણ નાહક ચિંતા કરતો જ નથી. દૈવી આપત્તિઓની સામે થતાં મનુષ્યમાત્રને કોઈ વાર તો નમી જવું પડે છે. હું ચિંતા કરતો હઈશ, તો કદાચ આજે જ. આજનો જ દિવસ. આવતી કાલે કરણે ચિંતાને બાળી મુકી હશે.

ભીમદેવ : મહારાજ ! કંઇ સાહસ ન કરતા.

કરણ : [ ભીમદેવ સમીપ જઇ ] કુમાર ! ક્ષત્રિય સાહસ સિવાય બીજા શેને વરે છે. ગુજરાત છોડ્યા પછી આ અસિ મ્યાન થતું જ નથી મારી પાસે આ શસ્ત્રો ક્યારનું ય કર્તવ્ય માંગી રહ્યાં છે. ચાલો કુમાર ! બપોરનો તડકો થયો છે, આપણે નીચે જઈએ. આજે સવારથી આ ચઢતો સુરજ નથી ખમાતો. [ ચાલવા માંડે છે. ]

દેવળ : [ પ્રવેશે છે ] બાપુ ! હવે કેમ છે ?

કરણ : મને કંઇ નથી બેટા. તું નચિંત રહે [ દેવળને ખભે હાથ દઈ જતાં જતાં ] અને જો, પેલી પોથી રહી ગઇ—તે લઇ લે તો.

[કરણ ને ભીમદેવ ચાલવા માંડે છે. દેવળ પોથી લેવા પાછી ફરે છે, પોથી લે છે, ને પડદો પડે છે. ]

## દૃશ્ય ૨ જું

[ કિલ્લાની એક બાજુના બુરજનો અંદરનો ભાગ. બુરજ ઉપરથી ભીંત પર પડથી છે. અંદર ઉતરવાના પગથીઆં દેખાય છે. એક નાની બાજઠ પડી છે, પડદો ઉપડતાં શંકરદેવ પગથીઆં ઉતરતો જણાય છે. દેવળ ઉતાવળી પ્રવેશે છે. ]

દેવળ : શંકરદેવ ! તમે શી રીતે આવ્યા ? કંઈ અડચણ ન નડી ને તમને ?

શંકરદેવ : અને નડી હોય તોય શું ?

[ દેવળ સહજ સ્મિત પાણી નીચા નયને

ઉભી રહે છે. શંકરદેવ દેવળ સમીપ આવી એના હાથ ઝાલી રહે છે. ]

દેવળ: દેવ ! અત્યારે પ્રેમનો પ્રસંગ નથી. બાપુજીએ તો બ્રાહ્મણોને ના કહી વદાય કર્યા. તમે શું નક્કી કર્યું ?

શંકરદેવ: એ મેં જાણ્યું, દેવળ ! અને મને શું થયું હશે એની કલ્પના જ કરી લેજે. કરણ મહારાજના મનમાંથી કુળનું અભિમાન નીકળતું નથી.

દેવળ: મેણું મારો છો, દેવ ?

શંકરદેવ: ગાંડી ! તને મેણું મારૂં. આવા નજીવા કારણે આપણા બંનેના હૃદયના ત્રાટકા થાય છે, એથી કહું છું. દેવી ! મને આમાં કંઈ સારાં ચિન્હ જણાતાં નથી.

દેવળ: તમારે મન નજીવું દેવ !—કદાચ મારે પણ આજે તો નજીવું, પણ બાપુજીને કુળનું ગૌરવ ગુજરાત જેટલું જ વહાલું છે હં. પણ બાપુને હું સમજાવીશ.

શંકરદેવ: દેવી ! બાપુને હું નથી ઓળખતી ? એ કેટલા હઠીલા છે તે એમની ના કહી હા થઇ શકી છે ખરી ?

દેવળ: છતાં હું સમજાવીશ કદાચ મારૂં માને પણ.

[શંકરદેવ ત્યાંથી ખસી વિચારમાં આંટા મારે છે. ]

દેવ ! કેમ મૂંગા થઈ ગયા ? શું વિચારમાં છો?

શંકરદેવ: કંઇ નહી દેવળ.

દેવળ: જુઠું ન બોલો, કંઇ છુપાવો છો—કહો શું છે ?

શંકરદેવ: દેવળદેવી ! મારો કપો વિચાર તારાથી અજાણ્યો છે. હવે આપણે આ પ્રમાણે ક્યાં સુધી મળ્યા કરવું. રાજગોર સાથેના રીતસરના કહેણને કરણ મહારાજે પાછું વાળ્યું ત્યારથી મને તો એક જ રસ્તો સુઝયા કરે છે. પણ તેમ બનવું અશક્ય છે.

દેવળ: મને કહો તો ખરા દેવ ! શો રસ્તો.

શંકરદેવ: એ જ કે અહીંથી આપણે નાસી છૂટવું. પરંતુ આશ્રયે આવેલા મિત્ર સાથે એવી ઠગાઈ ન કરાય. અમારી કુળનીતિનું અમને પણ અભિમાન છે હં.

દેવળ: આ એ અભિમાન ! શંકરદેવ ! હું તે દિવસે શિકારે જ ન આવી હોત; શા સારૂ તમે મને ત્યાં મળ્યા ? અથવા તો હું જ વાઘનો શિકાર કેમ ન થઈ ગઈ.

શંકરદેવ: દેવળ ! એવો કોઇ બીજો ઉપાય ન થઇ શકે ?

દેવળ: મહારાજને મુકી એમ નાસું તો નહી જ.

શંકરદેવ: દેવળ ! તે મને કેવો બાંધ્યો છે. દેવળ ! દેવળ !

[ સામું જોઇ રહે છે. ]

હવે હું જાઉં—દિવસ આથમવા માંડ્યો છે. બાપુને સમજાવજે.

દેવળ: તમે જાઓ છો—શંકરદેવ. સવાર સાંજ આ બુરજ ઉપરથી દૂર દૂર હું તો નજર નાંખ્યા જ કરૂં છું—રખેને તમે ક્યાંક ફરતા દેખાઓ. દેવ ! તમે કેટલે દિવસે આવ્યા ? [ એનો હાથ પકડી રહે છે. ]

શંકરદેવ: દેવળદેવી ! મને જવા દે. તારી સાથે વધારે વાતમાં ગુંથાઉં છું તેમ મને વધારે ને વધારે નિરાશા લાગતી જાય છે. અને પ્રેમ મને બ્હાવરો બનાવે છે.

દેવળ: પધારો દેવ ! વ્હેલા આવજો. બાપુને સમજાવવા હું બનતું કરીશ રજપુત કુંવરી પાસે કદી નિરાશાની વાત કરશો નહી. અને પ્રેમ તો વળી કર્તવ્યપરાયણ બનાવે. બ્હાવરા નહી. દેવ પધારો !

શંકરદેવ: [ પગથિયાં ચડતો ] દેવળ !

દેવળ: દેવ !........કોઈ આ બાજુ આવતું જણાય છે. સંભાળીને જજો.

શંકરદેવ: દેવળ !

[ પગથીઆં પર જ બે હાથમાં માથું ટેકવી બેસી જાય છે. ]

દેવળ: દેવ ! [ શંકરદેવ જાય છે. ] ઓ-ભગવાન ! મારે તે શું થવા બેઠું છે. આ જંગલમાં આટલું મંગળ પણ મને સરજ્યત નહી !

[ બોલતી ચાલી જાય છે. ]

ધીમે ધીમે અન્ધારૂં છવાઈ રહે છે, ને ભીલ્હણ વાઘેલો અને ઝાંઝણ ભંડારી એક મશાલચી સાથે પ્રવેશે છે ]

ઝાંઝણ: ભીલ્હણ ! મહારાજનો વિચાર હજી યુદ્ધે ચડવાનો છે, હં.

ભીલ્હણ: ઓ ઝાંઝણ ભંડારી ! આટઆટલા વર્ષો થયાં તો હજી કરણ મહારાજને તું ન ઓળખી શક્યો ! મહારાજના શરીરમાં એક લોહીનું ટીપું હશે ત્યાંસુધી મહારાજ યુદ્ધે ચડશે. કરણ મહારાજની હઠ અને ટેક એકેકથી ઉતરે એવાં નથી. પડ્યા પડ્યા પણ એ ક્ષત્રિય વીર છે.

ઝાંઝણ: ઓલો શંકરીઓ આજે વાત કરતો હતો કે દેવળબાને શંકરદેવ સાથે આપવા મહારાજે ના-કહી છે. રામદેવ મહારાજના રાજગોર એ માટે જ અહીં આવ્યા હતા.

ભીલ્હણ: ઝાંઝણ, જો શંકરીઓ મહારાજનો અંગરક્ષક છે એ વાત સાચી, પણ એ કહે એ બધું સાચું ના માનતો હં.

ઝાંઝણ: મને એણે સોગન પર કહ્યું ને,

ભીલ્હણ: તો હશે ભાઈ—સાચું. મહારાજનું વાઘેલા કુળનું અભિમાન ક્યાં કોઈથી અજાણ્યું છે. દેવળબાનું રક્ષણ કરવાને અને ગુજરાત પાછું પ્રાપ્ત કરવાની આશાએ તો મહારાજ ટકી રહ્યા છે.

ઝાંઝણ : એ ભાઈ ! પણ હવે આપણાં હાડકાં કંઈ ચાલતાં નથી. આ હદી હદીને તો કંટાળો આવ્યો; [ બેસે છે. ] અને સંકરીઓ તો વળી કંઈ નવ નવની વાતો કહેતો હતો.

બીલ્હણ : [ મશાલચીને ] અલ્યા એ, આટલામાં કેઈ છે કે–જોઈ આવ તો. અમે આંહિ બેઠા છીએ. [ મશાલચી જાય છે. ] ઝાંઝણસિંહ ! એ સંકરીઓ અતિપાત છે. સાંભળો–જુઓ મનમાં રાખજો. આટલા પરાક્રમી અને બળવાન મહારાજ કર્ણદેવ, એનો ક્ષત્રિય ધર્મ ચુકાવનાર એ દુષ્ટ સંકર, સમજ્યા.

ઝાંઝણ : એટલે ?

બીલ્હણ : ટુંકમાં કહું છું–સાંભળો–મહારાજ મૂળથી સદ્ગુણસંપન્ન હતા. પણ મહારાજને આડે રસ્તે દોરવનાર, અનીતિ સુઝાડનાર અને એ કાળી ટીલી લગાડનાર આ દુષ્ટ સંકર

ઝાંઝણ : બીલ્હણસિંહ શું કહો છો ?

બીલ્હણ : આ દશા પણ એણે જ કરાવી છે તે દિવસે હોલાએ દર્શનથી પાછા આવતાં મહારાજને રૂપસુંદરીઓ માટે કુદૃષ્ટિ કરાવનાર એ.

ઝાંઝણ : એમ ? ઓ ભગવાન ! અને એ હજી મહારાજનો માનીતો સલાહકાર છે !

બીલ્હણ : આજે તો એ એની ભૂલ માટે પસ્તાય છે એટલે જ તો મહારાજ માટે જીવન સમર્પવા તૈયાર થયો છે. પણ જુઓ પેલો મશાલચી આવે, આ અન્ધારાની વાત અન્ધારામાં જ રાખજો.

ઝાંઝણ : એની હવે ચિંતા ના કરશો. બીલ્હણસિંહ ! યુદ્ધના ભણકારા આવ્યા કરે છે. મહારાજ હમણાં હમણાં અસ્વસ્થ વધારે રહે છે. એ હકીકત એવી છે કે આપણું કહ્યું સાંભળે એમ પણ નથી. પરંતુ સમય વિપરીત આવ્યો, ને કદાચ અહીંથી નાસવું જ પડશે તો—

બીલ્હણ : હાં, ઠીક એ સ્મરણ કરાવ્યું તમે. એ માટે મેં સંકરીઆ સાથે વાત કરી મુકી છે. બાગલાણથી ત્રણ ચાર કોસ પર પાંચ કેટલીક સુંદર ગુફાઓ છે. મહારાજને માંડ અવસરે એ ગુફાઓમાં સંતાડવા એમ નક્કી કર્યું છે. મહારાજને એ વિશે અત્યારે કહેવામાં કંઈ સાર નથી, કારણ નાસભાગની વાત એ કાને ધરશે જ નહીં ને.

મશાલચી : [ પ્રવેશે છે ] મહારાજ પોતે આ બાજુ પધારે છે. આ પધાર્યા. [ કરણ પ્રવેશે છે. ] [ બન્ને ઉભા થઈ નમસ્કાર કરે છે. ]

બન્ને : જય જય ! અન્નદાતા !

કરણ : કેમ ! બીલ્હણ, અને બીજું ? [ મશાલચી આગી લઈ મુકી ચાલ્યો જાય છે ]

ઝાંઝણ : એ તો હું ઝાંઝણ કોઠારી, અન્નદાતા !

કરણ : મારા શૂર સુભટો ! તમારી સ્વામિનિષ્ઠ સેવા જોઈ મારું હૃદય પાણી પાણી થઈ જાય છે, અને તમે જે મને આ સ્થિતિમાં સાથ આપી રહ્યા છો એથી તો અત્યારે મારું ક્ષત્રિયત્વ ગૌરવ લે. એથી બીજું હું શું કહી શકું, કે કરી શકું. અત્યારે કંઈક વિકટ પ્રસંગ ઉપસ્થિત થયો છે; એ વિશે હું તમને કંઈક કહેવા માંગું છું આપણે ટુંક સમયમાં જ તુરકો સાથે યુદ્ધે ચડવું પડશે. માધવ મહેતો હજી નવ નવની વિટંબનાઓ ઉભી કર્યો જ જાય છે, અને એથી મલેક કાફુર આ બાજુ ઉતરી આવે છે. માલવ, સારંગપુર, બાજપુર, કાકપુર વગેરે સ્થળે યુદ્ધના કહેણ સાથે અનુચરો મોકલી દીધા છે. અને સંકરીઓ બીજે કહેણ મોકલવાની તૈયારી કરે છે. પણ એ પહેલાં કુંવરી દેવળ માટે જે નિશ્ચિત યોજના કરી છે તે તમને કહેવા માંગું છું

બીલ્હણ : અન્નદાતા ! કુંવરીબા માટે જરા ચિંતા ન કરશો. અમે—

કરણ : બીલ્હણસિંહ ! ક્ષત્રિય જીવન માટે કદી ચિંતા કરતો જ નથી. દેશ માટે, શત્રુ સામે, સમે મોએ હાક દઈને નિષ્કપટ યુદ્ધ ખેલવામાં કુળગૌરવના રક્ષણાર્થે સ્નાન કરી, ચંદન ચોળી, કંઠે તુલસીમાળા ધરી હર હર મહાદેવ કરતાં હસતે મુખે યુદ્ધમાં ખપી જવામાં જે જે કષ્ટ સહન કરવું પડે એમાં જ રજપૂતને મન તો સુખ અને આનંદ છે; અને દેવળને, કોઈના સંતાનને એની ગવાને પગલે ચાલી જોહર કરવાનું પણ શીખવવાની જરૂર નથી. પરંતુ આ તો જુદી જ વાત છે. હમણાં જ હું ભીમદેવ કુમાર સાથે નક્કી કરી અહીં આવ્યો છું દેવળ અત્યારે જ ભીમદેવ સાથે દેવગિરિ જશે. અને ત્યાં યુખરૂપ પહોંચ્યા પછી રામદેવ મહારાજના ચિરંજીવી શંકરદેવ સાથે સમગ્રંથીથી જોડાવાની અરજ મેં હા પાડી છે.

બીલ્હણ : મહારાજ ! સાચું કહો છો ?

કરણ : હા, બીલ્હણસિંહ હા. હું જાણું છું કે મારે કુળસ્નાન યોગ્ય કન્યા નથી જ, પરંતુ દેવળનું કુમળું હૃદય કુમળવા માત્ર મન માન્યું નહીં.

ઝાંઝણ : એ તો અન્નદાતા ! જે થાય છે તે ઠીક જ થાય છે. આ ત્યાં હશે તો આવા માધવના પ્રપંચો પણ હવે કરી શકશે નહીં. મહારાજ ! આપને મહેતાને સ્થાને ગણદેવ મહેતા હોત તો આજ આ સમો ન જ આવત.

બીલ્હણ : ઝાંઝણસિંહ ' એમ વારંવાર મન કાળ મા સંભારો કરો. ભોળાનાથ સૌ સારાવાનાં કરી દેશે. આપણે આપણો ધર્મ ન ચૂકીએ તો બસ.

કરણ : બીલ્હણસિંહ ! અત્યારે વાતોમાં સમય વિતાડાય એમ નથી. દેવળને તૈયારી કરવાની સૂચના આપીને હું અહીં આવ્યો છું. ભીમદેવના કહેવા પ્રમાણે કેટલીક તુરક ટુકડીઓ આ બાજુ આવી રહી છે. આપણે કિલ્લેબંધી કરી એના સંરક્ષણ માટે તૈયારી કરવી જોઈએ.

[ રણશિંગડું વાગતું સંભળાય છે. ]

ઝાંઝણ : મહારાજ ! એ શું ?

કરણ : એ જ કિલ્લેબંધીનું નિશાન વાગતું લાગે છે. જાઓ તમે તૈયારી કરો. [ બંને જાય છે ]

[ કરણ દીવા પાસે જઈ એકીટશે જોઈ રહે છે. ]

ઓ ભગવાન ! અંતે દીકરી એ પારકું જ જ ધન એમ ? દેવળ ! મારું એકનું એક રતન ! આજ સુધી તારો રહ્યો હતો, તે પણ તૂટ્યો. મેં નિષ્ઠુરે એને કરમાવ્યું. એના લગ્નનો દિવસ કોડભર્યો ઉત્પાત એ ઘડી પણ હાથે કરીને ગુમાવી. કુળના અભિમાનના અંગારમાં એને બાળ્યા કરી. કુળ ! શું કુળ ! રાજ ગયું, રાણી ગઈ, દોલત ગઈ, રિદ્ધિસિદ્ધિ બધું ગયું છતાં કુળ ! દેવળ ! હવે ચાલી ! હવે જીવવું ? કોને માટે ?

[ વિચારમૂઢ ફરે છે. ]

સંકરીઓ : [ પ્રવેશે છે. ] અન્નદાતા ! સાંતલસિંહ, આલ્હણદે, વીરમદે, સાહણમલ અને સુલક્ષણદેના ઉત્તર તો મળી ગયા છે. બધા મહારાજને મદદ કરવા તૈયાર છે—

કરણ : કોણ સંકર ! મને કોઈની મદદની જરૂર નથી. હું એકલો રણે ઝઝૂમવા તૈયાર છું. હવે મને એક જ હોંસ છે. જો ગુજરાતને સ્વતંત્ર કરું, એના રાજ્યાસન પર દેવળને બેસાડું તો જ કરણ વાઘેલાનું નામ ઉજ્જવળ થશે એ હું કરીશ. મથીશ, લડીશ.

અને સંકર ! કરણને કાળી ટીલી લગાડનાર કોણ ? કરણને અવળે રસ્તે દોરનાર કોણ ? સંકર ! શા સારુ તું મને તે દિવસે દર્શન કરવા લઈ ગયો. દર્શનને બદલે નવયૌવનાઓ બતાવી...

સંકર : અન્નદાતા ! આપ અસ્વસ્થ છો. જરા વિશ્રામ લ્યો.

કરણ : હવે વિશ્રામ ! મને જીવનભરનો અસ્વસ્થ કરી હવે મને વિશ્રામ લેવાનું સૂચવી રહ્યો છે ! મારાં પવિત્ર નયનોમાં મોહની ભૂરકી નાંખનાર ! —મને વારંવાર વિષયકૂપમાં નાંખનાર ! સંકર ! તું મારી નજર આગળથી દૂર થા. યૌવનકાળની અનેક ભૂતાવળો આ નજર અત્યારે બાળી રહી છે. [ સંકર તરફ ધસી ] શા માટે સંકર ! તેં ગુણસુંદરી બતાવી. શા માટે તું મારો પ્રાસાદ હમેશાં નવી નવી રૂપસુંદરીઓથી ભર્યો રાખતો હતો. દુરાચાર ! કુપથ્ય આસવનું ફળમાં જાતા લઈ તું ભ્રષ્ટ થયો, તારા રાજાને તેં ભ્રષ્ટ કીધો. જા, દૂર થા. સંકર ! મારી નજર આગળથી તું દૂર થા. [ સંકર ચાલ્યો જાય છે. ]

[ કંઈક શાંત થઈ ] એમાં બિચારા સંકરનો શો દોષ ! શા માટે હું લલચાયો ! મેં મારી બુદ્ધિ શા માટે દુષ્ટ કીધી ! યૌવનના ઉન્માદના એ અલ્પ આનંદો શૂળની માફક હૃદય વીંધી રહ્યા છે. ઓ ઓ પ્રભુ ! [ બેસી જાય છે. ]

પણ એમ પસ્તાવો કર્યે શું વળે ? હજુ તો કેટલાંયે યુદ્ધ ખેલવાનાં છે.

ભીમદેવ : [ પ્રવેશે છે ] મહારાજ ! હવે બહુ મોડી નથી.

કરણ : કેમ ભીમદેવ !

ભીમદેવ : હા મહારાજ ! બધી તૈયારી થઈ ગઈ છે. આપના આશિષની જ વાર છે.

કરણ : ભીમદેવ ! આજની મારી વિચાર પરંપરાનો જરા પાર નથી આવતો. મને અનેક વિચારો આવ્યા કરે છે. મને લાગે છે કે હું કંઈ ભ્રમણામાં ભમી રહ્યો છું. મારાં ભૂતકાળનાં બધાં દૃષ્ટિ સમક્ષ ઊભાં થઈ રહ્યાં છે. જુઓ. દેવળને મેં આજ વર્ષોથી જીવની માફક જતન કરી જાળવી છે, એ આજે તમને સોંપું છું, એને સાચવીને લઈ જજો. એ સોંપતાં—તમે તો બાળક છો—પણ એના આ વૃદ્ધ પિતાના હૃદયમાં શું શું થતું હશે તે તમે નહીં સમજી શકો. ભીમદેવ ! હું તો એનો પિતા અને એની માતા બંને છું. મેં જ એને ઉછેરી આટલી મોટી કરી છે—

ભીમદેવ : મહારાજ ! એનો વાળ પણ વાંકો નહીં થવા દઉં—બીજું તો શું કહું !

કરણ : તમારામાં મને શ્રદ્ધા છે. શંકરદેવને આશિષ કહેજો જાઓ ! પડોશીઓનો સંદેશો કોઈપણ પ્રકારે કહાવજો.

[ ફરી રણશીંગડું વાગે છે. ]

ભીમદેવ : મહારાજ ! સર્વ તૈયારી થઈ ચૂકી. હવે નીકળવાની જ ખોટી. ત્રીજે રણશીંગડે તો અમે નીકળી ગયા હઈશું. હું જાઉં છું મહારાજ !

[ તરત સૈનિકવેશમાં દેવળ પ્રવેશે છે. ]

કરણ : જય ! જય !

દેવળ : બાપુ !

કરણ : બેટા ! સુખી થાઓ. જાઓ. ભીમદેવ કુમાર સાથે છે—એ તને કોઈ વાતે ઓછું નહીં આવવા દે. ઈશ્વર તારું રક્ષણ કરો. વાઘેલા વંશને ઉજ્જવળ કરજે.

દેવળ : બાપુજી ! જાત સાચવજો—ને મારી ભૂલોને ક્ષમા—

[ ગળું રૂંધાઈ જતાં કરણને ગળે વીંટાઈ રહે છે. ]

કરણ : બેટા ! સાવધ થા. ઈશ્વર ફરી આપણને મેળવશે ત્યાં સુધી દબાવીને હું આશીર્વાદ

આગીશ—નું ચાને શંકરદેવ ક્યો પાછી ગુજરાતના રાજ્યાસનને અક્ષયકીર્તિ કરીશ. ક્ષમા શાની, બેટા! દેવળ! દેવળ!......દેવળ! કદી હું રણમાં ભાગી ગયો—તો દેવળ!...... એનાં કર્તવ્યોને લીધે તારી આ દશા એવું જો તને કદીક લાગે તો દેવળ! તારા બુઢ્ઢા બાપુને મોટથી ક્ષમા કરજે.

દેવળ: બાપુ! બાપુ! [ બાઝી જ રહે છે. ]

[ રણશીંગડું વાગે છે. ]

જાઓ બેટા વખત થાઓ હવે સમય ગુમાવાય એમ નથી. આ જો પેલી મારી અશ્વિ હાર. ઉઠો ઉઠો આપ ત્યાંસ બાપુને. જાઓ જાવ! જાવ!

[ બન્ને મૂગાં મૂગાં ચાલવા માંડે છે. અંતે દેવળ જાય છે. કરણ આશીર્વાદસૂચક હાથ ઉંચા કરી ઉભો રહી જાય છે. આંખમાં ગુપ્તેલ ઝળઝળીઆં ભરાઈ રહે છે. "દેવળ!" એટલું બોલી બાજઠ પર બેસી જાય છે. કેટલીક ક્ષણ પછી જોરથી ઢોલ, વાજાં અને રણશીંગડાં વાગવા માંડે છે. વાગ્યા જ કરે છે. જગ્યા અટકે છે. ચમકી જાગ્રત થઈ સફાળો ]

કરણ: કેં તુરકો હલ્લો કરવા આવ્યા છે?

[ એકદમ બુરજનાં પગથીઆં ચઢી પાળ ઉપર જઈ જોઈ રહે છે. જોયા જ કરે છે. રણશીંગડાં વાગવાં શરૂ થાય છે. કરણ તરત પાછો ફરી પડે છે. ]

હરહર મહાદેવ! કરણના હાથમાં આ ખડ્ગ છે ત્યાંસુધી કોની શક્તિ છે? [ ઢોલ જોરથી વાગે છે ] હાં, હાં, ચલો યુદ્ધે, હર હર મહાદેવ.

[ દોડતો જાય છે ને પડદો પડે છે. ]

## દૃશ્ય ૩ જું

[ સન્ધ્યાકાળ: વેલરની ગુફાના બહારના પથ્થર પર ગુજરાત ભણી દૃષ્ટિ કરતો, અકાળે વૃદ્ધ થયે હોય એવો કરણ પડ્યો છે એ વિચારમૂઢ દશામાં પણ એની આંખમાં ક્યાંક આશાનું તેજ જણાયા વગર રહેતું નથી.

ફરથી ઘોડાના દાબડાનો અવાજ આવતો સંભળાય છે. કરણ આગમ ધ્યાનમાંથી ચમકી ઉભો થાય છે, ફર ફર સામે પથ્થરની બહારની પાળ ઉપર બે હાથ મુકી એકી નજરે જોઈ રહે છે. આમ તેમ એક બે આંટા મારી પાછો બેસી જાય છે.

સંકર ગુફાના દ્વારમાંથી બહાર નીકળે છે. ઉતાવળો એ પણ પાળ તરફ ધસે છે, ને જુએ છે. ત્યાં રહેતો જોતો જ કરણને સંબોધે છે. ]

સંકર: મહારાજ! મારતે ઘોડે કોઇ આવતું લાગે છે. ભાલો ચમકતો દેખાય છે. કદાચ કોઈ તુરક સિપાઇ પણ હોય. દેવળબાને શોધવા આવતો હોય તો એને મૂળ ચાટતો જ કરી દઈશું પણ આ સ્થાન એને કોણે બતાવ્યું હશે? હાં! હાં! કોણ છે? પેલા વળાંક પર દેખાશે, અહીંથી જ ખડ્ગ ફેંકી એને ઘા કરી દઉં.

કરણ: સંકર! જે હોય તે આવવા દે એવી ચિંતા મા કર. હું મરીશ ત્યારે ભલે રજપૂતાઇ રંડાય, પણ હજી આ ચીંથરેહાલ દશામાં યે મારામાં સામે મુખે ઝુઝવાનું બળ છે. અહીંથી ખડ્ગ ઉગામતો નહી. જે હોય તેને આવવા દે.

સંકર: કોઈ—કોઈ આ તો કોઈ રજપૂત લાગે છે. હેં—શું—શંકરદેવ આ તો. મહારાજ! આ તો શંકરદેવ મારતે ઘોડે આવે છે. દેવળબાને ક્યાં મૂક્યાં હશે ત્યારે? મૂક્યા તો હોય નહી. અત્યારે તે કંઇ મૂકવાનો સમય છે.

[ ઘોડાના દાબડાનો અવાજ એકદમ વધી બંધ થઇ જાય છે. ]

[ બહાર ઘોડો બાંધી શંકરદેવ હાથમાં ખડ્ગ સાથે ધસતો દેખાય છે. ]

શંકરદેવ: કરણરાજ! ખડ્ગ લ્યો, તમને એમ ને એમ નહી મારૂં. યુદ્ધમાં મારીશ.

[ કરણ ઉભો થવા જાય છે. ]

કરણ: શંકરદેવ!

શંકરદેવ: કરણરાજ! ખડ્ગ લ્યો. યવનો સામે લડ્યો છું. હવે હિન્દુ સામે લડીશ. આજે તમારી સાથે યુદ્ધ કરવા નિશ્ચય કર્યો છે. ખડ્ગ લ્યો. સંકર! મહારાજને ખડ્ગ આપ!

સંકર: શંકરદેવ! આમ હરફેરાવળા કેમ છો? આ બધું શું છે. જરા શાંત થાઓ, આમ આકળા થઈ—

શંકરદેવ: આકળો! અરે હું તો ગાંડો થયો છું. આજે મને કશાનું ભાન નથી. કુળ મર્યાદાની ખોટી મમતામાં તમે મારા હૃદયના ચૂરેચૂરા કરી નાંખ્યા છે. મારા અંતરમાં વિષ બેગાયું છે. લ્યો ચાલો, ખડ્ગ લ્યો—ઢીલ થાય છે.

કરણ: સાચું હશે તો લડી લઈશું, પણ મને કહો તો ખરા શંકરદેવ! આ બધું શું છે, મને કંઇ સમજ પડતી નથી. [ હાથમાં ખડ્ગ લે છે. ]

શંકરદેવ: અને મને પણ કંઇ જ સમજ પડતી નથી. મરી આંખે અંધારાં આવે છે. મારૂં જીવતર નગ પામ્યું છે. કરણરાજ! મને સદાને માટે દેવળવિહોણો બનાવનારના આજે હું——

કરણ: દેવળ વિહોણો?

સંકર: દેવળ બા ક્યાં છે? શંકરદેવ એ પહેલું કહો.

શંકરદેવ: દેવળ! દેવળદેવી! અત્યારે દીલ્હીમાં અલ્લાઉદીનના દરબારમાં—

કરણ: શંકરદેવ! શું બોલો છો?

[ એકાએક બેસી જાય છે ]

**શંકરદેવ :** આપ અજ્ઞાન છો શું ? દેવળદેવીને તુરકો ઉપાડી ગયા, અને—

**સંકર :** ધરતીમા અમને જગ્યા આપ !

**કરણ :** શું શંકરદેવ ! સવિસ્તર કહો.

**શંકરદેવ :** રસ્તામાં જ તુરકોની એક ટુકડી એને ઉપાડી ગઈ. એનું મોં જોવાને પણ હું પામ્યો નથી. સગાઈ થઈ તમે છેવટ સુધી ન જ છોડી. એ મને મનથી વરી ચૂકી હતી છતાં એના પ્રેમને નાદાન ગણી, હસી કાઢી, રજપૂત કુળની મોટાઈના મદમાં એનાં ને મારાં બન્નેનાં હ્રદયો કચરી નાંખ્યાં. કુંવરી વટલી મ્લેચ્છ થઈ, રાજ રગદોળાયું, કુળના મદની તે કેવી દશા !

**કરણ :** કુળ ! ગુજરાતનો મહારાજા કરણ વાઘેલો ! એને આ શબ્દો સાંભળવાના. આ તમે નથી બોલતા, વિધાતાના બોલ સાંભળું છું. [ખડખડ હસે છે]
કુમાર ! કરણ કોઈ દિવસ કોઈની આગળ નમ્યો નથી. આજે તમને—વિધાતાને—મસ્તક નમાવું છું. લ્યો આ ખડ્ગ ! મને ખડ્ગ લેવાનું કહેતા હતા ને. હવે હું તમને આપું છું, લ્યો આ કરણની ડોક પર ચલાવો, ને કરણનું નામ નિર્મૂળ કરો. કુમાર ! ઝટ કરો.

[ શંકરદેવ લેતાં અચકાય છે, બે ડગલાં પાછા જાય છે, શરમથી માથું નીચું નાખી પત્થરને અઢેલી ઉભો રહે છે ]

અચકાઓ નહી કુમાર ! રાજ ગયું, રાણી ગઈ, બે દીકરીઓ મારી જીવનની સંધ્યા અજવાળી રહી હતી તેમાંથી એકને વિધિએ હોલવી નાંખી. [ ગળું રૂંધાઈ રહે છે ને આગળ બોલાતું નથી. ]

[ એકાએક ] કુમાર ! ચલાવો ખડ્ગ, એવા જીવતરનો હવે શો ખપ !

**સંકર :** શંકરદેવ ! તમે એમ ક્યાંથી જાણ્યું ?

**શંકરદેવ :** મલેક કાફુરના પોતાના જાસુસે આવી મને એ વાત કહી એ સાંભળીને તો હું દોડ્યો આવ્યો.

**કરણ :** તો તો બોદી વાત. દેવળ જીવતી કોઈ દિવસ મ્લેચ્છને હાથે જાય જ નહિ. યુદ્ધ ખેલે, રણમાં કપાઈ જાય, જૌહર કરે, રાજપૂત કુંવરી ક્ષત્રિય કુળને કદી કલંક લાગવા દે નહિ. તમારી ભૂલ થાય છે, શંકરદેવ ! આ તો એક મલેક કાફુરનું તરકટ છે. દેવળ મ્લેચ્છના હાથમાં જાય ! હું માની જ શકતો નથી. કેવળ અસત્ય, અસંભવિત હજી તમે દેવળને ઓળખતા નથી. હશે. તમે યુદ્ધ કરવા જ આવ્યા છો, તો લ્યો આ ખડ્ગ ને ચલાવો ઝટ.

**શંકરદેવ :** મહારાજ ! મને ક્ષમા કરો. આશરે આવેલા અતિથિ તરફ મારા અઘટિત વર્તન માટે મને શરમ આવે છે. પ્રેમે મને આંધળોભીંત કરાવ્યા. મુસલમાન સામે વેર લેવાને બદલે હું કાયર બની આપની સાથે યુદ્ધ કરવા આવ્યો.

**કરણ :** હોય. પ્રેમનાં પેન તો આથીયે ઘેરાં હોય છે. [ દૂરથી પાછા ઘોડાનાં પગલાંનો અવાજ આવતો સંભળાય છે ] કોઈ ઘોડેસ્વાર આવતો જણાય છે. [ બધા પાળ પાસે જઈ જોઈ રહે છે. ]

**શંકરદેવ :** [ કંઈક વારે ] આ તો ભીમદેવનો સાથી જણાય છે.

**સંકર :** [ કંઈક વારે, એકાએક ] આ તો ઝાંઝણ ભંડારી !

**ઝાંઝણ ભંડારી :** [ પ્રવેશે છે. ] અન્નદાતા !

**કરણ :** કેમ ઝાંઝણ ! આટલા ઉદાસ કેમ ?

**ઝાંઝણ :** અન્નદાતા ! અન્નદાતા !

[ પગે પડી મૂઢ બેસી રહે છે. ]

**શંકરદેવ :** ઝાંઝણસિંહ, કહો શું વાત છે. કંઈ અશુભ છે ?

**ઝાંઝણ :** ભીમદેવ કુમાર સખત જખમી થઈ પડ્યા છે. અને બીહણસિંહ આ એના પરડા બાળપણના જોર ઝાંઝણનો સાથ છોડી વૈકુંઠે સીધાવ્યા.

**કરણ :** શું બીહણ દેવલોક પામ્યો ?

**ઝાંઝણ :** હા અન્નદાતા ! આ આંખે હજી કંઈ લીલા સુખ જોવાના હશે તે હું રહી ગયો.

**કરણ :** ઓ દેવ ! બીટલણ ! બીહણ ! મારો સાચો શૂરવીર સુભટ. ઓ દેવ ! હજી કંઈ હૈયા વીંધી નાંખે એવા સમાચાર કહેવાના છે ?

**ઝાંઝણ :** હા અન્નદાતા ! એ કહેવાની આ અભાગી ઝાંઝણની જીભ ઉપડતી નથી.

**શંકરદેવ :** દેવળને મ્લેચ્છો ઉપાડી ગયા ?

**ઝાંઝણ :** ના કુમાર ! પણ—

**કરણ :** હાશ ! તો શું એ પણ સ્વર્ગે ગઈ ? શું છે ઝાંઝણ—ઝટ કહો.

**ઝાંઝણ :** અન્નદાતા ! ક્ષત્રિય કુંવરીને આટલા શૌર્યથી લડતાં મેં દેવળબાને જ જોયાં. કંઈ કેટલાયે મ્લેચ્છોને ધૂળ ચાટતા કર્યા, પણ અંતે દૈવવશાત એક તીર વરામું લાગ્યું અને એ—

**કરણ :** દેવળ ! દેવળ ! તું ત્યાં ને હું અહીં !

[ ખૂણામાં પત્થર પર માથું નાખી બેસી જાય છે. ]

**શંકરદેવ :** ભીમદેવ ત્યાં જખમી થઈ પડ્યા છે ?

**ઝાંઝણ :** અત્યારે તો કેણ જાણે ક્યાં હશે, પણ દેવગિરિ તરફ ઘોડો દોડાવતા મેં જોયા હતા.

**શંકરદેવ :** મહારાજ ! મને ક્ષમા કરો, અને રજા આપો. ભીમદેવની વ્હારે મારે જવું જ જોઈએ. ઝાંઝણસિંહની વાત કદાચ ખોટી પણ હોય. મને મારા સાચા ધર્મનું હવે ભાન થયું છે. દેવળનું વેર હું લઈશ. મહારાજ મને રજા આપો.

[ કરણને પગે પડે છે, કરણ મૂંગો મૂંગો માથે હાથ મૂકે છે અને જાય છે. ]

**સંકર :** જય જય કુમાર !

[ બધું શાંત છે. કોઈ કંઈ બોલતું નથી ફક્ત ઘોડાના ડાબલાનો અવાજ ધીમે ધીમે આછો થતો સંભળાય છે. કરણ પડ્યો છે ત્યાંથી એકાએક ઉભો થઈ પાળ પાસે આવી નીચે જોઈ રહે છે. ]

કરણ : મને હાં ! શંકરદેવ ! જ્યારે મ્લેચ્છો સામે લડવા અવસર આવે ત્યારે હોડતે મોઢે જરૂર કહાવજે. ગુજરાતની સહાયાર્થે ને રક્ષણાર્થે કરણનું આવું આવું પણ એળધીનું લડવા તૈયાર છે. જય ! જય ! [ પાછો ફરી ]

ઝાંઝણ ભંડારી ! જાઓ, કુમારને પડખે રહો. પ્રેમથી એ આંધળા થયા છે. કંઈ સાહસ કરી ન બેસે તે જોજો. જાઓ.

ઝાંઝણ : અન્નદાતા આપની—

કરણ : મારી કશી ચિંતા ન કરો, હું અહીં નિર્ભય છું. આ ગુફાઓમાં મને કંઈક શાંતિ અને એકાંત મળે છે, તે બસ છે. જાઓ, કરણની આટલી છેલ્લી આજ્ઞા પાળો.

[ ઝાંઝણ નમસ્કાર કરી જાય છે. ]

શંકર ! તમારા માંહોમાંહેના કલહને અને તેં ને માધવે મારી આ દશા કરી. ગુજરાતના ખ્યાત ઉલ્લેખોમાં દેશદ્રોહી માધવનું નામ તો કાળે અક્ષરે લખાઈ રહેશે શંકર ! મને જરા જળ આપ !

[ શંકર ગુફાની અંદર પાણી લેવા જાય છે ]

ઓ ! ઓ પ્રભુ ! દેવળ ! કોણ ! તમે જૌહર કર્યાં પણ મેં સમરાંગણમાં ચંદન ન ચોળ્યાં.

શંકર : [ અંદરથી બ્હાર આવી ] અન્નદાતા ! અંદર જરા પણ જળ નથી; નીચેથી લઈ આવું છું.

[ જાય છે. ]

કરણ : [ ન સાંભળતાં ] નરપિશાચ શંકર ! મને રોજ વચનાત ખખડાવતો હતો. આજે મારી શક્તિઓ કપણી થઈ લાગે છે. ઓ મારો કંઠ સુકાઈ જાય છે. શંકર ! મને પાણી આપ. કૌળા જેવી પટરાણી જેની સેવામાં સદા તત્પર રહેતી તેની આ દશા ! ઓ પશ્ચાતાપનો ડંખ મને કોતરી ખાય છે.

[ ઉભો થઈ ગુફાના દ્વાર તરફ ચાલવા માંડે છે. ]

કૌળા અલ્લાઉદ્દીનની પટરાણી થાય ! કેવી અસત્ય વાત ! કૌળા એક ભવમાં બે ભવ કરે ! કેટલું હડહડતું અપમાન ! કેવી અસંભવિત વાતો દેખાડવામાં આવે છે. કૌળા સાધ્વી. ક્ષત્રિયાણી હતી, સતી હતી, કૌળા તું ક્યાં હશે ?—કે તેં જૌહરમાં પ્રાણ તજ્યા—

[ દ્વાર સુધી જાય છે. એકાએક ગુફામાં ભયંકર ભડકો થાય છે એ જોઈ એ કારમી ચીસ પાડી ઉઠે છે, પરંતુ આખરતો પાછો બ્હાર આવે છે. ]

ઓ ! ઓ !

[ ફરી અંદર જવા જાય છે, અંદર લાલ જ્વાળાઓ દેખાય છે. દૂરથી આવતો 'જે અંબે' ના અવાજ આવે છે, સાથે ઝાંઝ શરણાઈ અને ઢોલના અવાજ સંભળાય છે. અવાજ કંઈક વારે શાંત થતાં અંદરથી એક પ્રચંડ અવાજ ચાલુ રહે છે.

લોર જુલમથી પારકી સ્ત્રીને એક ભવમાં બે ભવ કરાવનાર કરણરાજ વનવગડામાં રઝળશે, એની રાણી અને કુંવરીનો એનો વિયોગ થશે, અને પોતે કમોતે મરશે—

[ ફરીથી રાજાની એક ચીસ સંભળાય છે. ]

—અને એનું નામનિશાન કંઈ ન રહેતાં, એના પાપથી એનું રાજપાટ જડમૂળથી ઉખડી ખેદાન મેદાન થઈ જશે, એના સર્વસ્વનો નાશ થશે, અને એ વલવલી તરફડીને કમોતે મરશે—

[ ગુફાના દ્વાર આગળથી કંઈ ઉડતું દેખાય છે, ને એ ફાટી આંખોએ જોઈ રહે છે. ]

ગુણસુંદરી ! કોણ—સતી ! ઓહ ! સતી ગુણસુંદરી ! ...હેં આ કોણ ? કેશવ ! આ બધા કોણ ! કોણ છો મારી સામે ? તેજ ! ધુમાડા !...... આ બધી શી ભૂતાવળ' ...તમે બધાં ચાલ્યાં જાઓ અહીંથી. મને નહી સંતાપો......બધાં ખડખડ હસો નહી.જાઓ અહીંથી—જાઓ બધાં...

[ પાછાં ડગલાં ભરતો ચાલે છે. વળી એક ભડકો દ્વારમાં દેખાય છે, ને કંઈ બ્હાર ઉડતું જણાય છે, ને વધારે ધારો અવાજ સંભળાય છે. ]

—કરણ ! ગૌબ્રાહ્મણ પ્રતિપાળ રાજા ! રજપૂતાઈ તેં લજવી, શેરીએ શેરીએ નરરાક્ષસ જેવો તું ન્હોતો ચાલ્યો ? પાટણની કેટલીયે નિર્દોષ નારીઓને તેં તારી નજરે એબ લગાડી હતી ? કોણ દુષ્ટ ! કોણ પાપી !—

[ ધીમે ધીમે અન્ધારું થવા માંડે છે. ]

ઓ એ મારો જીવ રૂંધાય છે. આ આ આ કોણ રૂપસુંદરી ! એ નિર્દોષ કુસુમને મેં કચડ્યું ! ઓ એ દરદ ! આ મારા મગજમાં શી ભૂતાવળ બની છે. શાંત થાઓ બધા.

વેલુરના સુંદર મંડો ! અહીં કેટલાએ ધર્મ-ધુરંધરોએ તપ સેવ્યાં હશે. તમે મને શાંતિ નહી આપો ! મને બળતરા થાય છે. ઓ-ઓ મારે અંગે દાહ બળે છે. મારું ગળું સુકાય છે. પાણી ! પાણી ! શંકરીઆ ! પાણી ! પાણી તો અંદર છે. ત્યાં તો ચિતા ભડભડે છે.

[ વર્ષાદની ગર્જના જેવા અવાજો થઈ રહે છે. વિજળીના ચમકારા જેવા ચમકારા થવા માંડે છે. એક કડાકો સંભળાય છે. ]

અરે આ શું થવા બેઠું છે ? અહીં વિજળી પડશે ? પડો ! આગ કાઢો ! રાત્રિ કાળા અન્ધારમાં મને ઘેરે છે. અન્ધારા ! મને વિંટળી રહો. ઓ હું મરૂં છું. પાણી !

[ બીજો કડાકો સંભળાય છે. પત્થર પર પટકાઈ બેસે છે. ચીસ પાડી ગુફાના દ્વાર તરફ ધસે છે. ફરી લાલ ભડકો દેખાતાં પાછો બ્હાર વિજળીના ચમકારમાં આવી— ]

કનક ! કનક ! તું તો મને પાછો નહી કાઢેને ? મરે છે. ]

પડદો

# બે ટુંકી વાતો

## ૧

### ગડદીઓ

ધનતેરસના ઝાકઝાર અજવાળાં એક નિર્ધન કુટુંબ ઉપર પડતાં હતાં. આખી શેરી દીવા દીવા થઇ ગઇ હતી. ધનવાન કુટુંબોએ પોતાનાં ઘરો ઉપર પ્યાલાઓની હારની હાર ખડી કરી દીધી હતી. ટોડલે ને ગોખલે કોડીઆં મૂકી દીધાં હતાં. આખી શેરીમા જાણે ધનદેવી રમાના ઝાંઝરનો ઝંકાર વ્યાપી ગયો હતો. બહાર ઓટલાઓ ઉપર ન્હાનાં ન્હાનાં છોકરાંઓ ફટાકીઆ ફોડવામાં મશગુલ થઇ ગયા હતા. મોટાં ભાઇબ્હેનો ન્હાનાઓને શીખવાડવાને બ્હાને ઘણી વખત ફટાકીઆઓની તડાફડી કરી જતાં હતા. ઘડીમાં ફુલઝર તો ઘડીકમાં દાડમ! જાણે બાળકોના હૃદયાનંદના ફુવારાઓ મૂર્તિમંત થતા હતા! એ બધા વચ્ચે છોકરાંઓનો પંખીઓ જેવો કિલકિલાટ તો ચાલુ જ હતો. વચ્ચે વચ્ચે મોટા છોકરાંઓ ગડીના અસહ્ય અવાજે ડરી જતા અને વાતાવરણમાં એક ધ્રુજારી ભરી જતાં.

શેઠનો છોકરો જ્યારે રૂપીઆવાળો મોટો ગડદીઓ ફોડવા નીચે ઉતરતો ત્યારે બધાં છોકરાંઓ પોતાની ભીણુબત્તીઓને સળગતી છોડી ભેગાં થઇ જતાં. ક્ષણવારમાં તો ગડદીઆનો એ ભયંકર અવાજ ફાટી નીકળતો. આસપાસ એકઠા થએલાં છોકરાંઓને તેના જોતા વામના અને, 'ઓય માર્યાં' કરતાંકને સૌ પાછા પોતપોતાને સ્થાને ભાગતાં. શેરીના કુતરાંઓ પણ આ ટાણે વધારે ભસી લેતા,—જાણે ફટાકીઆ ફુટે ત્યારે તેમને કોણ જાણે ઓર આનંદ થતો હોય!

શેરીની લગભગ મધ્યમાં એક ન્હાનો એવો ખાચો હતો. તેના નાકા ઉપર એક અંધારૂં અને એકોરું ઘર હતું. એક જ ઓરડો, ન્હાનો અને બેજવાળો. તેમાં જ આખું ઘર સમાઇ જતું. મચ્છરનું તો જાણે મહિયર હોય તેમ ત્યાં ગણગણાટ તો ચાલુ જ હતો. આખી શેરીમાં ફક્ત આ એક જ ઘર દીવા વીનાનું હતું! આખી શેરીમાં ફક્ત આ એક જ ઘરના ઓટલા ઉપર કોઇ ફટાકીઆ ન્હોતું ફોડતું! આખી શેરીમાં ફક્ત આ એક જ ઘરમાં ધનદેવીનું રૂમઝુમ ન્હોતું સંભળાતું!

શેરીનું ઉટકણું અને દળણું કરનારી ડોશીનું આ ઘર હતું. અંદર એક ઝાંખું કોડીઉં બળતું હતું. તેના ઝાંખા પ્રકાશમાં એક ફાટેલી ગોદડી દેખાતી હતી. અને તેની ઉપર એક દશેક વર્ષનો છોકરો રડતો પડ્યો હતો. પાસે જ તેની ઘરડી મા બેઠી બેઠી તેને કાંઇક કહેતી હતી; પણ છોકરો તો વધારે ને વધારે પગ-પછાડતો હતો. ફાટેલા કપડામાં ઓઝાટતા પોતાના કુંવરને મા કંઇ કંઇ મનામણાં કરતી હતી; પણ છોકરાનો અવાજ તો મોટો જ થતો જતો હતો. છોકરાને શેઠના દીકરાના જેવો ગડદીઓ લેવો હતો. એક બાઇને જીવન-ગુજારનાર અને સાથે સાથે એક છોકરાને ઉછેરનાર ડોશીનું તો એક રૂપીઓ કિંમત સાંભળીને કાળજું કાંપતું હતું.

“બેટા, એવાં તે વેન હોય આપણે? આપણી તે કઇ સ્થિતિ કે આપણે એક રૂપીઆનો ગડદીઓ ફોડીએ?” માએ ફરી સમજાવવું શરૂ કર્યું.

“નહિ. બસ, મારે તો એ જોઇએ જ.” છોકરાએ હઠ જારી રાખી. “શેઠનો છોકરો ગડદીઓ ફોડી શકે ને હું કેમ ન ફોડી શકું? તું જ એવી છે! નહિં તો તો એની મા એને ગડદીઓ અપાવે ને તું મને એક પણ કેમ ન અપાવે?”

ત્યાં તો બહાર ફરી એ જ જાતના ગડદીઆનો અવાજ થયો. ઘર આખું ધ્રુજી ઉઠ્યું. છોકરાએ માથું પછાડવું શરૂ કર્યું.

“બેટા, મારી પાસે એક પાઇ પણ નથી. નહિં તો હું તને આમ રડતો દઉં ખરી!” માએ છોકરાના માથા ઉપર હાથ ફેરવવો શરૂ કર્યો. છોકરાએ તે તરછોડી કાઢ્યો.

“જુઠું કેમ બોલે છે? મેં તારી ડાબડીમાં એક આખો રૂપીઓ જોયો છે.” છોકરાએ પોતાનાં કપડાં વધુ ફાડવાં શરૂ કર્યાં.

"એ તો તને બેસતા વર્ષને દહાડે મીઠાઈ આણી આપવા સાચવી રાખ્યો છે, દીકરા." મા થોડી વાર શાંત રહી. "આખા વર્ષની પાઈ પાઈ કરીને ભેગી કરેલી મૂડીનો એક ક્ષણમાં ધુમાડો થઈ જાય એ કેમ જોયું જાય ?"

"અમારે તારી મીઠાઇ નથી ખાવી, જા." છોકરાએ આળોટવા માંડયું.

માની આંખમાં આંસુ આવ્યાં. કોડીઆના ઝાંખા પ્રકાશમાં એ સ્હેજ ચમક્યાં! જાણે એમાં આખા જગતનું દારિદ્રય એકઠું થયું હતું! માએ એકદમ આંખો લુછી નાખી. વૃદ્ધાપાથી કૃશ થએલા શરીરને મહામહેનને તેણે ઉભું કર્યું. કોડીઆનો ઝાંખો પ્રકાશ તેના મ્હો ઉપરની કરચલીઓને અને હાથની લટકતી ચામડીને વધારે મ્લાન બનાવતો હતો. ઓરડાના એક ખુણામાં તે ગઈ. અભરાઈ ઉપરના એક અંધારા ખૂણામાંથી એક ખવાઇ ગએલી ન્હાની દાબડી કાઢી. તેમાં રહેલી સઘળી દોલત—એક રૂપીઓ—તેણે ધ્રુજતે હાથે બહાર કાઢી. અને છોકરા ભણી ફરી.

"જા બેટા, લઇ આવ ગડદીઓ. પણ ફરી કદિ રડીશમાં હો!" મા તેની પાસે બેસી ગઈ. પોતાના ફાટલા સાડલાથી છોકરાની આંખો લુછી, અને ગાલ ઉપર એક બચી ભરી.

"છાનો રહી જા હવે, બેટા. બહુ રડીએ ને તો ગળું બેસી જાય." છોકરો બેઠો થયો, ઉભો થયો.

"પાણીથી મોઢું ધોઇ લે. થોડું પાણી પીને પછી બહાર જજે, હો દીકરા! આપું પાણી!"

"ના મા, તમે બેસી રહો. હું મારે હાથે લઇ લઇશ." છોકરો શાણો થઇ ગયો હતો. તેણે પાણી પીધું અને પછી બહાર ગયો!

ડોસી એ પાછો ફર્યો ત્યાં સુધી કોડીઆ સામે જોતી બેસી રહી. એ આંખોમાં શા શા વિચારો વ્યક્ત થતા હતા તે કોને ખબર ?

"કાંઇ નહિં. એ તો મીઠાઇ આણવા હું થોડાક પૈસા ઉછીના લઈ આવીશ." એમ બોલીને તેણે એક નિસાસો નાખ્યો. ઉભી થઈને બારણામાં જઇને તે દીકરાની રાહ જોતી બેઠી.

"આવ્યો બેટા! બહુ જલદી આવ્યો હો! હાંફે છે કેમ! દોડતો દોડતો આવ્યો?" પણ છોકરાને જવાબ દેવાની ફુરસદ ન્હોતી. તે તો વારે વારે પેલા ગડદીઆ તરફ સગર્વ દૃષ્ટિ ફેંકતો ઘડી મા સામું જોઇને હસતો.

"જા, બેટા, જાળવીને ફોડજે હો! હજી ગઇ કાલે જ એક છોકરો અઢી ફોડતાં મરી ગયો, તને ખબર છે ને? જા બેટા, રામ તારી રક્ષા કરે."

છોકરો તો દીવાસળી લઇ આવ્યો. કાંઇ બહાદુરી કરતો હોય તેમ ગર્વભેર શેરીની મધ્યમાં ચાલ્યો. બધા છોકરાંઓ એની આસપાસ વીંટળાઇ વળ્યાં. તેની તો છાતી ફુલતી હતી! તેને તો થતું હતું કે આખી શેરીમાં એક એ અને બીજો શેઠનો દીકરો એ જ જણા સૌથી મોટા હતા! શેઠનો દીકરો પણ ગડદીઓ જોવા બારીએ ડોકાણો. છોકરાએ વાટ પેટાવી. પોતાના વિજયને જોવામાં તે એટલો તો મશગુલ બની ગયો કે ખસવાનું પણ ભૂલી ગયો. ગડદીઓ ઉડ્યો અને તેને હડીએ વગાડ્યો.

આખી શેરીમાં હાહાકાર વર્તી ગયો. છોકરાઓ સૌ ઘરમાં પેસી ગયા. મીણબત્તીઓ પોતાની મેળે બુઝાઇ ગઇ. શેરીના બધા જ મોટા માણસો છોકરાની આસપાસ ભેગા થઇ ગયા.

પેલી અંધારી ઓરડીમાંથી એક કારમી ચીસ આવી. મારાથી આ ન સહાયું. હું ચાલ્યો ગયો. બીજે દિવસે સાંભળ્યું કે મા પણ પોતાના દીકરાને બેસતા વર્ષને દહાડે મીઠાઇ ખવડાવવા સાથે ગઇ.

કૃષ્ણલાલ સિધરાણી

૨

## ભૂમિનો ભાર

ચોમાસાની મેઘલી રાત હતી. આકાશમાં છુટી છવાઈ નક્ષત્રમાળા ઝગઝગતી હતી. ગામ બહાર ખાબોચિયાંમાં દેડકાંઓના અવાજથી વાતાવરણ સ્તબ્ધ થયું હતું. થોડે દુર કોઇ ઘરના દીવાનું તેજ નદીની સપાટી પર સ્થિર તરતું હતું. કાંઠા ઉપરનાં ઝાડ ભૂતાવળની જેમ મુંગા ઉભા હતાં.

પણ નદીના પૃથ્વ હેઠળ મોડી રાતે આ પગરવ કેવો ? એક કાળી છાયા ચુપકીથી આગળ ચાલી આવે એમ છે. થોડી વાર પછી જાણે ખોળામાંથી કંઇક વસ્તુ કાઢી નીચે રેતીના પટમાં સુવાડી, તેને લુગડું ઓઢાડી, તેના પર વારે ઘડીએ નમીને ઉતાવળે પગલે પાછી વળે છે. દેડકા બોલતા બંધ પડી, છલાંગ મારી પાણી અંદર કુદી પડે છે, અને સળવળાટ થએલી માછલીઓ ડુબકી દઇ દોડાદોડ કરી મુકે છે.

પોલીસ ચોકી પર એકનો ડંકો બજ્યો. પૂલની બેઠક પર સુતેલો સીપાઇ જાગી ઉઠ્યો. આઘે ગએલ ઓળો દેખાય ન દેખાય ત્યાં અદ્રશ્ય થયો. આળસેલની ખૂમ પાડી સીપાઇ ફરીવાર આડે પડખે પડ્યો.

* *

સવારે બાળસૂરજનાં કિરણ બાળકના કોમળ ગાલ પર રમે છે. પરંતુ નદીએ આવેલાં લોક આસ-પાસ શોરબકોર મચાવી રહ્યાં છે.

'આ તો કઇ રાંડનું કરમ હશે! અરરર માડી, કાળો કળજુગ આવી ગયો; નકર કાંઇ આવું હોય!' એક ડોશીમાથી ન રહેવાયું.

'બાઇ બુદ્ધાવતાર ચાલે છે એટલે મારો વાલોજી યે પોઢી ગ્યો છે. આ હિંદુ ધરમનું જડામૂળ જાવા બેઠું છે.' બીજી એક ભક્તાણીએ ટાપશી પુરી.

'પણ દીકરો દેવના ચકર જેવો છે. એનું લલાટ તો ઝમારા કરે છે; કોઇ રજપુત બીજ છે.' પાણીનો કળશ્યો ભરી એક ડોસો બોલીને ચાલી નીકળ્યો.

'તો ધરધતાં શું લાજ આવતી'તી? બામણી હશે કોઈ બામણી.'

'ને જુવાની ન જળવાતી હોય તો ડૂબી મરતાં શું દઃખ પડતું'તું!' બે સાયણોએ સાંસારિક ડહાપણની વાત માંડી.

એટલામા રાજ્યના સીપાઇઓ આવી પહોંચ્યા; અને બાળકને તેડી બાળાશ્રમ તરફ ચાલ્યા. માણસ હવે વીખરાયું અને સ્થળ ખાલી થયું; તોપણ જાણે બાળકની કુણી ચીસો પાછી વળીને એ સ્થળે ભરાતી હતી અને વાયુને હલાવતી હતી.

૨

'રાજના ભાયાત મેરૂભાને ગુજરાઈનું એક ગામ હતું અને તે અહીંથી વીસ ગાઉ છેટે હતું. મેરૂભાભાઈ ઠ સુધી પહોંચીને પાછા વળેલ. ટુંકું શરીર, ટુંકી ગરદન, જાડી અક્કલ; ફાંદ મોટી અને આખ ફાંગી. માથે ઓડિયા અને પગમાં રૂપાની બેડી. દરબારગઢમાં બે રાણીઓ અને બે રખાતો. પણ દોઢીને દરવાજે પાટ ઢાળી એ બેસે ત્યારે ધરમની મૂરતિ જેવા લાગે—ફાંગી આંખ ક્યારેક પાણીનું બેડું ઉપાડીને જતી આવતી વહુદીકરી તરફ વળી જતી એટલું માત્ર.

દરબારગઢમાં રતન કરીને એક અનાથ છોકરી રસોડું કરતી. રતન કંઇક દેખાવડી ને ઠીક ઉમર લાયક થએલી, એટલે મેરૂભાનું મન ચળ્યું હતું. રતનના બાપ અને મા છેલ્લા પ્લેગમાં ગુજરી ગયાં હતાં અને મેરૂભા બાપુ એને પરણાવતા નહોતા; કેમકે એને રાખી લેવાનો લાગ બાપુ બગલાની માફક એક-ધ્યાનથી સાધી રહ્યા હતા.

રતન ભોળી ને નિષ્પાપ: દુનિયાદારીની સાવ અજાણી. તોપણ મેરૂભાની હેરડી એને વીંછીના ડંખ જેવી વેદના જગાડતી.

'રતન, હવે તો તું મોટીબધી થઇ હો. રાજની કુંવરી જલમી હોત તો દરબારગઢની પરી થાત પરી.'

'બાપુ, એવું શું બોલો છો? હું તો તમારી દીકરી કહેવાઉં.'

રતન શયતાનિયતને કળી ગઈ; પણ હસીને તેણે વાત ટાળી નાંખી: છતાં એના મોં પર કાળી મેશ પથરાઈ અને કામકાજને બહાને તે આઘી પાછી થઇ.

એક દિવસે ખરે બપોરે મેરૂભા થાળીએથી ઉઠી મેડીએ પધાર્યા અને ઢોલણીપર પોઢ્યા. લાલ આંખોમાં ભારે જમણનું ઘેન હતું અને હાથમાનો વીંજણો પડુ પડુ થઇ રહ્યો હતો. રીત મુજબ રતન પાણીનો કળશ્યો મુકવા આવી. પછવાડે પારધી પડ્યો હોય એવી હરણીની પેઠે તેનું કાળજું ફફડતું હતું. બાપુની આંખ ઉઘડી અને રતન એક ડગલું પાછી હઠી.

'જા છ ક્યાં? જરાક પગ દાબીને જા.' રતનથી ના તો ન પડાઇ; પણ તે ઓડ જેવી ઉભી રહી.

'જોઇ માળી, જાણે કેમ સમજતી ન હોય! કેમ કાંઇ બેરી થઈ ગઇ છો?'

'ઇ ગોલીની જાત ઇમ ટીધે માને નઇ તો.'

બાપુ તાડુક્યા. રતનનું મોં તપીને તાંબાવરણું થયું. એને આંખે ફેર ચડ્યા. મેરૂભાએ સફાળા ઉભા થઇ ધડાક બારણું બંધ કર્યું. પણ એ અવાજ પાછળ એક તીણી ચીસ અંદરથી સોંસરવી નીકળી ગઇ.

૩

બાલાશ્રમની અગાશી પર આથમના સૂરજનો તડકો ઉંચે ચડતો હતો. આયા જેવી એક બાઇ બેઠી બેઠી બાળકના ઘોડીઆની દોરી તાણતી હતી. પથ્થરની પાળને અઢેલી બારેક વર્ષનો છોકરો ઉભો હતો.

'કાં માધુ! આજ કેમ બેટા,, બોલતો નથી? ભુખ લાગી છે કે માસ્તર વઢયા છે?'

'ના, રતનબા! એવું કાંઈ નહિ. આજ મને કાળ ચડ્યો છે. તમે ઉછેરીને મોટો કર્યો છે અને મા જેવાં છો એટલે વાત કરી દઉં.'

માધુ બાળપણથી જ વિચિત્ર હતો. જલદીથી ઉશ્કેરાય જાય એવો સ્વભાવ; પણ સાચાબોલો અને છાતીવાળો. આમ દેખાવે તદ્દન શાન્ત અને સીધો. કોઈની એને સોબત નહિ. ફક્ત સાંજ સુધી નદી-કાંઠે વિચારમાં બેસે તે ઠેઠ વાળુ કરવા રતનનો સાદ પડે ત્યારે ઉઠે.

'કેમ ભાઇ, મુગો થઈ ગયો? બોલ શું છે? માબાપ તો નથી સાંભર્યાં ને?'

'મારે વળી માબાપ કેવા? તમે જ મારી મા; અને બાપની તો ભગવાનને ખબર!'

આ બોલ સાંભળી રતનનું મોં લેવાઇ ગયું. બાર બાર વર્ષનો ભૂતકાળ નજર આગળ ખડો થતો લાગ્યો. પણ તે ગમ ખાઇ બોલી.

'ત્યારે બેટા, તને શું થાય છે?'

'એ તો એમ બન્યું કે આપણા આશ્રમની શાન્તિબેન છે ને......?' 'હા, તેનું શું?'

'તે કન્યાશાળાએથી ચાલી આવતી હતી. પછળ હું હતો. રસ્તામા સામે ઓલ્યો નવો ફોજદાર મળ્યો. તેણે શાન્તિને ઉભી રાખી. જેમતેમ બોલ્યો. બિચારીનુ દફતરે ભોંય પડી ગયું ને એ તો ધ્રુજવા મંડી. હુથી એ ન ખમાણું. એટલે જઇને મેં ફોજદારને એક થોપટ લગાવી દીધી. ફોજદાર પડી ગયો, એનું પાઘડું ઉડી પડ્યું. શાન્તિ નાઠી. હું દોડ્યો. પણ પાછળથી એ કહે, 'યાદ રાખ બચ્ચા, જો જેલમા ન પુરૂં તો. હરામના પેદા થયા, હરામનું ખાધું અને ફાટચા. બસ, ત્યારથી મને કાળ ચડ્યો છે.'

રતનને માથે જાણે આખું આભ તૂટી પડ્યું.

'ભારે કરી, બાપુ. પણ એ ફોજદાર કિયો છે?'

'છે કો'ક મેરૂભા કરીને દેશનો ઉતાર. કહે છે કે હવાઈ ગઈ એટલે ફોજદારી લીધી.'

બરોબર એ જ ઘડીએ ફોજદારનો સીપાઈ આશ્રમના દરવાજામાં દાખલ થયો અને બુમ પાડી બોલ્યો: 'ક્યાં ગ્યો ઇ માધુડો? લે, હાલ્ય વેગર ભાડાની કોટડીમાં. આ કાકાનું વૉરંટ.'

૪

બાજું ચોમાસું બેઠું હતું. અને માધુને જેલમા સખત ટાઇફોઇડ લાગુ પડ્યો હતો. કેદની મુદત પણ પુરી થઇ. એટલે તેને ખાટલામાં ઉપડાવી ફોજદાર સાહેબ ઠાઠમાઠ પોશાક સહ રુઆબદાર ચાલે આશ્રમ તરફ લઇ ચાલ્યા.

સુકાઇને લાકડું થઈ ગએલ રતન આજ કંઇક હરખમાં હતી. જન્માષ્ટમીનો અપવાસ હતો અને એના બીજા જીવ જેવો માધુ આજ છુટીને ઘેર આવવાનો હતો. પણ સવારના પહોરમાં કંપાઉન્ડમાં ખાટલો આવેલો જોઇ એના હોશકોશ ઉડી ગયા. તુરત એ નીચે ઉતરી અને સુતેલા માધુને બેબાકળી વળગી પડી.

"મારા બાપ! ભાઈ, બોલ તો ખરો. વાલા, તને શું થયું છે?' રતન ધ્રુસકે ધ્રુસકે રોવા મંડી: પણ છાતીમા એને ડુમો ભરાઇ આવ્યો.

'લેતો જા. અમલદાર સામે થ.જે હવે કોઇ દી'. ભુંડે હાલ મરીશ ભુંડે હાલ. હવે તો જીવતો જ ન જવા દઉં.' ફોજદારે અમલનો દમ માર્યો.

માધુને તાવનો ઉતાર થયો હતો. ભાન વળ્યું હતું. આખ ઉઘાડી જુએ છે ત્યા સામો ફોજદાર. અચાનક તેને સોસ્નો ઉપડ્યો. ઝટ લેતોક બેઠો થઈ ફોજદારની કમ્મરમાથી જમૈયો ખેંચી તેની જ છાતીમાં તેણે હુલાવી દીધો. બીજી જ ઘડીએ લોહીની શેડ છુટી.

માધુ ઢગલો થઈ ખાટલે પડ્યો. એને કપાળે શીત વળી ગયાં. રતન આ બનાવ જોઇ હબકી ગઇ! ફોજદારની નજર રતન તરફ ફરી. એ બોલ્યો:

'કોણ...રતન? માફ કર, બેન. મારાં કરતુક નડ્યાં. આ...મા...ધુ...' ફોજદારનો રામ એ છેલ્લા બોલ સાથે રામશરણ થયો.

'ઓય મા, મારી મા...રતનબા...' માધુની વાચા ઉપડીને એકાએક તુટી ગઇ.

'મારા વાલા! તારી મા આ રઇ. માને મુકી ક્યાં જાય છે, માધુડા!' રતનની આખનું એક આસુ માધુના ઠંડા પડતા ગાલ પર પડી ગયું.

× × × ×

રોજ સાંજે રતન માધુ બેસતો ત્યા નદીકાંઠે બેસી પુલની રેતીમાં કાંઈક જોઇ રહે છે, એકાદ આસુ પાડે છે...અને આશ્રમના બાળકને રમાડી પાછી ફરે છે.

દે. ૫.

# પંજાબી લોકગીતો

૧

હિંદુ લગ્નમાં દીકરીને વિદાય આપતી વખતનો પ્રસંગ અત્યંત હૃદયદ્રાવક હોય છે. દીકરીની જુદાઈથી ઘરબાર, મહેલ-મકાન, ગલી-કૂંચી, પશુ-પક્ષી, અને ઈંટ-પત્થર પણ રૂદન કરતાં લાગે છે. આ કરુણાજનક દશ્યને કવિકુલગુરુ કાલિદાસે પોતાના "શાકુન્તલ" નાટકમાં આલેખવાનો યત્ન કર્યો છે. કણ્વ જેવા વિરક્ત પણ દીકરીના વિરહથી વિહ્વળ બની આંસુ સારે, ત્યારે સંસારી જનોનું તો પૂછવું જ શું? દીકરીના જીવન પર જેટલો વિચાર કરીએ તેટલો જ હૃદય પર આઘાત લાગે છે-કરુણાનો સ્રોત વહે છે. દીકરી ક્યાં ઉછરે છે? અને ક્યાં જઈને એને પોતાનું ઘર બનાવવું પડે છે? પંદર સોળ વર્ષ પર્યન્ત જેને એ પોતાનું ઘર સમજી રહે છે; તે ઘરમાં તે પોતાને પરોણા જેવી માને છે. હવે ભાભીની આજ્ઞા વિના તે કોઈ પણ ચીજનો ઉપભોગ કરી શકતી નથી. વણ બોલાવી તે પિયર પણ આવી શકતી નથી. સાસરામાં ન્હાનાં-મ્હોટાં સૌએ એની પ્રત્યેક ચેષ્ટાને એની ગતિ-મતિને કડક સમાલોચકની દૃષ્ટિએ નિરખે છે. ઉઠતાં-બેસતાં, ખાતાં-પીતાં, વાતચીત અને શિષ્ટાચારમાં જરાક પણ ત્રુટિ જોતાં તેઓ કટાક્ષ કર્યા વિના નથી રહેતાં. જેમનાં સ્વભાવ અને પ્રકૃતિનું એને પ્રથમથી લેશ પણ જ્ઞાન નથી હોતું એવાને પ્રસન્ન રાખવાનું એનું કર્તવ્ય બને છે. એમનાં સૌના હૃદય જીતી લઈ, એને ઘરની રાણી બનવું પડે છે. આ સૌનો વિચાર કરતાં દીકરીવાળાઓનાં નેત્રોમાંથી વિદાય દેતી વખતે આંસુની અવિરત ધારાઓ વહે છે; અને તે ઉપરાંત સ્ત્રીઓનાં કરુણારસપૂર્ણ ગીતો હૃદયને વધુ ભીંજવી-પીગળાવી દે છે.

અહીં એવા ગીતના થોડાક નમૂના જોઈશું:

> બોલ ની મેરી બન દન કોયલ બાપે છોડ કદ્દું ચલ્લી એં,
> બાબલ મેરે ને બચન જુ કીતે વચનોં દી વધ્ધી મૈં ચલ્લી આઁ;
> માં સુપુત્તી ને દાજ રંગાયા, દાજ પુચાવન મૈં ચલ્લી આઁ.

[ભાવાર્થ: માતા પૂછે છે કે "મ્હારી પાળેલી-પોષેલી કોયલ, તું માતાપિતાને મૂકીને ક્યાં જાય છે?"
દીકરી જવાબ આપે છે: "મ્હારા પિતાનું આપેલું વચન પૂરૂં કરવાને હું જાઉં છું. સુપુત્રવતી માતાએ દહેજના કપડાં રંગાવ્યાં છે; એનો ઉપભોગ કરવાને જાઉં છું."]

આ ગીતમાં કોયલની ઉપમા બરાબર છે. માદા કોયલ, કાગડા વિગેરે અન્ય પક્ષીઓના માળામાં ઇંડા મૂકે છે. એ પક્ષીઓ એના બચ્ચાને પોતાનાં સમજીને પાળે છે-પોષે છે; પરન્તુ એ બચ્ચાં મ્હોટાં થતાં એ પાળનાર પક્ષીઓને તજી દઈ કોયલોમાં જઈને ભળે છે.

૨

જે સમયનું આ ગીત છે તે સમયે હિન્દુઓનું જીવન અત્યંત નૈસર્ગિક હતું. તેઓ પ્રકૃતિ માતાની ગોદમાં રમતા હતા. જેમ માતા અને એના ગર્ભમાંનાં બાળકનાં શરીરમાં જીવનની નાડી એક સાથે ઉછળે છે; તેમ આર્ય જાતિ નિજ શરીરમાં ઋતુઓના પરિવર્તનનો અનુભવ કરતી હતી. વસન્ત અને વર્ષાના આગમનની જાણ સારૂ એમને પંચાંગની જરૂરિયાત ન હતી. એ ઋતુઓમાં જેમ તરુ-લતાઓ પોતાની મેળે જ પુષ્પિત અને પલ્લવિત થાય છે, તેમ આપણામાં પણ ઉલ્લાસ અને નવજીવનનો સંચાર થાય છે. વેલવૃક્ષો અને પશુપક્ષીઓની માફક આપણે પણ પ્રકૃતિના વસન્તોત્સવમાં સ્વભાવતઃ એકત્ર થયા વિનાં રહી શકતા ન હતા. આથી એ સમયનાં આ ગીતોમાં પ્રાકૃતિક વસ્તુઓનું જ વર્ણન ગણી

આવે છે. આજે અસ્વાભાવિક જીવનના કારણે આપણો પ્રકૃતિ સાથેનો સંબંધ તૂટી ગયો છે; આપણે એની જીવનધારાથી બહુ જ દૂર જઈ પડ્યા છીએ. એ જ કારણે આપણે ઇશ્વરની વિભૂતિઓનો યથાર્થ ઉપભોગ કરી શકતા નથી.

નીચેના ગીતમાં દીકરીને "કુંજ"ની ઉપમા આપવામાં આવી છે—

સરવર કંઢે બૈઠિએ કૂંજે તેરા વાસ કહૂં દૂરે?
મેરા વાસ પુછેંદિઆ બાબલા બાબે (બાબલ, વીરે) હિતડી દૂરે;
બછિયાં દિંદા ગૈયરિયાં દિંદા પોતી (ધી, ભૈણ) ન દિન્દડા દૂરે.

[ભાવાર્થ: સરોવરે બેઠેલી હે કુંજ! બ્હેન! ત્હારો વાસ કેમ દૂર છે? મ્હારો વાસ પૂછનાર હે ભાઈ! મ્હારા પિતાએ મ્હને દૂર દીધી છે. બચ્ચો દીધો હોત! ગાયો દીધી હોત! પણ એક દીકરીને દૂર ન દીધી હોત!]

ગાતી વેળાએ આ ગીતનો સ્વર એટલો બધો હૃદયદ્રાવક હોય છે કે કોઇપણ સાંભળનાર રોયા વિના ન જ રહી શકે. દુર્ભાગ્યવશ જો કન્યાનાં માતાપિતામાંથી કોઇએક ગુજરી ગયું હોય તો તે વખતે એનાં સ્મરણથી શોકસાગર વધુ ઉભરાઇ આવે છે. દીકરી સાચે જ સરોવરની કુંજ છે: એનો વાસ દૂર દેશમાં જ છે.

૩

ડોલે દા બાણ પુરાણા, ની નૌ રો મેરી બીબી ધીઆઁ દા ધાન નભાણા.
ડોલે નૂં લગદે રસ્સે, ની નૌ રો મેરી બીબી, તું રોવેં જગ હસ્સે.
ડોલે નૂં લગદે તીરે, ની નૌ રો મેરી બીબી, તેનૂં વિદેઆ કરેંદે તેરે વીરે.
ડોલે નૂં લગદે નાપે, ની નૌ રો મેરી બીબી, તેનૂં વિદેઆ કરેંદે તેરે ચાચે.
ડોલે નૂં લગદે કાને, ની નૌ રો મેરી બીબી, તેનૂં વિદેઆ કરેંદે તેરે મામે.

[ભાવાર્થ: ડોળીની રસી જૂની છે. દીકરી, રડ ના. દીકરીરૂપી ધન જ એવું છે કે એના પર કોઈ અભિમાન કરી શકતું નથી. (અર્થાત્ દીકરીઓ માનરહિત હોય છે.) હે દીકરી, તું રડ ના. તું રડે છે અને સંસાર હસે છે. હે દીકરી, તું રડ ના. ત્હને ત્હારા ભાઈ, કાકા અને મામા વિદાય આપી રહ્યા છે.]

૪

લગ્ન થઈ ગયા બાદ સાસરે જઈને પોતાના પિયર આવતાં દીકરી કેવી હતાશ થાય છે; અને ભાભી ત્હેની સાથે કેવો લુખ્ખો વ્યવહાર દાખવે છે એનું વર્ણન નીચેના ગીતમાં છે:

નહીં નહીં બગી પુરે હીવા કિ રાહ બિચ તુરના પયા,
ની વેદડા ભરેઆ સાથિયાં બિચ મેરી અંબડી નહીં
દૂરોં આઇ ચલકે દર બિચ રહી ખલો,
બીબી અંબડી બાત ન પુછદી કો.
ના નનાને ઘર અપને એથે કુછ દાવા નહીં,
દેઇ ભાબો કુંજડિયાં જડતી મેરી અન્દર રહી.
ના ના નનાને ઘર અપને,
વીરૂં દે હત્ય કુંજડિયાં એથે કુઝ દખલા નહીં.

[ભાવાર્થ: ગરમી પડી રહી છે. પવન પણ થંભી ગયો છે એવા વખતે દીકરી પગે ચાલીને પિયરમાં આવી છે. એની માતાનો દેહાન્ત થઈ ચૂક્યો છે. પિયર આવીને તે જૂએ છે તો ઘરનું આંગણું તાઇઓથી અને કાકીઓથી ભરેલું છે; પરન્તુ એમાં મ્હારી માતા નથી. તે દૂર દૂર સાસરેથી ચાલીને આવી છે; પરન્તુ એ માતવિહોણી દીકરીને કોઈ "આવો-બેસો" પણ કહેતું નથી. બિચારી બારણામાં જ ઉભી રહે છે. માતા વિના કોઈ ખબર પણ નથી પૂછતું ભાભી કહે છે કે, "હે નણંદ, તું ત્હારે ઘેર પાછી જા; અહિં ત્હારો અધિકાર કશો જ નથી." દીકરી કહે

છેઃ "ભાભી! મ્હને ચાવીઓ આપોઃ મ્હારી બોડીઓ અન્દર રહી ગઇ છે." ભાભી કર્કશ સ્વરે જવાબ આપે છે કે "હે નણંદ, તું ત્હારે ઘેર જા. ચાવીઓ ત્હારા ભાઇની પાસે છે. અહિં ત્હારૂં કોઇ ચલણ નથી. ]

૫

મ્હોટાં મ્હોટાં નગર તથા સુખભોગની સામગ્રી જેટલી મેદાનોમાં છે એનો શતાંશ પણ પહાડી પ્રદેશમાં નથી. આથી લોકો પહાડથી બહુ ગભરાય છે. એક માણસને બે ત્રણ દીકરીઓ છે. એમાંથી એકનું લગ્ન એણે પહાડી ઇલાકામાં કર્યું છે. એક તો ત્યાં સુખચેનની સામગ્રી ઓછી અને બીજું આવવાજવાની તકલીફ: અને તે ઉપરાંત સાસરિયામાં દરિદ્રતા. દીકરી દુઃખી થઇને પોતાના માતાપિતાને મહેણાં મારે છે. એની દુઃખવાર્તા આ ગીતમાં જોઇશું.

હોર ધીઆઁ દિતિયાઁ શહરી નગરી મૈં કયોં દિતડી ચન્દરે પહાડ?
હથ મેરે રમ્બડી, મોઢે તંગળી, ધા ખુતેન્દડી દિક્લે દે હેઠ.
હત્થીં છાલે પૈ ગએ, પૈરીં કંડે ચુભ ગએ, હુન ચેતે આઉંદા બાબલ તેરા દેસ (રાજ);
ઉરલે કંડે મૈં ખડી, પરલે મેરી મા ખડી, ગભ્ભે વગદા નદિયાઁ દા નીર.
હોર ધીઆઁ ઑદિયાઁ ઘે ખિચડિયાં, મૈં ધી ખાનદી બાથૂએ દા સાગ જી;
હોર ધીઆઁ પહનદિયાઁ સૂહે સૂહે સોસને, મૈં ધી પહનદી ચન્દરા નીલ.

[ ભાવાર્થ: બીજી દીકરીઓને તો ત્હમે મ્હોટા મ્હોટા શહેર અને નગરમાં દીધી છેઃ અને મ્હને શા માટે પહાડી દેશમાં દીધી? મ્હારા હાથમાં દાતરડું અને ખભા પર દોરડું છેઃ ટેકરાની નીચે હું ઘાસ ખોદી રહી છું. મ્હારા હાથમાં છાલાં પડી ગયાં છેઃ પગમાં કાંટા વાગ્યા છે. હે પિતા! હવે મ્હને ત્હમારો દેશ-ત્હમારૂં સુખ યાદ આવે છે. નદીના આ કિનારે હું ઉભી છું; અને બીજે કાંઠે મ્હારી મા ઉભી છેઃ વચ્ચે નદીનો પ્રવાહ વહ્યો જાય છે. અર્થાત્ અમે એક બીજાને મળી શકતાં નથી. ત્હમારી અન્ય દીકરીઓ તો ઘી-ખીચડી ખાય છેઃ મ્હને ચીલની ભાજીનું શાક પણ મુશ્કેલીથી મળે છે. બીજી દીકરીઓ વિવિધ રંગનાં સુન્દર વસ્ત્રો પહેરે છેઃ હું અભાગિની નીલ[1] પહેરૂં છું. ]

૬

શ્રાવણ માસમાં ત્રીજના તહેવાર પર પિયરથી દીકરીને ત્યાં યથાશક્તિ થોડી ઘણી ચીજો મોકલવામાં આવે છે. દરેક દીકરી જેનાં માતાપિતા જીવિત હોય છે તે આ તહેવારે પોતાને પિયરથી કાંઇક મળવાની આશા જરૂર રાખે છે. ત્રીજનો તહેવાર આવ્યો છે. દીકરી સાસરિયામાં માતાને યાદ કરી કહે છેઃ

ભેજે ની અમ્માં રાની સહુટે સૂહેઆઁ દે દિન ચાર, સાવન આયા;
કિકરેં ની ભેજાઁ જાઇએ સહુટે, બાપ તેરા પરદેસ, સાવન આયા.
લિખ લિખ બે ભેજાઁ બાબલ ચીઠિયાઁ, તૂ પરદેસાઁ તોં આ, સાવન આઇયા;
કિદ્દેરાં ની આવાઁ જાઈએ મેરિએ, નદિયાઁ ને લેઆ ની ઉછાલ, સાવન આઇયા.
પાઓ બે મલ્લાહો બેડિયાઁ, મેરે બાપ નૂં પાર લઁઘાઓ, સાવન આઇયા;
હથ દા બે બાબલ દિંદી મુંદડા, ગલદા નૌલખહાર, સાવન આઈયા.

[ ભાવાર્થ: હે માતા! મ્હને સહરંગનાં કપડાં મોકલ. એ પહેરવાના ચાર જ દિવસ છે.
માતા કહે છેઃ હે દીકરી! હું કપડાં કેવી રીતે મોકલાવું? ત્હારા બાપુ તો પરદેશમાં ગયા છે.
હે પિતા! હું ત્હમને કાગળ લખી લખીને મોકલાવી રહી છું. ત્હમે પરદેશથી પાછા આવો. હવે શ્રાવણ માસ આવ્યો છે.
હે દીકરી! હું કેવી રીતે આવું? નદીઓમાં પૂર આવ્યાં છે.

[1] નીલઃ એક જાતનું કાળા રંગનું હલકું કપડું

હે નાવિક ! નદીમાં નાવ ઉતારીને મ્હારા પિતાને પાર ઉતારી લાવો. શ્રાવણ માસ આવ્યો છે. હું ત્હમને એના બદલામાં હાથની વીંટી અને ગળાનો નવલખો હાર આપીશ ]

૭

પિપ્પલ દેઆ પત્તેઆ વે કયૂઁ ખડ઼ ખડ઼ લાઈ, વે કયૂઁ ખડ઼ ખડ઼ લાઈ ?
ઝડ઼ ગએ પુરાને વે રુત નવેઆઁ દી આઈ:
પિપ્પલ દેઆ પત્તેઆ વે કયૂઁ છોડીઆઁ સી લગઈ ?
એ ખીણા કૌન સ્યાએ પરદેસાઁ દિઆઁ ખબરાઁ:
પિપ્પલ દેઆ પત્તેઆ વે કયૂઁ છોડ઼ે સી દાવે, વે કયૂઁ છોડે સી દાવે ?

[ભાવાર્થ: હે પીપળનાં પાન, તું વ્યર્થ શા માટે ખડખડ કરે છે ? જૂનાં પાન સૌ ખરી પડ્યાં છે: હવે નવીન પાનની ઋતુ આવી છે. હે પીપળનાં પાન, ત્હેં કુંપળો કેમ વધારી છે ? અરે ! પરદેશમાંથી પિયુના સમાચાર કોણ લાવે ? હે પીપળનાં પાન, ત્હેં ડાળીઓ શા માટે વધારી છે ?

૮

બનજરદેઆ વે લોક ચલે કશ્મીર તૂ બનજરા વે ઘર દા:
રાની સુન્દરિએની, લોકાં દે પલ્લે દમ્મ, દમ્મ સુઆરન કમ્મ,
મેરે પલ્લે હે ના ની દમડ઼ી.
બનજરદેઆ વે ગલદા મૈં દિન્નીઆઁ હાર, હોર દમ્માઁ દિઆઁ બોરિઆઁ, બનજરદેઆ:
રાની સુન્દરિએની, મૈં ચલ્યા કશ્મીર તે કુછ મઁગના ની મંગ લૈ, રાની સુન્દરિએ
બનજરદેઆ, વે ધરતી દા લ્યાવીં મેચ, ધરતી દા લ્યાવીં મેચ,
અમ્બર દા આઁઢ઼ા પૌંડિઆઁ:
રાની સુન્દરિએની, ધરતી દા હૈ નહીં મેચ, અમ્બર દૈ નહીં ની પૌંડિઆઁ રાની સુન્દરિએ
બનજરદેઆ વે ચિડ઼િઆઁ દા લ્યાવીં દુદ્ધ, તે કાઁ દી લ્યાવી છ પસલી, બનજરદેઆ.

[ભાવાર્થ: ઘરમાં બેસી પડી રહેનાર નિરુદ્યમી પતિને ઉત્સાહિત કરવાને માટે સ્ત્રી મહેણું મારીને કહે છે: "હે વણજારા ! લોકો તો વ્યાપાર માટે કાશ્મીર જાય છે: પરન્તુ તું તો ઘરનો જ વ્યાપારી છે."

પતિ ઉત્તર આપે છે: "હે મ્હારી સુન્દર રાણી ! લોકોની પાસે તો દામ છે: દામથી જ સૌ કામ થાય છે. મ્હારી પાસે તો એક દમડી પણ નથી."

ત્યારે સ્ત્રી કહે છે: "હે પતિ ! હું ગળાનો હાર અને પૈસા ભરેલી થેલી આપું છું. તું જરૂર જા."

પતિ જવાને તૈયાર થાય છે; અને ચાલતી વખતે પત્નીને પૂછે છે કે "હે સુન્દરી ! હું કાશ્મીર જાઉં છું. ત્હારે ત્યાંથી કાંઇ મંગાવવું હોય તો કહે."

પત્ની મશ્કરી કરતાં કહે છે: "મ્હારે સારુ ધરતીનું માપ અને આકાશનો છેડો લાવજે."

ત્યારે પતિ કહે છે: "હે સુન્દરી ! પૃથ્વી તો અમાપ છે અને આકાશની તો સીડી જ નથી."

સ્ત્રી કહે છે: "વારુ, તો પછી ચકલીનું દૂધ અને જળોની પાંસળી લાવજે."●

રમણીક કીશનલાલ મ્હેતા

● મૂળ સંગ્રાહક: ભાઇ સન્તરામ બી. એ.

# રાષ્ટ્રભાષા—હિન્દી

### વિષયપ્રવેશ

માનવતાની વિશિષ્ટતા તેની વાગ્શક્તિમાં રહેલી છે. માનવજાતિ સ્વાભાવિક રીતે જ અનુભવ અને અભિવ્યક્તિકરણના ગુણોવાળી છે. સમાજ, રાષ્ટ્ર અને વિશ્વસંગઠન વાગ્શક્તિનો પ્રતાપ છે. સમાજ-સંમેલન, રાષ્ટ્રસંગઠન કે વિશ્વબંધુત્વ વાણીના વિકસિત સ્વરૂપ વિના અશક્ય છે. માનવસૃષ્ટિની સાથે જ ભાષાની ઉત્પત્તિ થઇ છે. મનુષ્ય સ્વાભાવિક રીતે જ વિચારશીલ છે; અને વિચાર અમુક પ્રકારના ભાવોનું પરિણામ છે. મનોગત ભાવોને વ્યક્ત કરવા અમુક પ્રકારના સમાન અનુભવથી નિશ્ચિત થયેલા ધ્વનિઓ સ્વાભાવિક રીતે જ કંઠદ્વારથી બહાર આવે છે. આવા પ્રચલિત ધ્વનિઓનો સમુદ ક્રમશઃ ભાષાનું સ્વરૂપ ધારણ કરે છે.

ભાષા માનવસમાજની અપૂર્વ સંપત્તિ છે. માનવસૃષ્ટિનો અને ભાષાનો વિકાસ સરખી રીતે જોડાજોડ થએલો જણાય છે. માનવસમાજ પોતાના વિકાસ અર્થે સમગ્ર વિશ્વમાં વિસ્તરે છે. આ વિકાસકાલમાં ભૌગોલિક પરિસ્થિતિના પ્રભાવે તેના ધ્વનિઓ અને ભાવનાઓમાં ભેદ પડે છે. આવિ ભિન્નતાને લીધે ભાષામાં પણ વિભિન્નતા આ રીતેનાં જુદાં જુદાં અનેક રૂપો ઘડાય છે. માનવસમાજ ક્રમશઃ સામાજિક, આર્થિક, ધાર્મિક અને રાજનૈતિક સ્વાર્થોથી પોતાનું સંગઠન ઇચ્છે છે અને તે અર્થે લાવવા સમાનવિચાર અને સંસ્કારિતા પોષે છે. આ કાર્ય સર્વસામાન્ય એક ભાષા દ્વારા સરળતાથી સાધી શકાય છે. સમાન વિચાર અને સમાન સંસ્કારિતા પોષવા અર્થે સમાજના ધુરિણીઓ નિત્ય નવી ભાવનાઓ સર્જે છે અને સમાજમાં નવચેતન જગાડે છે. આ પ્રમાણે સમાજના અગ્રગણ્ય સદ્વિચારકોની ભાવનાના પ્રતાપે નવ-સાહિત્ય ઘડાય છે. ભાષાનું સંરક્ષણ તથા વિકાસ આ રીતે સાહિત્ય દ્વારા થાય છે. સાહિત્યવડે પોષાએલાં ભાષાની સજીવતા અને પ્રૌઢત્વ માનવજાતિની સંસ્કારિતાનું સાચું માપ છે. ઉન્નત જાતિઓનું સાહિત્ય નવસર્જનશક્તિયુક્ત અને ભાષા સજીવ હોય છે. ભારતના અસ્તિત્વનો આધાર તેનું સંસ્કારિતાપૂર્ણ નવસર્જનશક્તિયુક્ત સમૃદ્ધ સાહિત્ય છે. ભારતીય સાહિત્યનો પ્રભાવ તેની વર્તમાન પ્રાન્તીય ભાષાઓ ઉપર સંપૂર્ણ છે.

### રાષ્ટ્રભાષાનો પ્રશ્ન

ભારતનાં ગૌરવ અને વિશિષ્ટતા તેની વિશ્વબન્ધુત્વમયી **सर्वभूतहितेरता** સંસ્કારિતામાં છે. પ્રાચીન ભારત પોતાના ગૌરવશિખરે વિરાજતું હતું અને વિશ્વમાં પોતાનું સ્થાન સૌથી વિશિષ્ટ ધરાવતું હતું. પણ પરતંત્રાવસ્થાને લીધે ભારતીય સંસ્કારિતાને ઝાંખપ લાગી છે. પોતાના સમગ્ર જીવનને ઉજ્જ્વળ તથા વિશ્વોન્નતિ સાધવા ભારતે સ્વતંત્ર થવું જ જોઈએ. ભારતના સ્વાતંત્ર્ય વિના વિશ્વનો વિકાસ અટક્યો છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ અર્થે અવરોધી તત્વોનો નાશ આવશ્યક છે. આ અવરોધી તત્વોમાં મુખ્ય ભારતમાં ઐક્યનો અભાવ છે. સમાન વિચાર, સમાન સ્વાર્થ અને સમાન સંસ્કારિતા વિના ઐક્ય સંભવતું જ નથી. સમાનવિચાર અને સમાન-સંસ્કારિતા પોષવા માટે સમાન ભાવવાળી સમૃદ્ધ ભાષા–માધ્યમ–અને સંપૂર્ણ લિપિની જરૂર છે.

ભારતવર્ષ વિશાળ દેશ છે અને તેમાં લગભગ ત્રીસ કરોડની ૭૯ ભિન્ન ભિન્ન ભાષાઓ છે. આ બધી ભાષાઓમાં વધારે જનસમુહમાં બોલાતી ભાષાઓ માત્ર પંદર છે. આ પંદર મુખ્ય ભાષાઓમાંથી કઇ ભાષાને રાષ્ટ્રભાષાના સિંહાસને બેસાડવી એ પ્રશ્ન સ્વાભાવિક છે. ભાષા અને માનવ સૃષ્ટિ અન્યોન્યાશ્રયી છે તેથી ભાષાઓમાં એવાં તત્વો સ્વાભાવિક રીતે આવી જાય છે કે રાષ્ટ્રભાષાનો પ્રશ્ન અઘરો હોવા છતાં સહેલાઇથી ઉકેલી શકાય છે. લાંબા અનુભવ અને દીર્ઘવિચારથી દેશના ધુરિણીઓ નિર્વિવાદ નિર્ણય ઉપર આવ્યા છે કે હિંદી ભાષા રાષ્ટ્ર–ભાષાનાં બધાંએ તત્વો યુક્ત છે.

હિન્દીમાં રાષ્ટ્રભાષાના બધા ગુણો વિદ્યમાન છે. કોઈ પણ ભાષાને રાષ્ટ્રભાષાનું સ્થાન પ્રાપ્ત

થવાં આ ગુણો તો હોવા જોઈએ: રાષ્ટ્રભાષા થવાને ઉપયુક્ત એવી ભાષાનું સાહિત્ય વિપુલ અને નવસર્જન-શક્તિયુક્ત પ્રૌઢ હોય, તે ભાષામાં ઉચ્ચ કેળવણી માટેની સંપૂર્ણ યોગ્યતા હોય, તે ભાષાનો શબ્દ-ભંડાર વિશાળ હોય, તે ભાષામાં પોતાના સંસર્ગમાં આવનારી ભાષા અને સંસ્કારિતાને અપનાવવાની ઉદારતા હોય, તે ભાષાનો પ્રવાહ સતત વહેતી નદીના જેવો હોય, તે ભાષામાં સંકીર્ણતા અને પ્રાન્તીયતાની પક્ષપાત-વૃત્તિનો અભાવ હોય; તે ભાષાને સ્વીકૃત કરવાથી પ્રાન્તીય ભાષાઓ નિસ્તેજ ન થતાં તેજસ્વી અને પ્રાણવાન થાય, તેનું વ્યાકરણ સરળ અને નિયમ-બદ્ધ હોય, તેનામાં વિદેશી શબ્દોને અપનાવવા અને પોતાને અનુકૂળ રૂપે ઘડવાની યોગ્યતા હોય, તે ભાષા રાજકર્મચારીઓ માટે સરળ હોય, તેનામાં ધાર્મિક, આર્થિક અને રાજનૈતિક પરસ્પરના વ્યવહાર માટેની યોગ્યતા હોય, દેશનો મોટો ભાગ તે ભાષા બોલતો હોય અને સમજતો હોય, સમગ્ર દેશ માટે તે ભાષા સરળ હોય, તે ભાષા ક્ષણિક અથવા અલ્પસ્થાયી સ્થિતિ ઉપર આધાર રાખનારી ન હોય: આ બધાં લક્ષણો ઉપરાંત દેશના ધુરિણીઓનો તે ભાષા પ્રત્યે પ્રેમ હોય.

હિન્દીના જેટલી સરળ ભાષા આપણી પ્રાન્તીય ભાષામાં એકે નથી. તેની સરળતાને લીધે દેશનો મોટો ભાગ લગભગ. ૨૦ કરોડ જેટલી જનતા હિન્દી સમજી શકે છે અને તે લગભગ ૧૨ કરોડની માતૃભાષા છે. હિન્દી ક્ષણિક નથી પણ સાત આઠ સૈકાથી રાષ્ટ્રભાષાનું પદ ભોગવતી આવી છે. હિંદીમા ધાર્મિક, આર્થિક તથા રાજનૈતિક વ્યવહાર માટેની સંપૂર્ણ યોગ્યતા છે. હિંદીનું નિર્માણ રાષ્ટ્રભાષાને યોગ્ય જ થયું છે. હિન્દી સંકીર્ણતા અને પ્રાન્તી-યતાથી પર છે. તેનામાં બીજી ભાષાઓ અને સંસ્કારિતા અપનાવવાની ઉદારતા છે. તેનો પ્રવાહ સતત વહેતો છે. પ્રાન્તીય ભાષાઓનું તેજ તેના લીધે વધે છે. હિન્દી રાજકર્મચારીઓ માટે સરળ છે. હિન્દીમાં વિદેશી શબ્દોને સ્થાન છે. હિન્દીનું સાહિત્ય વિપુલ અને નવસર્જનશક્તિયુક્ત પ્રૌઢ. છે. હિન્દી દ્વારા ઉચ્ચ કેળવણી આપવી સાધ્ય છે. હિન્દીનો શબ્દ ભંડાર તથા વ્યાકરણ વિશાળ અને સરળ નિયમબદ્ધ છે. હિન્દી સમગ્ર દેશ માટે સરળ અને યોગ્ય છે. ભારત વર્ષના વિદ્વાન દેશનાયકો અને સાહિત્યકારો એકે અવાજે હિન્દીને જ રાષ્ટ્ર ભાષાનું ગૌરવ અર્પે છે. સ્વર્ગીય બંકીમચન્દ્ર ચટ્ટર્જી જેવા લોકપ્રિય બંગાળી સાહિત્યરત્નો તો સ્પષ્ટ માને છે કે 'હિન્દી ભાષાની સહાયતાથી ભારતમાં ઐક્ય સ્થાપન કરવામાં જેઓ સમર્થ થશે તેઓ જ સાચા ભારતબન્ધુ કહેવાશે.' આ મહાન સ્વદેશ-પ્રેમી સાહિત્યમહારથીને તો બંગાળી પેઠે હિન્દીનો ઉત્કર્ષ ન થતો જોઈ હૃદયમાં બળાપો થાય છે અને તે સ્થિતિને દેશનું દુર્ભાગ્ય માને છે; અને જોરા-નાદે પોકારે છે કે અંગ્રેજી દ્વારા ભલે ગમે તે થાય પણ ભારતીઓને હિન્દી શીખ્યા વિના કોઈ રીતે ચાલી શકે તેમ નથી. મહામાન્ય યોગેશ્વર અરવિન્દ દેશનો ભેદભાવ દૂર કરવા રાષ્ટ્ર-ભાષા હિન્દીનું અધ્યયન અનિવાર્ય ઉપાય તરીકે સૂચવે છે. માન્યવર જદુનાથ સરકાર હિન્દીને બોલીચાલી તથા સાહિત્યની ભાષા તરીકે ગૌરવ અર્પે છે. મહામાન્ય વિદ્વાન સાક્ષરવર્ય ડૉ. ભાણ્ડા-રકર જેઓ મરાઠીના સાચા ભક્ત અને સંવર્ધક છે તે કહે છે કે એમ. એ. સુધીના અભ્યાસક્રમમાં મરાઠી ગ્રંથોને ઓછા કરી હિન્દી ગ્રંથરત્નોને પાઠ્ય પુસ્તકો તરીકે રાખવા યોગ્ય છે. લોકમાન્ય તિલક હિન્દીના સાચા હિતેચ્છુ હોઈ તેના પ્રચારાર્થે વિ-દ્યાલયોમા હિન્દી પુસ્તકોનું અધ્યયન આવશ્યક માને છે. શ્રીયુત એન. સી. કેલકરના અભિપ્રાય પ્રમાણે પ્રાન્તીય ભાષાઓમાં હિન્દી સિવાય એકે એવી ભાષા નથી કે જે રાષ્ટ્ર-ભાષાનું સ્થાન લઈ શકે. મહામાન્ય ગ્રીઅર્સન હિન્દીને ઐતિહાસિક-દૃષ્ટિ-ટીએ કહે છે કે અકબરના જમાનામાં હિન્દુ અને મુસલમાનો એક જ ભાષા હિન્દી બોલતા હતા અને સર્વસાધારણ જનતાના હિ-સાબકિતાબ તથા સરકારી દફતરો હિન્દીમા જ રહેતા. હિન્દીના એક પ્રમાણભૂત વ્યાકરણકાર રેવરેન્ડ કેલૉગ લખે છે કે દુનિયામાં ચીની ભાષાને બાદ કરતાં એક પણ ભાષા એવી નથી કે જેના બોલનાર હિન્દી ભાષાભાષીઓ કરતાં વધારે હોય. ગુજરાતી, મરાઠી, બંગાળી, પંજાબી, સિન્ધી અને ઉર્દૂ કરતાં હિન્દી પ્રાચીનતમ ભાષા છે. બીમ્સ

પણ હિન્દીને આર્ય ભાષાઓમાં સૌથી પ્રાચીન અને વિશેષ પ્રચલિત માને છે. સંક્ષેપમાં, સમગ્ર ભારતવર્ષની જનતાના અગ્રગણ્ય નેતાઓ હિન્દીને રાષ્ટ્રભાષાના સિંહાસને બેસાડે છે. આપણા સાહિત્યસંમેલનો જાતીય અને રાજકીય સંસ્થાઓ હિન્દીની તરફેણમાં જ પોતાના પ્રસ્તાવ પાસ કરે છે.

### ગુજરાતીઓનો હિન્દીપ્રેમ

આપણા વર્તમાન તેમજ પ્રાચીન ગુર્જર-સાહિત્યસ્રષ્ટાઓ રાષ્ટ્રભાષાનું ગૌરવ હિન્દીને જ આપતા આવ્યા છે. બીજા પ્રાંતો કરતાં ગુજરાતી અને હિન્દીનો સંબંધ વધારે નિકટનો છે. અંગ્રેજી ભાષાનું મહત્ત્વ સ્થપાયા પહેલાં હિન્દીનું અધ્યયન ગુજરાતી સાક્ષરો માટે અનિવાર્ય લેખાતું. કોઈ પણ ગુજરાતી સાહિત્યકાર હિન્દી રાષ્ટ્રભાષાના અભાવે અપૂર્ણ જ ગણાતો. ગુર્જર સાહિત્યરત્નોની સાક્ષરતા હિન્દી વડે જ શોભતી હતી. ગુર્જર સત્કવિઓ અને સાક્ષરોએ હિન્દી પ્રત્યે સતત પ્રેમ પોષ્યો છે. આપણા પ્રાચીન સંતો અને કવિઓએ હિન્દી દ્વારા જ ઘણે ભાગે માનવજાતિની સેવા બજાવી છે. તથા લગભગ બધા કવિઓએ હિન્દીમાં રચના કરી છે. ગુજરાતીના આદ્યકવિ નૃસિંહથી માંડી આધુનિક કાળના પ્રારંભ સુધી બધા કવિઓએ થોડાઘણા અંશે હિન્દી સાહિત્યમાં વધારો કર્યો છે. આધુનિક કાળમાં પણ હિન્દી કાવ્યરચનાના નમુના દેખા દે છે. હિંદીમાં શબ્દવિધાનક તત્ત્વ એક નથી. આપણાં મીરાં, દયારામ, પ્રેમાનંદ, રત્નજીન, મુક્તાનંદ, મહારાવજી લખપતજી, બ્રહ્માનંદ, નિષ્કુળાનંદ, રાણી ચાવડીજી, રણછોડજી દિવાન, મહારાજ રઘુમલસિંહજી, મહારાજા વિજયસિંહ, કેશરીસિંહ, યુગલકિશોર, મેરામણજી, નર્મદાશંકર, દલપતરામ, નૃસિંહાચાર્ય, ગોવિંદ ગિલાભાઈ, સવિતાનારાયણ વગેરે લગભગ સોથીએ વધારે કવિરત્નોએ હિન્દી સાહિત્યને શણગાર્યું છે.

આપણા સત્કવિઓની કવિતાના ઉતારા આપી તેમનો હિન્દી કાવ્યરસાસ્વાદ સ્થળાભાવને લીધે આપવાનું અસંભવિત છે. આ સિવાય આપણા વિરાટ ગુજરાતના નાગરિકોએ ઘણી રીતે હિન્દીને અપનાવી અમર કીર્તિ પ્રાપ્ત કરી છે. હિન્દી ગદ્યના પરિપોષક લલ્લુજીલાલ ગુજરાતના ઔદિચ્ય બ્રાહ્મણ હતા. તેમની રચના પ્રારમ્ભિક ગદ્યકાળની ઉત્તમ વસ્તુ છે. તેમની રચનાએ હિન્દી ગદ્યને પલ્લવિત કર્યું છે. તેમનો પ્રારંભિક ગદ્યનો ઉત્તમ નમુનો પ્રેમસાગર છે, કે જે આજે હિન્દી સાહિત્યસંમેલનની ઉત્તમા પરીક્ષાના અભ્યાસક્રમમાં છે. મહર્ષિ દયાનંદ સરસ્વતી–આર્ય જગતના મહાન તપસ્વીએ પોતાના વિશાળ કાર્યક્ષેત્રને પહોંચી વળવા પ્રાન્તીય સંકીર્ણતાનો ત્યાગ કરી હિન્દીને પોતાના વિચારોનું માધ્યમ બનાવ્યું, તેમણે રાષ્ટ્રોત્થાન માટે હિન્દીની ઉપયોગિતા ઘણી સારી રીતે પીછાની અને આર્ય જનતાને નવો સન્દેશ–તદ્દન ધાર્મિક ક્રાન્તિનો પેગામ આપવા હિન્દીને જ સર્વશ્રેષ્ઠ માધ્યમ માન્યું. હિન્દી વિના મહર્ષિ પોતાના કાર્યક્ષેત્રમાં ઘણું ઓછું કરી શક્યા હોત. વર્તમાન રાષ્ટ્રીય આન્દોલનની સ્થાપના ખરી રીતે ત્યારથી શરૂ થઈ. આર્યસમાજનું સંગઠન અમુક અંશે વ્યવસ્થિત અને ભારતીય ભાવનાનું પરિપોષક છે તેનું કારણ હિન્દી જેવી સરળ અને પ્રભાવશાળી ભાષા છે. બ્રહ્મોસમાજની સેવા હિન્દુ ધર્મ માટે ઓછી નથી પણ તે માત્ર ગણ્યાગાંઠ્યા અંગ્રેજી જાણનારાઓમાં જ છે. તેનો પ્રચાર હિન્દીદ્વારા થયો હોત તો બ્રહ્મોસમાજ એક અપૂર્વ કાર્ય કરી શકત. અંગ્રેજી માધ્યમ દ્વારા ઘણું ઓછું કાર્ય સાધી શકાય છે. અંગ્રેજીના મોહને લીધે ભલે આપણે કાર્યસિદ્ધિ ઇચ્છીએ પણ તે કૃત્રિમ છે. સાત હજાર માઇલ દૂરની વિદેશી ભાષા અને તે પણ આવી કષ્ટસાધ્ય ! આપણા વર્તમાન ગુર્જર સાહિત્યકારો પણ હિન્દીને જ પક્ષપાત રહિત રાષ્ટ્રભાષા માને છે. શ્રીમાન કૃષ્ણલાલ ઝવેરી લખે છે કે જો રાષ્ટ્રભાષાની આવશ્યકતા છે તો હિન્દી જ –કે જે આજે આપણા દેશમાં આટલી સરસ રીતે બોલાય છે અને પ્રચલિત છે–રાષ્ટ્રભાષા થવી જોઈએ. આપણા વયોવૃદ્ધ દિવાન બહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, સ્વર્ગસ્થ દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઈ વગેરે વિદ્વાનોએ હિન્દીને જ રાષ્ટ્રભાષા બનાવવા પોતાના અભિપ્રાયો આપ્યા છે.

હવે આપણે વિશ્વના સર્વશ્રેષ્ઠ નાગરિક અને સાચા ઐતિહાસિક પુરુષરત્નના હિન્દીપ્રેમ વિષે કંઈક પરિચય આપીશું. 'પૂજ્ય ગાંધીજીનો હિન્દી પ્રેમ

એટલે રાષ્ટ્રપ્રેમ: તેમના પ્રયાસથી જ આપણી મહાસભા હિન્દીમાં પોતાની કાર્યવાહી કરવા દોરાઇ છે. આપણા રાષ્ટ્રજીવનને નવું વલણ આપનાર તેઓ જ છે. તેમણે જ હિન્દી સર્વસામાન્ય બોલીચાલીની ભાષા થાય એવી પરિસ્થિતિ આપણા માટે તૈયાર કરી આપી છે. તેમણે ગુજરાતી નવજીવન અને યંગ ઇન્ડીઆની સાથે સાથે જ હરિભાઉજી ઉપાધ્યાય (સંપાદક, ત્યાગભૂમિ.) જેવાના તંત્રભાર નીચે હિન્દી નવજીવન એક દાયકાથી ચાલુ કર્યું છે. આ વર્ષથી તો અગ્રલેખ પણ પોતે જ લખે છે. તેઓ દરેક દરેક હિન્દી જોડે બનતાં સુધી હિન્દીમાં જ વાર્તાલાપ કરે છે. સરકારી વડા અધિકારીઓ જોડે પણ હિન્દીનો જ વ્યવહાર. ન છૂટકે અંગ્રેજીનો આશ્રય લે છે. તેમના પ્રાબુસમા આશ્રમમાં તથા ૧૯૨૦-૨૧ ના રાષ્ટ્રીય વિચારપ્રવાહમાં સ્થપાએલી સંસ્થાઓમાં હિન્દીનું અધ્યયન અનિવાર્ય છે. હાલમા પૂ. ગાંધીજીએ નવજીવન પ્રેસનું ટ્રસ્ટ કરી આપના પ્રેસના કાર્યની સીમા આંકતાં રાષ્ટ્ર ભાષા હિન્દીના પ્રચારને આવશ્યક અંગ માન્યું છે. તેમના પ્રભાવથી જ મદ્રાસ હિન્દી પ્રચારનું કાર્ય પૂર જોરથી આગળ ધપે છે. પૂજ્ય ગાંધીજીની હિંદીસેવા રાષ્ટ્રસેવા જેટલી જ ગૌરવાન્વિત છે. અખિલ હિંદી સાહિત્ય સંમેલનના અધ્યક્ષ તરીકે તેમણે હિન્દીને ઓજસ્ અર્પ્યું છે.

## હિન્દી સાહિત્ય

વિશ્વ ઘણા કાળથી યુદ્ધો અને ખુનખાર લડાઇઓના ત્રાસથી ત્રાસી ગયું છે. આજે તેને અખંડ શાન્તિ જોઇએ છે. વિશ્વશાન્તિ સ્થાપવાના પ્રયત્નો કરવામાં આવે છે; પરંતુ મુત્સદ્દીઓ આ કાર્યમા પાછા જ પડવાના છે. ધર્મપ્રચારકો પોતાના સંકીર્ણ વિચારોવડે શાન્તિને બદલે વિરોધો ખડા કરશે. અર્થશાસ્ત્રીઓ દ્રવ્યલોભને લીધે દુનિયામા સ્પર્ધા ફેલાવશે. સમાજશાસ્ત્રીઓ કાળા-ગોરા અને ઉચ્ચ-નીચના ભેદો દાખલ કરશે અને શાન્તિ સ્થાપવાના મિષે અશાન્તિપૂર્ણ વાતાવરણ કરી નાખશે. પણ સત્સાહિત્યસ્રષ્ટાઓ અને સત્કવિઓ વિશ્વને શાન્તિનો પાઠ આપતા આવ્યા છે અને ભવિષ્યમાં સાહિત્યદ્વારા જ આ ધ્યેય સિદ્ધ કરી શકાશે. સાહિત્ય તો ગંગાનો શુદ્ધ સતત વહેતો પ્રવાહ છે. તેનામાં સંકીર્ણતા, ભેદો, સ્પર્ધા, કીર્તિલોભને સ્થાન નથી. સાહિત્યને દેશ કે પ્રાન્તોની કૃત્રિમ સીમાઓ અને સંપ્રદાયો આડે આવી શકતા નથી. તે તો વિશ્વની વિભૂતિ છે. તુલસી, સૂર અને કબીર, રવીન્દ્ર અને માઇકલ મધુસૂદન, શેક્સપીયર અને શૉ, ગેટે અને આનાં તો ફ્રાં, ટોલસ્ટૉય, રસ્કીન અને ગાંધી, કોઈ એક દેશ કે પ્રાન્તની સંપત્તિ નથી પણ વિશ્વના અમર સાહિત્યસ્રષ્ટાઓ છે. તેઓ વિશ્વના છે અને વિશ્વ તેમનું છે. કોઇ પણ ભાષાનું સાહિત્ય જેટલા અંશે વિશ્વબન્ધુત્વને પોષે છે તેટલા અંશે તે વિશાળ અને સત્સાહિત્ય છે.

હિન્દી અને તેના સાહિત્ય વિષે બર્લીન વિશ્વવિદ્યાલયના વયોવૃદ્ધ પ્રાચ્યભાષાવિશારદ સંસ્કૃતના પ્રમુખ અધ્યાપક કહે છે કે વિશ્વમા હિન્દી ભાષા એક એવી ભાષા છે કે જેમાં રાષ્ટ્રવિરોધક તત્ત્વ નથી. હિન્દી ભાષા વિષે લખતા ઇ. સ. ૧૯૦૧ ના વસ્તી ગણતરીના રીપોર્ટમા લખ્યું છે કે જે બોલીઓમાંથી હિન્દી ભાષા નીકળી છે તેઓ કોઇ પણ જાતની બાહ્ય મદદ વિના પોતાની ક્ષમતા લગભગ પાંચસો વર્ષથી ધરાવે છે. હિન્દી ભાષાનો શબ્દભંડાર ભર્યોપુરો છે અને તેમા કાલ્પનિક ભાવો અને વિચારોને સમજવા તથા સમજાવવાની પૂરી સામગ્રી વિદ્યમાન છે. એશિયામા ઉત્પન્ન થયેલા ઉત્તમમાં ઉત્તમ ભક્તિના ભાવો અને ઉચ્ચ શ્રેણીની કવિતા તેના પ્રાચીન સાહિત્યમાં મોજુદ છે. અલંકાર અને દર્શનો ઉપર હિન્દીમા એવા એવા સુન્દર ગ્રન્થો છે કે જેમા સંસ્કૃતના મોટા મોટા વિદ્વાનોની જેમ દરેક વિષયનું વર્ણન સૂક્ષ્મ રીતે કરવામા આવ્યું છે અને વિશેષતા એ છે કે સંસ્કૃતના એકે શબ્દની મદદ લેવાઇ નથી. ડૉ. દ્વિજેન્દ્રલાલ મિત્ર લખે છે કે હિન્દી હિન્દુસ્તાનના સભ્ય ભાગની ભાષા છે. આ ભાષાનો સાહિત્યભંડાર વર્તમાન બધી ભાષાઓ કરતાં પૂર્ણ અને વિસ્તૃત છે. હિન્દી સત્સંપાદક રામાનંદ ચટર્જી હિન્દી વિષે સમાલોચના કરતાં લખે છે કે આધુનિક હિન્દી સાહિત્યમાં ઘણા સારા ગ્રન્થો ઓછા છે. પણ વાંચવા યોગ્ય ઘણાં પુસ્તકો છે; અને પ્રતિવર્ષ સારાં લખાતાં જાય છે. પણ પ્રાચીન હિન્દી સાહિત્યમાં અનેક અમુલ્ય રત્નો છે.

ભાગોમાં સ્થપાયાં છે. નાગરી પ્રચારિણી સભાની સેવા કોઈથી અજાણી નથી. તેના સદ્પ્રયત્નથી હિન્દી શબ્દસાગર જેવા ઉત્તમ કોષનું સંપાદન થયું છે. આ સિવાય આ સભાએ સંગ્રહસ્થાન, પુસ્તકાલય, ભારતીય કલાભવન, અને ઉત્તમ ગ્રન્થોનું પ્રકાશન તથા પ્રાચીન ગ્રન્થરત્નોનું સંપાદન સુંદર રીતે કર્યું છે. આ બન્ને સંસ્થાઓના પ્રયત્નથી આજે ભારતવર્ષના વિશ્વવિદ્યાલયોના પાઠ્યક્રમમાં હિન્દીને સ્થાન અપાયું છે; તથા કેટલાક દેશી રાજ્યોમાં હિન્દીનું શિક્ષણ અનિવાર્ય થયું છે. કલકત્તા વિશ્વવિદ્યાલયમાં એમ. એ. ના પાઠ્યક્રમમાં મદ્રાસ વિશ્વવિદ્યાલયના એફ. એ. ના પાઠ્યક્રમમાં તથા આપણા પ્રાન્તના વિશ્વવિદ્યાલયમાં મેટ્રીકના અભ્યાસક્રમમાં હિન્દીને સ્થાન અપાયુ છે. આપણા પ્રાન્તે તો એમ. એ. મા હિન્દીને સૌથી પ્રથમ સ્થાન આપવું જોઇતુ હતું. કારણ ગુજરાત સિંધ અને મહારાષ્ટ્રનો હિન્દી જોડેનો સંબંધ મદ્રાસ કરતા ગાઢ છે. ઉત્તમ વસ્તુ તો એ છે કે આપણી શિક્ષણ સંસ્થાઓમા માતૃભાષા પછી પહેલું શિક્ષણ હિન્દીનું જ હોય: અને તે બાળકેળવણીથી માંડી છેક ઉચ્ચ કેળવણી સુધી એકધારું સચોટ રીતે અપવું જોઇએ. ભારતીય વિશ્વવિદ્યાલયોમાં સાત હજાર માઇલ દૂરની ભાષાનું શિક્ષણ અનિવાર્ય હોય તો પછી હિન્દની ભાષા હિન્દીનું શિક્ષણ અનિવાર્ય શા માટે ન હોય?

નથી માટે નિરાશ થઇ બેગી રહે પાલવે તેમ નથી. પુરુષાર્થ સાથે જ છુટકો છે. આપણે અમદાવાદમા રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિની યોજના કરી ગુજરાતભરમાં ખાનગી તેમજ સરકારી વિદ્યાલયોમાં હિન્દીને સ્થાન અપાવવા વિનતી શકીએ. તેના પ્રચારાર્થે હિન્દી સાહિત્યસંમેલનની પરીક્ષાઓનાં કેન્દ્રને (જે આ વર્ષે અહીં સ્થપાયું છે) ગુજરાતભરમાં વિખ્યાત કરી શકીએ. ગુજરાતનાં મોટાં શહેરોમાં હિન્દી વર્ગો ચાલુ કરવાની યોજના કરી શકીએ. હિન્દીમાં જ ભાષણો અપાવવાનો આગ્રહ રાખી શકીએ. પરસ્પરના વ્યવહારમાં હિન્દીઓ જેરે અંગ્રેજીને બદલે હિન્દી બોલીએ અને તેમ કરીને રાષ્ટ્રોત્થાનમાં ગુજરાતનો ફાળો આપીએ. ગુજરાતના યુવકો, ગુજરાતની મહિલાઓ અને ગુજરાતના મુત્સદ્દીઓ પોતાની જવાબદારી સારી રીતે સમજે. શું યુવકો અને યુવતીઓ પોતાનું પ્રેમાળ રાષ્ટ્ર ભાષાના અભાવે આપવાનું માંડી વાળી પ્રાંતીયતાની સાંકડી નીકમાં વહી જવા દેશે? યુવકની વ્યાખ્યા જ એ છે કે સાંકડી નીકોને તોડી વિશાળ વિશ્વના નાગરિક બનવું. શું રાષ્ટ્રભાષાનું દારિદ્ર્ય સેવતા યુવકો વિશ્વોન્નતિમાં પોતાનો ફાળો આપી શકશે? રાષ્ટ્રભાષા વિનાના યુવકને વિશ્વનો નાગરિક જ કોણ કબુલ કરે? જોતજોતામાં આપણા યુવકો આ રાષ્ટ્રભાષા સંબંધી દારિદ્ર્ય ફેંકી નાંખી રાષ્ટ્રોત્થાનના કર્ણધાર બનશે.

જેઠાલાલ જોષી

## એ તેજ

જે એક દેહથી ઉર્ધ્વ સ્ફુરી દેશ દેહે ઉતર્યું

જતીન! જતીન! હજુયે નથી સમજાતું; તું ગયો કે રહ્યો? હજાર હજાર બ્હેનડીએ ત્હને રાખડી બાંધી ને એ રુધીરરંગી આંસુઓની રાખડીએ ત્હને રક્ષ્યો કે હણ્યો?

જતીન! તું જેવા તપસ્વીને તે વળી મોત શાં! હજુય નથી સમજાતું: તું જન્મ્યો કે મર્યો!

એક દેહથી ઉડેલા એ તેજને નિહાળું છું સહસ દેહે ચમકતાં. જતીન! તું મરે નહિ. ત્હારા જેવાને કાજે મૃત્યુ નથી. એક દેહે એ મરી જન્મે છે સહસ્ર દેહે. ને જતીન! મ્હારો જતીન, મ્હારા દેશનો જતીન માનવદેહે મરીને જન્મ્યો છે દેશ દેહે. ત્હારું વીરત્વ ને ત્હારાં તેજ આજ દેશભરમાં પ્રસર્યાં છે. ત્હારો આત્મા આજ દેશભરમાં અનેકધા જન્મ્યો છે.

સતયુગનાં તપ આરંભ્યાં જતીને, ને એમાં એ અમરત્વ પામ્યો. આત્માનો ઉત્કર્ષ એને ન્હોતો સાધવો. મોક્ષનો સ્વાર્થી મોહ એને નહોતો. ફરજનો એને ધર્મ હતો; ને હૃદયે જ્વાળા બળતી એ વીરને દેશદુઃખની. ને એમા એ ભસ્મ થયો.

પણ એ ભસ્મે તો ચમત્કાર દતા 'વાહ્રોમ' ના. દેશભરમાં એ ભસ્મ ઉડી ને દેશે જતીન જાગ્યા એની રગે રગે.

અમર રહો જતીન.

જયન્ત રાવળ

# રાખ અખંડિત તાર

[માંડ]

રાખ અખંડિત તાર
હો વણકર! રાખ અખંડિત તાર,

જગનો વહતા ભાર
હો વણકર! રાખ નું જીવનતાર

સાંજ નિશામાં, રાત પ્રભાતે,
જેમ કરે સંચાર
તેમ સુમેળ નભાવ તે સુતર
ગુંથુ પટનસાર
હો વણકર! રાખ અખંડિત તાર.

સુન્દરતા ગા, સત્ય નિરખતા,
કરતા શિવનિરતાન,
એ સૂત્રે સમતોલ રહી, પ્રિય!
થઈ માનવના પાર
હો વણકર! રાખ અખંડિત તાર.

દેશળજી પરમાર

# એશીઆનું સ્વાતંત્ર્ય અને યુરોપીય રાજનીતિ

### દુનીઆનું બદલાયેલું કેન્દ્ર

છેલ્લા મહાયુદ્ધની ગોટામાં મોટી અસર તો એ થઇ કે તેણે દુનીઆનું કેન્દ્ર જ બદલી નાંખ્યું. યુરોપીય મહાશક્તિઓનું સંઘર્ષ-કેન્દ્ર હવે ઍટલાન્ટિક મટીને પૅસિફિક મહાસાગર થઇ પડયું છે અને કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે બીજો મહાસમર મધ્ય એશીઆ અને પૅસિફિકમાં જ થશે, કારણ એશીઆ હવે જાગ્રત થયું છે અને એની રાષ્ટ્રીય જાગ્રતિ અને યુરોપીઅન-શક્તિઓની સામ્રાજ્યવાદની સ્વાર્થી નીતિ વચ્ચે અથડામણ અનિવાર્ય થઇ પડી છે. છેલ્લાં ચારસો વર્ષોની પરતંત્રતાએ તેની શરમને ખુલ્લી કરી છે, અને હવે તે પોતાનો કારભાર પોતાના હાથમાં લેવા સ્વતંત્રતા માટેની લડત માગે છે.

એશીઆના લોક દુનિયામા એક વખત મહાન શક્તિશાળી અને પ્રગતિમાન હતા. હિંદ, ચીન અને પર્શિઆએ પોતાનાં સામ્રાજ્યો સ્થાપ્યા હતાં. પણ સૈકાઓની મહેનત પછી યુરોપીઅન પ્રજા સર્વ-શક્તિમાન થઇ પછી અને ઓગણીસમી સદીની શરૂઆતમાં તો એશીઆનું કોઇ રાજ્ય એવું રહ્યું ન હતું કે જેની રાજ્યસત્તા અખંડિત રહી હોય. અત્યારે તો એશીઆની પ્રજાનો મોટો ભાગ યુરોપીઅનોના હાથે પરતંત્ર છે. પણ છેલ્લા એક સૈકાથી આખું એશીઆ પોતાની ગુમાવેલી સ્વતંત્રતા પાછી મેળવવાના પ્રયત્નો આદરી રહ્યું છે; પણ એ પ્રયત્નોનો મોટો ભાગ નિષ્ફળ જ નિવડયો, કારણ કે સ્વતંત્ર થવાની લાગણી પૂર જોશમાં ન હતી અને એના પરિણામે જોઇતી તૈયારી પણ હતી નહિ.

વીસમી સદીને 'ક્રાન્તિઓનો યુગ' કહેવામા આવે છે; પણ એમાં જો કોઇ મહત્ત્વની ક્રાન્તિ થઇ હોય તો આ ખુનામરકી વગરની એશીઆમાં થયેલી ક્રાન્તિ. એશીઆની રાષ્ટ્રીય જાગ્રતિ એ પશ્ચિમ તરફના દ્વેષથી પ્રેરિત નથી પણ પોતાના માટે સુખ અને સ્વતંત્રતા મેળવવાના ઉદ્દેશથી જ પ્રેરાએલી છે.

### જાગ્રતિનાં કારણો

આ જાગ્રતિનાં ઘણાં કારણો છે પણ એનું ખાસ કારણ તો એશીઆની પ્રજાની ગરીબાઇ અને પરતંત્રતાની બેડીઓએ ઉપજાવેલી શરમ છે; અને એમાં કેળવાએલા બુદ્ધિમાન વર્ગે ઘણો ભાગ ભજવ્યો છે. એનાં તાત્કાલિક કારણોમાં રશિયા અને જાપાન વચ્ચેના વિગ્રહમાં જાપાનની ફતેહ અને છેલ્લું મહાયુદ્ધ એ બે મુખ્ય છે. યુરોપીઅન પ્રજા વચ્ચેની જંગલી હરીફાઇએ મહાયુદ્ધને જન્મ આપ્યો અને યુદ્ધના પરિણામે એ શક્તિઓ આર્થિક દૃષ્ટિએ નબળી પડી ગઇ. જાપાનના એમાં ભજવેલા ભાગે એશીઆની પ્રજામાં આત્મશ્રદ્ધા જાગ્રત કરી.

### જાગ્રતિમાં રહેલી માન્યતાઓ

અપ્ટન ક્લોઝ કરીને એક અમેરિકન લેખકે આ જાગ્રતિનાં ત્રણ ખાસ અંગો આપ્યાં છે. (૧) યુરોપીઅનોની રાજકીય સત્તા સામેનું બંડ (૨) એમની સંસ્કૃતિ અને ધર્મ સામેનું બંડ અને (૩) એમના સામાજિક ઉચ્ચતાના ખ્યાલો સામેનું બંડ.

પરંતુ આ જાગ્રતિનાં ઘણાં સ્વરૂપો છે અને એમા ઘણી માન્યતાઓ અગત્યનો ભાગ ભજવે છે. એશીઆના રાષ્ટ્રોને હવે યુરોપીઅનોનો ભય મટી ગયો છે; અને લશ્કરી દેખાવો અને તોપોના અવાજોથી એ બ્હીતા નથી. રાજકીય અને વેપારી ફાયદા માટે યુરોપીઅન ઘુસરીને હવે એશીઆ ફેંકી દેવા માગે છે અને પોતાના ભાગ્યનો વિધાતા બનવા માંગે છે; એટલે સ્વભાવિક રીતે 'ગોરાઓનો બોજો' અકારણ અને નિરર્થક છે, એમ એ માને જ. બ્રિટનની આબરૂ અને ઇજ્જત ઓછી થઇ ગઇ છે. એની સત્તા હવે સર્વને માન્ય નથી એટલે ગોરી પ્રજામાંથી બીજા મહાન રાષ્ટ્ર તરીકે અમેરિકા જ આ જાગ્રતિ સામે વિરોધ કરી શકે એવી સ્થિતિમાં છે. એની સત્તા અને તાકાત જબરદસ્ત છે અને જો એ સામે થાય તો વિગ્રહ સિવાય કોઇ બીજી આરી રહેતી જ નથી અને એમાં, બન્ને પક્ષનો વિનાશ પણ સમાએલો છે. આ બન્ને પક્ષ જ્યાંસુધી આપસમાં સમજુતી કરીને સુલેહ ન કરે ત્યાંસુધી ભાવી યુદ્ધના ભણકારાં વાગ્યા જ કરશે અને વિનાશની આગાહી પણ રહેશે જ.

**યુરોપીય રાજનીતિનું મુખ્ય અંગ : સામ્રાજ્યવાદ**

એશીઆ તરફની યુરોપીય રાજનીતિનું મુખ્ય અંગ સામ્રાજ્યવાદ છે. પ્રાચીન સામ્રાજ્યવાદ વ્યક્તિગત મહત્ત્વાકાંક્ષા પર રચાયેલો હતો; પણ આધુનિક સામ્રાજ્યવાદ સ્વાર્થી આર્થિક નીતિનું પરિણામ છે અને અટારમા સૈકાની ઔદ્યોગિક ક્રાન્તિએ એને જન્મ આપ્યો છે. ઔદ્યોગિક ક્રાન્તિના પરિણામે ખેતીપ્રધાન દેશો પણ ઔદ્યોગિક થઈ ગયા અને જરૂરીઆત કરતાં વધારે માલની ઉપજ જવાથી એ તૈયાર કરેલો માલ લઇ પોતાનો કાચો માલ આપે એવા દેશોની જરૂરીઆત વધવા લાગી અને એ સ્વાર્થ સાધવા એ દેશો પર રાજકીય પ્રભુત્વની પણ અગત્ય વધી. આ જરૂરીઆતમાંથી જ આધુનિક સામ્રાજ્યવાદનો જન્મ થયો. કૅાટસ્કીના મત પ્રમાણે: Imperialism is the product of highly developed industrial capitalism. It consists in the endeavour of every industrial capitalist nation to subject and to annex a greater and greater number of agrarian districts, no matter to what nationality the agrarian districts might belong. ખરી રીતે જોતાં તો આ આર્થિક સામ્રાજ્યવાદ જ (Economic Imperialism) ખરો સામ્રાજ્યવાદ છે: કારણકે પ્રાચીન સામ્રાજ્યવાદ એ આના જેટલો ભયંકર ન હતો એટલું જ નહિ પણ એની કંઈ વિશેષ હિસ્ટ્રી ન હતી. અત્યારે તો યુરોપમાં આ સામ્રાજ્યવાદને રાષ્ટ્રીય ભાવનામાં મેળવી દેવામાં આવ્યો છે અને યુરોપીઅનોની નસેનસમાં એ વહે છે, અને એનું ખુલ્લી રીતે સમર્થન કરવામાં આવે છે. એશીઆની કૃષિપ્રધાન સ્થિતિએ યુરોપીઅન સામ્રાજ્યવાદની નીતિને સારામાં સારૂં અને વિશાળ ક્ષેત્ર આપ્યું અને એ સાથે તેની રાજકીય અને આર્થિક ગુલામીનાં પગરણ મંડાયાં.

**બ્રિટન અને હિંદ**

આ સામ્રાજ્યવાદી રાષ્ટ્રોમાં બ્રિટન અગ્રગણ્ય હોવાથી એની નીતિ અને મુશ્કેલીઓ વિષે પહેલાં વિચાર કરવો બહુ જ અગત્યનો છે. ઓગણીસમા સૈકાથી માંડીને બ્રિટનની નીતિ હિંદ અને બ્રિટનની વચ્ચેના જળ અને સ્થળ માર્ગો પર કબજો મેળવવાની રહી. અને આજ દિવસ સુધી બ્રિટને જે જે સંધિઓ કરી, જે જે મિત્રતાઓ કરી, અને જે જે દેશો પોતાના અધિકાર અથવા સંરક્ષણ નીચે લીધા, એ બધું એણે હિંદ ઉપર આંખ રાખીને જ કર્યું છે. હિંદ આજે બ્રિટિશ સામ્રાજ્યનો પાયો છે— India is the keystone of the arch of the British Empire to-day. દક્ષિણ એશીઆ, આફ્રિકા, ઑસ્ટ્રેલીઆ, વગેરેમાં હિંદની સ્થિતિનો લાભ લઈ, એનાં માણસો અને પૈસાની મદદથી કેવી રીતે પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો છે એ ઇતિહાસસિદ્ધ વસ્તુ છે. હિંદની મદદ ચીનનાં દુઃખનું અને બીજા એશીઅન દેશોની પરતંત્રતાનું કારણ થઈ પડી છે. હિંદમાંની મજબૂત અને અડગ રાજ્યસત્તાથી બ્રિટને પૂર્વના બધા દેશોના બજારોને બેસાડી દીધા છે. હિંદ જોડેનો બ્રિટનનો વેપાર બીજાં કોઇ પણ સંસ્થાનો કરતાં ઘણો જ વધેલો છે અને એ વેપારની બદોલત બ્રિટન યુરોપમાં મ્હાલે છે. હિંદ અને સંસ્થાનો વગર બ્રિટન અમેરિકાની વેપારી હરીફાઇમાં ટકી શકે એમ નથી. અને હિંદ પોતાના વેપારનો કબજો બ્રિટનના હાથમાં રહેવા દેવા નથી માગતું. હિંદ હવે જાગ્રત થયું છે અને એશીઆની પરતંત્રતાનું કારણ થવાની ના પાડે છે; તેમજ સામ્રાજ્યવાદની નિર્દય અને પાપી રમતમાં ભાગીદાર થવા માગતું નથી. હિંદમાં રાષ્ટ્રીય જાગૃતિ હવે એટલી સ્થિતિએ પહોંચી છે કે બ્રિટિશ શાહીવાદ ડગવા માંડ્યો છે. એના સ્પષ્ટ ચિહ્ન તરીકે બ્રિટન દમનનીતિનો દોર ચલાવી રહ્યું છે; પણ એ નીતિએ ઉલટી જ અસર કરી છે. એના રાજ્ય અને એની સ્વાર્થી વેપારીનીતિ સામે વિરોધ ઉઠ્યો છે એટલું જ નહિ પણ આખા પશ્ચિમની સંસ્કૃતિ અને જડવાદ સામેનો બળવો પણ ગાંધીજી જેવામાં મૂર્તિમંત જણાય છે. જાગ્રત એશીઆ સામે ઝઝુમવાની બ્રિટનના સામર્થ્યની કસોટી હિંદમાં થનાર છે અને એમાં એ કેટલે દરજ્જે સફળ અથવા નિષ્ફળ નીવડે છે એ જોવાનો વખત દૂર નથી.

**બ્રિટન અને ચીનની જાગ્રતિ**

બ્રિટનની ચીન જોડેની નીતિ એ એક વેપારીની નીતિ છે. સર ઑસ્ટિન ચેમ્બરલેનના મત

પ્રમાણે: So far as China is concerned, our prime concern is to save our trade. ચીનના વેપારમાં બ્રિટનનાં મજૂરોનું હિત ઘણુંજ સમાએલું છે અને બ્રિટન તે તરફ બેદરકાર રહે એ બની શકે એમ નથી. પણ આ ક્ષેત્રમાં જાપાન અને અમેરિકાએ સખત હરીફાઇ ચલાવી છે અને બ્રિટનને આર્થિક નુકસાન સહન કરવું પડે છે એટલે એ ઘણી ચાલબાજીઓ રમે છે. જાપાન હવે એને જરા પણ સત્કાર આપતું નથી અને એ એકલું પડી ગયું છે, એટલે એને લશ્કરી મદદની પણ જરૂર પડે છે. પરંતુ ચીન હવે એ બંગલોઓના અવાજથી બ્હીતું નથી અને એની પ્રજામાં રાષ્ટ્રીયના અનહદ જાગૃત થયેલી છે. એ સુતેલો સિંહ હવે ઉઠ્યો છે. અમેરિકન લેખક અપ્ટન ક્લોઝના મત પ્રમાણે-Of all this revolt against the white domination, which we have been stirring throughout Asia, the actual thrust, the spearhead of the *movement*, we find in China, once symbol of docility and pacifism. વેપારના અને બીજા કેટલાક હક્કો અને ઇજારાઓ જે યુરોપીઅન પ્રજાના હાથમાં છે તે ચીન એકદમ લઇ લેવા માગે છે અને પોતાની સર્વોપરિ સત્તા સ્થાપવા માગે છે. આ નવા વર્ષની શરૂઆતમાં જ યુરોપીઅન પ્રજાના બધા હક્કો નાબુદ કરનારૂં એક જાહેરનામું ચીનની રાષ્ટ્રીય સરકારે બહાર પાડયું છે.

ચીનની જાહેર પ્રજાનો અવાજ, અંદર અંદરની સત્તા મેળવવાની તકરારો છતાં, એકજ છે અને એની અસર ચીનની બહાર એશીઆના બીજા દેશોમાં પણ થઇ ચૂકી છે. ગોરી પ્રજાના લશ્કરી દોરદમામની સામે ચીની પ્રજાનો એક અવાજ બસ થઇ પડયો છે. એણે પોતાનું લશ્કર પણ તૈયાર કરી લીધું છે અને એ કરતાં પણ વધારે શક્તિશાળી બહિષ્કારની નીતિની સફળ અને પૂર્ણ અજમાએશ કરી લીધી છે. બહિષ્કારના એ રાજકીય શસ્ત્રનો આર્થિક ક્ષેત્રમાં એણે ઉમદા ઉપયોગ કરી બતાવ્યો છે, અને એના માટે બ્રિટન વિરૂદ્ધનો એનો બહિષ્કારનો દાખલો બસ થશે. એ બતાવી આપે છે કે ચીની પ્રજામાં જાગૃતિ કેટલે સુધી થઇ ગઇ છે. એમાં પહેલા કહેવાએલાં ગોરી પ્રજા સામેનાં બંડનાં ત્રણે અંગોનો સમાવેશ થાય છે. ચીન પાસે આર્થિક પ્રગતિ માટેનાં ઉમદા અને કિંમતી સાધનો છે. એની પ્રજામાં મહેનતુપણું, વિશાળતા, અને સહિષ્ણુતાના ગુણો છે; અને એ પોતાનો ઉદ્દેશ પાર પાડે અને એશીઆના દેશો જોડે મૈત્રી બાંધે એમાં કંઇ નવાઇ જેવું નથી.

### જાપાનની સફળતાની અસર

ચીનના વિશાળ ક્ષેત્રે એને બ્રિટન, અમેરિકા, જાપાન, રશિયા વગેરેની રાજનૈતિક ચાલોનો અખાડો બનાવી મૂક્યું છે. એ શતરંજપર કેટલાયે દાવ રમાઇ ચૂક્યા છે અને હજી રમાય છે. જ્યારે જાપાન એશિયાટિક રાષ્ટ્રોમાં સ્વતંત્ર હોઇ નવા જમાનાને અનુકૂળ પોતાની પ્રગતિ સાધી આ રમતોમાં અગત્યનો ભાગ ભજવી રહ્યું છે. યુરોપીય દેશોમાં એણે મેળવેલા માનથી એશિયાટિક દેશોમાં અજબ શ્રદ્ધા અને જાગૃતિ આવ્યાં છે. રશિયા સાથેના યુદ્ધમાં અને છેલ્લા મહાયુદ્ધમાં પોતાનો સ્વાર્થ સાધવા અમુક મેળવવા સિવાય એનો પહેલો ઉદ્દેશ રશિયા અને જર્મનીના પૂર્વ એશીઆમાં સંસ્થાનો કાઢી નાખવાનો અને અંતિમ ઉદ્દેશ એશીઆમાંથી યુરોપીઅનોનું પ્રભુત્વ કાઢી નાંખવાનો હતો. જાપાન અને ટર્કી યુરોપીઅનો સામેના બળવામાં એશીઆનાં અગ્રણી છે. બન્નેએ યુરોપીય સત્તાઓ સામે લડાઇમાં હોડ બાંધી છે; અને યુરોપની સહાર કરવાની સુધરેલી રીતો અખત્યાર કરી છે. બન્ને દેશોની પ્રજા લડાયક છે, અને બન્નેનો ગોરી પ્રજાની જાતીય ઉચ્ચતાના ખ્યાલો સામે સખત અણગમો અને વિરોધ છે. જેમ જાપાન પૂર્વ એશીઆનું આગેવાન છે તેમજ ટર્કી પશ્ચિમ એશીઆનું આગેવાન છે.

### જાપાનની મુશ્કેલીઓ

પોતાની કુનેહની ખુમારીથી જાપાને પણ સામ્રાજ્યવાદની નીતિ અખત્યાર કરી પણ એનો એ પ્રયત્ન નિષ્ફળ નીવડ્યો. 'નવીન સામ્રાજ્યવાદ'ની નીતિ અખત્યાર કરવામાં રશિયા પછી જાપાનનો જ નંબર આવે છે પણ હવે એણે સહિષ્ણુતા અને સંતોષની નીતિ અખત્યાર કરી છે. જમાનાને અને પોતાની સ્થિતિને અનુકૂળ થઇ જવાની એનામાં

ઘણી સમજ રહેલી છે. જાપાન ન્હાનું પણ શક્તિશાળી રાષ્ટ્ર છે. એની પોતાની પાસે લડાઇનાં સાધનો બહુ જ જુજ છે છતાં લશ્કરી સત્તા તરીકે એણે પોતાનો દાબ દુનિયામાં બેસાડ્યો છે એ ન્હાનીસુની વસ્તુ નથી. કાચા માલ માટે એને રશિયા અને ચીન ઉપર આધાર રાખવો પડે છે, તૈયાર કરેલા માલના બજારો માટે એને ચીન અને હિંદુસ્થાન પર આધાર રાખવો પડે છે અને મૂડી માટે અમેરિકા પર. આવી રીતે આર્થિક સાધનોમાં પરતંત્ર હોવા છતાં એણે પોતાની અજબ પ્રગતિ સાધી છે. પરંતુ આ જ બીનાઓ એની એશીઅન નીતિ પર માફક અને ફાયદાકારક (wholesome) અંકુશ રાખશે; કેમકે ગમે એટલાં તરફડીઆં માર્યાં પછી પણ ઠેકાણે આવ્યા સિવાય એને છુટકો નથી. આ વસ્તુ હવે એ સારી રીતે સમજવા લાગ્યું છે. ચીન વિરુદ્ધની એની નીતિ હવે કંઇક બદલાઇ છે, કારણકે ગોરી પ્રજાનો એશીઆ પરનો કાબુ હમેશને માટે રહે તે એને ગમતું નથી અને ગમે તે ભોગે એ કાબુ જડમૂળથી ઉખાડી નાંખવાનો એનો હેતુ છે. વધારામાં એના પડોશીઓ દિવસે ને દિવસે બળવાન થતા જાય છે એટલે એને સંભાળીને ચાલવાનું જ રહે છે.

### જાપાન, કોરીઆ અને એશીઆ

આખા એશીઆને સ્વતંત્ર કરવાનું બીડું જાપાને જ પહેલું ઝડપેલું એ એની નીતિ ઉપરથી સમજાય એવું છે. પણ એ હેતુ બર આવે એ પહેલાં તો એણે કેટલાક સ્વાર્થી અને ગાંડા કામો કરી નાંખ્યાં. જેથી એની નીતિ વિષે એશીઆની પ્રજાને શંકા થવા લાગી અને હજુસુધી એ ગેરસમજુતી ચાલુ જ છે. એણે ચીન જોડે યુદ્ધ કર્યું અને પાછળથી કોરીઆ પોતાનામાં મેળવી દીધું. બીજું ગત મહાયુદ્ધ વખતે એણે ચીન ઉપરની ૨૧ માગણીઓ રજુ કરી. અત્યારે કોરીઆનું લોહી એ કેવી રીતે ચુસે છે અને એ પ્રજાને કેવી રીતે ગુલામીમાં રાખે છે એ આપણાથી અજાણ્યું નથી. એશીઆના ભલા માટે કોરીઆને પોતાના કબજામાં રાખવાની એની નીતિના રાજનૈતિક દૃષ્ટિએ ઘણા બચાવો રજુ કરવામાં આવ્યા છે; એટલે કંઇ એ દેશને સદંતર ગુલામીમાં રાખવાનો અને એનું લોહી ચુસવાનો એનો હક સિદ્ધ થતો નથી. જાપાનની નીતિનો તારકનાથ દાસ અને ટાગોર જેવાઓએ ઘણો બચાવ કર્યો છે, પણ એટલું તો ધ્યાનમાં રાખવુંજ જોઇશે કે જાપાનનું ભાગ્ય એશીઆમાં જ સરજાએલું છે અને જ્યાંસુધી કોરીઆ જોડે જાપાન સદ્દકાર નહિ સાધે અને ચીનનો યુરોપીઅનો વિરુદ્ધ પક્ષ નહિ લે ત્યાંસુધી એશીઅન પ્રજાનો એના તરફનો અણવિશ્વાસ દૂર થવાનો નથી. અને એશીઆનો સદ્દકાર અને સહિષ્ણુતા ગુમાવીને એ કેટલી પ્રગતિ સાધશે એ જોવાનું જ રહે છે.

### રશિયાએ ભજવેલો ભાગ

આ એશીઅન જાગ્રતિમાં રશિયાએ પણ ઘણો મોટો ભાગ ભજવ્યો છે. રશિયન રાજ્યક્રાન્તિમાંથી ઘણા એશીઅન માતૃભક્ત જુવાનોએ પ્રેરણા મેળવી છે. ઝારશાહીના અંત પછી રશિયા એ નવી જાતની સામ્રાજ્યવાદની નીતિ અખત્યાર કરી. તેણે એશીઆની પરતંત્ર પ્રજાઓ જોડે અદ્દભુત સહિષ્ણુતા દાખવી છે અને યુરોપીઅનો વિરુદ્ધના તેમના અસંતોષને પોષવા બનતો પ્રયાસ કર્યો છે. ડા. સન યત સેન દ્વારા એણે રશિયામાં 'નેશનાલિસ્ટ' પક્ષ સ્થાપવામાં ઘણી જ મદદ કરી છે અને ચીનના બ્રિટન વિરુદ્ધના બહિષ્કારમાં ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે. એ એમ માને છે કે જ્યાં એક વખત બ્રિટિશોની ઇજ્જતને ધોકો પહોંચશે એટલે આખી યુરોપીઅન પ્રજાનો ઉપરહાથ હોવાનો અંત આવશે. બ્રિટનની સામ્રાજ્યવાદી નીતિનું રશિયા કટ્ટર વિરોધી છે અને બન્ને દેશો એક બીજાને હલકા પાડવાનું ચુકતા નથી. બ્રિટિશો એશીઆની દરેક જાગ્રતિમાં રશિયાનો જ હાથ જુએ છે; જ્યારે રશિયા બ્રિટિશો વિરુદ્ધનો અસંતોષ એશીઆમાં ફેલાવવા ચુકતું નથી. યુરોપે કરેલી એની બેકદરીનું વેર રશિયા આવી રીતે વાળે છે. પરંતુ એશીઆની જાગ્રતિ એ કંઇ રશિયાને જ લીધે નથી થઇ; કારણકે એ તો એમની સૈકાઓની ગુલામી અને ગરીબાઇનું પરિણામ છે; અને યુરોપીઅનો સામેનો બળવો એ અંતરનાં ઉંડાણમાંથી જન્મેલો છે. બીજું, રશિયા એ બધું પરમાર્થની દૃષ્ટિએ કરતું નથી. એનો પોતાનો 'સ્વાર્થ' એમાં સમાએલો છે. રશિયા અને ચીન વચ્ચેની મંચુરિયન રેલ્વેની હમણાંની તકરાર ઉપરથી એ સમજી શકાય છે. પણ

પણુ એશીઆ જોડે મીઠી નીતિ અખત્યાર કરી છે. એક વખત એશીઆ બધી રીતે જાગ્રત થઇ યુરોપીઅન ઝુંસરી ફેંકી દે એટલે રશિયાને આપો-આપ સંભાળીને ચાલવું પડશે.

## અમેરિકાની નીતિ

એશીઆ સંબંધી અમેરિકાની નીતિ બહુ જ સાવચેતી ભરેલી છે. એશીઆમાં સામ્રાજ્ય સ્થાપવાની લોલુપતા ન રાખતાં એણે એશીઆના વેપારથી જ મન વાળ્યું અને ફિલિપાઇન્સથી આગળ જવાનો પ્રયત્ન ન કર્યો. આજે અમેરિકાનો વેપાર યુરોપ કરતાં એશીઆમાં વધારે છે અને કરોડો ડોલરોની મૂડી એણે એશીઆમાં રોકી છે. છેલ્લા મહાયુદ્ધ પછી અમેરિકા દુનિયાનું બેંકર છે અને એશીઆ એના નાણાંનું મોટામાં મોટું ઘરાક છે. એશીઆ જોડના વેપારમાં અમેરિકા વિચિત્ર રીતે ફાવી ગયું છે. છેલ્લાં મહાયુદ્ધમાં જ્યારે બીજા દેશોનો વેપાર ભાંગી પડ્યો એ વખતે અમેરિકાની જોડે હરીફાઇમા એકલું જાપાન જ હતું; અને વારાફરતી જ્યારે ચીને જાપાન અને બ્રિટન પર બહિષ્કારનું હથિયાર અજમાવ્યું ત્યારે પણ અમેરિકાને ફાયદો થયો. આવી રીતે એના હરીફોનાં દુર્ભાગ્યમા અમેરિકાને લાભ જ થયો છે.

## અમેરિકાની જોખમદારી

અત્યારે 'ગોરી પ્રજાનો બોજો' અમેરિકા પર આવી પડ્યો છે કારણકે બ્રિટન હવે થાક્યું છે. હજુ સુધી અમેરિકાએ એશીઆ જોડે વિરોધી વર્તણુક બહુ જ ઓછી રાખી છે એટલું જ નહિ પણ સ્વાર્થવશ બનતાં સુધી એશીઆના સ્વાતંત્ર્યની પણ હિમાયત કરી છે. પરંતુ હવે સ્થિતિ બદલાવા લાગી છે. એશીઆના બળવાઓમાં ચાને બીડું ઝડપ્યું છે. બ્રિટન બનતાં સુધી પોતાનો વેપાર બચાવવાની જ કોશીષ કરશે, એટલે અમેરિકાને જ બધી જોખમદારી માથે વ્હોરી લેવાની રહે છે. જાપાન ચીનનો વિરોધ કરે એ અશક્ય છે; જ્યારે અમેરિકા પાસેથી હમેશાં નાણાં લેવાની આવશ્યકતા હોવાથી જાપાન એનો વિરોધ કરે કે કેમ એ સવાલ છે. એટલે ચીન અને અમેરિકા એ બે દુનીઆની મહાન શક્તિઓ વચ્ચે અથડામણની સંભાવના ઉભી જ રહે છે. પણ અમેરિકા દિવસે દિવસે ચીન અને જાપાનમાં વધારે ને વધારે મૂડી નાંખતું જાય છે, એટલે યુદ્ધ નહિ થવાના કારણોમાં આ એક મોટામાં મોટું કારણ છે. અમેરિકા જો ન સમજે અને ચીનને દબાવવાનો પ્રયત્ન કરે તો યુદ્ધ વગર છુટકો જ ન રહે. અને જાપાન અને રશીઆ, જેમનાં હિતો આમાં અત્યંત અને અચૂક હોય, તેઓ ચુપચાપ બેસી રહે એમ પણ ન બને. આવા યુદ્ધનો અંત બન્ને પક્ષના વિનાશમાં જ હોઇ શકે. એશીઆની પ્રજાઓમાં વધતી જતી રાષ્ટ્રીય ભાવના અને જાગ્રતિને દબાવ-વાના પ્રયત્નો નિષ્ફળ નીવડશે એવી વકી વધારે છે; અને યુરોપીઅન રાષ્ટ્રો આ વસ્તુ વધારે ને વધારે સમજે એમાં બંને પક્ષોનું હિત છે એટલે 'જીવવું અને જીવવા દેવું' ( To live and let live ) એ સિદ્ધાન્ત જ ભવિષ્યની આન્તરરાષ્ટ્રીયનીતિનો ખરો સિદ્ધાન્ત હોવો જોઇશે.

## એશીઆમાં ઐક્યની જરૂર

એશીઆની આ જાગ્રતિનાં મૂળ કંઈ ચીન, જાપાન, હિંદ, ટર્કી, વગેરે મોટા દેશોમાં જ નથી પણ એશીઆનાં દરેક દરેક ન્હાના દેશોમા છે; અને દરેક દેશ પોતાનો ભાગ્યનિર્ણય પોતાના જ હાથે કરવા માટે તૈયાર થયો છે. સૈકાઓની સંથી આપણા પર રાજ્ય કરતી યુરોપીઅન પ્રજાઓ આપણા કરતા ઘણી જ બળવાન અને સમૃદ્ધિસંપન્ન છે. આવી સ્થિતિમાં જ્યાંસુધી આખું એશીઆ એકબીજાનો સહકાર ન સાધે ત્યાંસુધી સફળતા મેળવવી મુશ્કેલ છે; એટલે દરેક દરેક એશીઅન સ્ત્રી અને પુરૂષે એશીઆમાં બધા દેશોનો સહકાર અને ઐક્ય થાય એ માટે પ્રયત્ન કરવો જોઇએ. આપણા દેશની જવાબદારી સહુથી વધારે છે; કારણકે આપણી પરતંત્રતા આખા એશીઆની પરતંત્રતા અને એના આર્થિક શોષણમાં વધારે મદદગાર નીવડી છે. આપણે એક બીજા દેશોને વધારે ને વધારે ઓળખીએ, દરેકનાં રાજકીય અને આર્થિક પ્રશ્નોને સારી રીતે સમજીએ અને બધનો સહકાર સાધીએ એ બહુ જ જરૂરનું છે.

કેશવલાલ જોષી

# બાલવાડીનાં ફૂલ

## ૧

## રામનું જીવન

પંજાબ પ્રાંતમાં ગુજરાનવાલા જીલ્લો છે. તે જીલ્લાના મરાલીવાલા નામે ગામમાં સ્વામી રામતીર્થનો જન્મ આજથી છપ્પન વર્ષ ઉપર થયો હતો. રામતીર્થ રામાયણના લખનાર તુલસીદાસજીના વંશના હતા; અને તેનું કુટુંબ 'ગોસ્વામી'ના નામથી ઓળખાતુ.

સ્વામીજીના પિતાનું નામ ગોસ્વામી હીરાનંદજી હતું; અને માતા છેક બચપણથી મરી ગઈ હતી. એટલે બાળક રામને માનું દૂધ પીવા મળ્યું નહિ તેમ તેનો ઉછેર પણ કોઇને હાથે થયો.

બાળપણમા રામ બહુ દુબળા હતા, પણ મોટી વયે જેમ જ્ઞાન વધ્યુ તેમ શરીર પણ સારૂં થયું. એક દિવસમા પહાડ પર ૫૦ માઈલ ચાલવું અથવા સીપાઇઓ સાથે વીસ માઇલ દોડી આગળ નીકળવું કે દરિયામા વીસ માઈલ તરવું, એ સ્વામીજીને માટે સાધારણ વાત હતી. પોતાના ગામમા ભણી રહી રામ ગુજરાનવાલાની હાઇસ્કૂલમા દાખલ થયા અને ત્યા તેણે મેટ્રિકની પરીક્ષા પસાર કરી.

આ શહેરમા ધના ભગત નામે એક સજ્જન રહેતા હતા. તેણે રામને પોતાને ઘેર રાખ્યા: રામ પાઠ કરીને ધના ભગત પાસે બેસી ધ્યાનથી ઉપદેશ સાભળતા.

રામને પુસ્તક રાખવાનો ને વાંચવાનો ભારે શોખ હતો. મેટ્રિક થયા પછી ધના ભગતે રામને તેના પિતાની મરજી ઉપરાંત લાહોરની મિશન કૉલેજમાં આગળ અભ્યાસ કરવા દાખલ કર્યા. અહીં રામ બી. એ. થય અને આખી યુનિવર્સિટી-મા પહેલા નંબરે આવ્યા. ગણિત વિદ્યામાં તે એક્કા હતા. ત્યાર પછી બે વરસે એમ. એ. ની પરીક્ષા પાસ કરી. લાહોરથી રામ ધના ભગતને અવાર નવાર કાગળ લખતા. આ વખતે રામની ઉંમર ૨૧ વર્ષની હતી. નમુના તરીકે એક પત્ર આ નીચે ઉતારીએ.

તા. ૯ મી ફેબ્રુઆરી ૧૮૯૪

આપનો પત્ર હમણાં મળ્યો. વાંચી આનંદ થયો. હું હાલમાં સવારના પાંચ બજે ઉઠું છું અને સાત સુધી અભ્યાસ કરૂં છું. પછી શૌચ સ્નાન વગેરેથી પરવારીને કસરત કરૂં છું. ત્યારબાદ પંડિતજી પાસે જાઉં છું. રસ્તામાં પણ વાંચતો વાંચતો ચાલું છું. એક કલાક પછી ત્યાં જ ભોજન કરી તેમની સાથે ગાડીમાં બેસી કૉલેજમાં જાઉં છું. કૉલેજથી ઘેર પાછા વળતાં રસ્તામાં દૂધ પીઉં છું. ઘેર થોડો આરામ લઈ નદીકાંઠે ફરવા નીકળું છું. અરધોક કલાક ફરીને ઘર તરફ વળું છું. ઘેર અંધારૂં થાય ત્યાંસુધી અગાસીમાં આંટા દઉં છું. આ બધો વખત મારૂં વાંચન ચાલુ જ રહે છે. પછી કસરત કરી દીવો ચેતાવી રાત સુધી વાંચું છું ત્યાર પછી વાળુ કરવા જાઉં છું. વાળુ કરીને પ્રેમજી પાસે જાઉં છું. ત્યાં ૧૦–૧૨ મિનિટ હળવી કસરત લઉં છું. પછી સાડા દસ વાગ્યા લગી અભ્યાસ ચલાવું છું મારા અનુભવથી હું એટલું સત્ય સમજ્યો છું કે આપણે જો આપણા પેટને બરાબર સંભાળી સારૂં રાખીએ તો સુખ, આનંદ, મનની શાન્તિ, ઈશ્વર સ્મરણ, તીવ્ર બુદ્ધિ અને આત્મશુદ્ધિ–સઘળું આવી મળે છે. પ્રથમ તો હું ખોરાક જ બહુ થોડો લઉં છું અને વળી જે ખાઉં છું તેને બરાબર પચાવું છું.

રામ

ધના ભગતને રામ પોતાના ગુરૂ ગણતા અને કહેતા કે પોતાને જે જ્ઞાન મળ્યું છે તે ધના ભગત પાસેથી જ મળ્યું છે.

મળથી રામને પલંગ પર સુવું ગમતું નહિ. વળી ઘેર પણ સગાંસંબંધીઓમાં મન વળતું નહિ. એમના મિત્રો અને સાથીઓને એમ લાગતું કે રામ ઝાઝી વાર સંસારમાં રહેશે નહિ પણ સાધુ થઇને ચાલ્યા જશે.

બી. એ. થયા પછી રામને માસિક ૯૦ રૂપિયા સ્કોલરશિપના મળતા; પણ બે પાતળી રોટલી સિવાય કાંઇ વધુ ખાતા નહિ. બે ટંક દૂધ લીએ અને મહેમાનોને પણ દૂધ પીવરાવે.

રામનો પોશાક સાદો હતો. ઉનાળામાં ખાદીનું

ભગવું ધોતિયું અને એક પહેરણ; માથું ઉઘાડું અને બહાર જાય ત્યારે મલમલનો ફેંટો. શિયાળામાં ધાબળીનો કોટ.

પછી રામ મિશન કૉલેજમાં પ્રોફેસર થયા. પણ રામ કહેતા કે આ ભણાવવાનું તો થોડા દિવસ છે. પછી તો દેશાટન કરી લોકોને ઉપદેશ કરવાની મારી છેલ્લી ઇચ્છા છે.

ઇ. સ. ૧૮૯૭ ના ઑક્ટોબર માસમાં દિવાળીને દિવસે રામે પોતાનો આત્મા પ્રભુને સોંપી દીધો. ત્યારે રામ ૨૪ વરસના હતા. ત્યારબાદ બે વર્ષે નોકરી છોડી રામ હિમાલય તરફ ચાલી નીકળ્યા. ત્યાં રામે કઠોર તપ અને ધ્યાન આદર્યાં. એક વરસ પછી સંન્યાસ લઇ સ્વામી થયા. અને બે વરસ પછી દેશમાં ફરી ઉપદેશ દેવા લાગ્યા.

હવે રામ અમેરિકા ગયા. ત્યાં તેઓ હિંદુ શાસ્ત્રનો ઉપદેશ કરવા લાગ્યા. એકવાર કોઇએ રામને પૂછ્યું 'સ્વામીજી, આપને પૈસા વગર કેમ ચાલશે?' રામે જવાબ દીધો, 'રામને જ્યારે જેની જરૂર પડે છે ત્યારે તે વસ્તુ એની મેળે જ આવી મળે છે. રામ ગમે તે દેશમાં હોય પણ રામ દુનિયાને ચાહે છે અને આખું જગત તેનું ઘર છે."

રામ અમેરિકામાં પોતાની શિષ્યમંડળી મૂકી ઇ. સ. ૧૯૦૫ માં હિંદુસ્તાન પાછા આવ્યા. રામને મન હિંદુ, મુસલમાન, પારસી, ક્રિશ્ચિયન વગેરે સૌ સરખા જ હતા. રામને કશો ભેદભાવ ન હતો. હવે રામે શહેરેશહેર ભાષણો કર્યાં; અને છેવટ તે હિમાલય ઉપર ચાલ્યા ગયા.

રામે ત્યાં એક પર્ણકુટી બાંધી હતી. કુદરતની શોભા અપૂર્વ હતી. એક બાજુ તળેટીમાં વહેતી વસિષ્ટ ગંગા, બીજી બાજુ શિખર પર મોટું મેદાન. વળી પર્વતોની હાર ને હાર, નિર્મળ પાણીના ઝરણ, સુંદર ગુફા અને મોટા મોટા પત્થરો.

રામની પર્ણકુટી પાંચેક ફૂટ લાંબી અને નવ ફૂટ પહોળી હતી. તેમાં બે નાની પેટીઓ, અને પેટીઓમાં પુસ્તકો; એક શંખ, અને એક કરવત પણ રાખતા. શિખરે પૂર જોઇ રામ જોરથી શંખ ફૂંકતા અને કરવત વડે પાટિયાં વેરી ઝરણ ઉપર પુલ બાંધતા.

રામ ઇશ્વરમય રહેતા અને શબ્દો બોલવા માંડતા ત્યારે જાણે તુટેલી માળાનાં મોતી સરી પડતાં હોય તેમ લાગતું.

અહીં સ્વામીજીને મળવા એક વાર એમના શિષ્યો આવ્યા. ખીચડીનું ભોજન કરી વાતોની મિજલસમાં સૌએ રાત ગાળી. બીજે દિવસ બપોરે રામે થોડાક કાગળો લખાવ્યા અને તેમાં રામને મળવું હોય તેમણે સપ્ટેમ્બર મહીના સુધીમાં મળી જવું; નહિ તો પછીથી મળાશે નહિ એમ જણાવ્યું. રામે હવે સમાધિ લેવા ધારી હતી.

ઇ. સ. ૧૯૦૬ ના ઑક્ટોબરમાં એટલે આસો માસની અમાસે, દિવાળીના સપરમે દિવસે ૩૩ વર્ષની વયે સ્વામીજીએ પોતાનો દેહ ગંગામૈયાને અર્પણ કર્યો. જળસમાધિ લેતાં પહેલાં રામે થોડીવાર આમ લખ્યું કે:—

“ હે મૃત્યુ! મારો આ દેહ ભલે લઇ જા. મારે તેની દરકાર નથી. મારે નવા દેહોની ખોટ નથી. ચંદ્રનાં નિર્મળ કિરણોમાં રૂપેરી દેહ ધારણ કરી હું આનંદથી વિહરીશ. જંગલ, નદી, ઝરાઓને હું ગાતો ફરીશ; સમુદ્રના મોજાંઓના રૂપે નાચીશ; આનંદથી ભરપૂર મંદ શીતળ સુગંધી વાયુ હું છું. આ સૌ મારાં જ રૂપો છે. રામ રૂપે હું નીચે ઊતર્યો, મુએલાને ઉઠાડ્યાં, ઉંઘનારાઓને જાગ્રત કર્યાં, દુઃખીના આંસુ લૂછ્યા, ગુલામોને હસાવ્યા, ફુલફુલોને રડાવ્યાં અને ગડક્યા, તેને સ્પર્શ કર્યો. અહીં ગયો, ત્યાં આવ્યો, સાથે કંઇ જ રાખ્યું નહિ અને કોઇનાં હાથમાં આવ્યો નહિ.”

સ્વામીજીની જળસમાધિના સમાચાર પહોંચતાં મોટો શોક થયો અને ખોળ કરતાં તેમનું શરીર સમાધિમાં બેઠા હોય તેમ પલાંઠી વાળેલ અને હાથ છાતી સાથે એક બીજા ઉપર રાખેલ, ગરદન ટટ્ટાર અને મીંચેલી આંખ ગંગાપ્રવાહમાં મળી આવ્યું; અને પાછું તેને સંભાળીને ગંગાજીમાં પધરાવવામાં આવ્યું. પણ અહીં આગળથી સ્વામીજીનું કથન બંધ કરી આપણે તેમની કહેલી થોડીએક વાતો વાંચીશું.

૨

પહેલી વાત

## નાનો નામદેવ

ધ્રુવ, પ્રહ્લાદ અને અભિમન્યુ જેવા ન્હાના ન્હાના છોકરાઓએ ભગવાનનાં દર્શન કર્યાં છે તે તમે જાણતા હશો. નામદેવ નામે એવો જ એક છોકરો હતો. તેનો બાપ રોજ વિઠ્ઠલની પૂજા કરતો અને નાનો નામદેવ તે જોતો.

એકવાર નામદેવને પણ પૂજા કરવાનું મન થયું. હવે તે 'વિઠ્ઠલ વિઠ્ઠલ' એમ મનમાં જપ જપે અને જ્યારે લાગ મળે ત્યારે પૂજાની ઓરડીમાં પેસી શાલિગ્રામની મૂર્તિ પાસે જઈને કહે, 'હં, આજ ઠીક લાગમા આવ્યા છો, વિઠોબા!' પરંતુ તેનો બાપ તેને આમ વારેઘડીએ કરવા દેતો નહિ.

એક દિવસ બાપને પરગામ જવાનું થયું. નામદેવ તો ખુશ-ખુશ થઈ ગયો. તેણે બાપને કહ્યું, 'તમે તો ગામ જાઓ છો એટલે વિઠોબાની પૂજા હું કરીશ.'

બાપ કહે, "ઠીક, પણ સવારમા દાતણ કર્યા પહેલા તું ખાવા માગે છે. તારા જેવો મૂરખ છોકરો દેવની પૂજા શું કરવાનો હતો? પૂજા કરવી જ હોય તો દેવને જમાડીને જમવું જોઈએ."

બાપ ગામ ગયો તે રાતે આ હરખપદુડા બાળકને ઊંઘ ન આવી. પથારીમાંથી ઊઠી ઊઠીને તે પોતાની માને પૂછવા લાગ્યો કે 'મા, પરોઢિયું થયું? સવાર ક્યારે પડશે? હું વિઠોબાની પૂજા ક્યારે કરું?"

વ્હાણું વાતાં જ નામદેવ નદીએ નાહી આવ્યો એટલે તેની માએ દેવ નીચે ઉતારી આપ્યા. છોકરાએ તો દેવની મૂર્તિને તરભાણાના પાણીમાં ડુબાડીને બહાર કાઢી અને તુરત આસન પર બેસાડી માને કહેવા લાગ્યો કે "મા! જલદી દૂધ લાવ. વિઠોબા ન્હાઈને બેઠા છે. તેમને બહુ ભૂખ લાગી છે."

માએ લાવી દીધેલો દૂધનો પ્યાલો દેવ સામે મૂકીને નામદેવ કહે છે, 'મહારાજ, દૂધ પીઓ.'

દેવે દૂધ પીધું નહિ. છોકરાએ આંખો મીંચી ધીમે ધીમે ગણગણવા માંડ્યું 'રામ, રામ, વિઠ્ઠલ, વિઠ્ઠલ.' તેને ખાતરી હતી કે પોતાની ભક્તિથી પ્રસન્ન થઈ દેવ જરૂર દૂધ પીશે.

વચ્ચે વચ્ચે તે આંખો ઉઘાડતો જાય અને દેવ દૂધ પીએ છે કે નહિ તે જોતો જાય. પણ દેવે દૂધબૂધ કાંઈ પીધું નહિ અને નામદેવ કંટાળ્યો. વળી તે ભૂખતરસ અને રાતના ઉજાગરાને લીધે થાકેલો હતો એટલે તે રડવા લાગ્યો, ઊંડા નિસાસા મૂકવા લાગ્યો. શરીરે રોમાંચ થયો, કંઠ રૂંધાઈ ગયો, હોઠ સુકાઈ ગયા અને ડુસકાં ઉપર ડુસકાં લઈને એ કહેતો જાય, "અરેરે વિઠોબા! આજ તારું હૃદય પથરા જેવું કેમ થયું છે? શું હું છોકરું છું એટલે તું દૂધ નથી પીતો? મારા જેવા ગરીબ ભોળા છોકરાથી પણ રીસાય છે કે?"

રડી રડીને નામદેવ ચૂપ રહ્યો પણ આંખોમાંથી આંસુની ધાર ચાલી જાય. છેવટ તે મૂર્છામાં પડ્યો. આડોશી પાડોશી એકઠાં થઈ ગયાં. તેમણે મોં પર પાણી છાંટી એને ભાનમાં આણ્યો; અને પછી તેઓ સમજાવવા મંડ્યાં કે 'તું દૂધ પી જા, દેવ દૂધ ન પીએ.'

નામદેવ તો ન માન્યો. હઠ લઈ રડી દઈને કહ્યું, 'જો વિઠોબા દૂધ પીતો નથી તો મારે ખાવા-પીવાની કે જીવવાની દરકાર નથી.' એમ કહીને નાના સરખા નામદેવે તરત હાથમાં એક લાંબી છરી લીધી અને પોતાના ગળા ઉપર મૂકી તે બોલ્યો 'વિઠોબા પી, નહિતર હું મરું છું!"

છરી ગળા નજીક જતાં જ એકાએક એ શું થયું! વિઠોબા એકદમ પ્રગટ થયા અને હાથ લાંબો કરી દૂધ પીવા લાગ્યા.

બીજી વાત

## આ મારું ગાજર છે

એકવાર કોઈ બાઈ દુકાળમાં મરણ પામી. ચિત્રગુપ્તે તેના પાપપુણ્યનો હીસાબ કર્યો તો માલુમ પડ્યું કે તે બાઈએ ફક્ત એક વાર ભૂખે મરતા ભીખારીને ખાવા ગાજર દીધું હતું.

હવે ચિત્રગુપ્તે આજ્ઞા કરી પેલા ગાજરને ત્યાં બોલાવી મંગાવ્યું. એ ગાજરને પકડી બાઈ તો સ્વર્ગ તરફ ઉડવા લાગી.

એટલામાં પેલો ભીખારી ત્યાં આગળ આવી ચડ્યો અને તે પણ બાઇના ફાટેલ લુગડાનો છેડો પકડીને ઉંચે ઉંચે જવા લાગ્યો. ત્યાર પછી વળી સ્વર્ગમાં જવા ઈચ્છનાર એક ત્રીજો માણસ ભીખારીને આજીજી કરી તેનો પગ પકડી સાથે જવા લાગ્યો. એમ કરતાં કરતાં ગાજરના જોરથી માણસોની હાર ને હાર ઉંચે ચડવા લાગી.

આમાં નવાઇની વાત તો એ હતી કે પેલી બાઈને નીચે લટકનારાંઓનો મુદ્દલ ભાર લાગતો ન હતો.

આમ સંસાર છોડીને એ લોકો ઉડતાં ઉડતાં ઠેઠ સ્વર્ગને બારણે જઈ પહોંચ્યાં. પછી પેલી બાઈએ પાછું વાળીને જોયું તો નીચે માણસોની હાર ને હાર લાગેલી હતી! તેણે પેલા લોકો ઉપર ગુસ્સે થઇને કહ્યું: "જાઓ અહીંથી મુઆઓ! આ મારૂં ગાજર છે!" એમ કહી તેમને તરછોડવા બાઈએ હાથ હલાવ્યો.

પણ હાથ હલાવતાં વેંત તેના હાથમાંથી પેલું ગાજર છુટી પડ્યું અને સઘળાં માણસો સાથે ભિખારી બાઈ પણ ભોંયે પટકાઈ પડી.

ત્રીજી વાત

## ગુરુ અને શિષ્ય

એકવાર બે છોકરા કોઈ ગુરુ પાસે ગયા અને તેઓએ ગુરુને જ્ઞાન દેવા વીનવ્યા. ગુરુ બોલ્યા: 'ભાઈઓ, જ્ઞાન લેવાને માટે તમે લાયક છો કે નહિ તેની ખાતરી કરવી પડશે. જુઓ, આ બે કબુતર છે. તમે બેઉ એક એક કબુતર લઈ લ્યો અને તમને કોઇ ના દેખે એવી એકાન્ત જગામાં જઈને તેને મારી લાવો.'

ગુરુની આજ્ઞા થતાં જ એક છોકરો ગાંધી મહ્‌ સ્વાલી નીકળ્યો અને લોકોની ઠઠ જામી હતી તેવાં રસ્તા પર પહોંચ્યો. ત્યા ચાલના લોકો તરફ પીઠ ફેરવી તેણે પોતાના માથા પર લુગડાનો કકડો ઓઢી લીધો અને પછી પેલા કબુતરને પકડી તેની ડોક મરડી નાંખી.

હવે મરેલા કબુતરને લઈ તે ગુરુ પાસે આવી કહેવા લાગ્યો, 'ગુરુજી, આપની આજ્ઞા માનીને આપે કહ્યું તે પ્રમાણે કરી લાવ્યો છું.' ગુરુએ પૂછ્યું, 'ભાઇ, તેં જ્યારે આ કબુતરને માર્યું ત્યારે કોઈ તને જોતું તો નહોતું ને?'

'ના ગુરુજી, ત્યાં કોઈપણ નહોતું.'

'ઠીક. હવે તારો સાથી શું કરી લાવે છે તે જોઇએ.'

બીજો છોકરો એક ગાઢા જંગલમાં ગયો અને કબુતરની ડોક મરડી તેને મારી નાખવા તૈયાર થયો. પણ તે વખતે એ ગરીબ પક્ષીની આંખો દયા ઉપજે તેવી બેબાકળી થઈ ગઈ હતી અને પોતાના તરફ જોઈ રહી હતી. છોકરો ગભરાયો. તેને એક આંચકો આવ્યો. હાથ જાણે હાલના બંધ થઈ ગયા. કબુતરને તે મારી નાંખી શક્યો નહિ. તેને વિચાર આવ્યો કે પોતાને કોઇ જુએ નહિ એવું એકાન્ત સ્થાન છે નહિ. કોઈ સ્થળ એવું નથી કે જ્યાં મનુષ્ય તદ્દન એકલું હોય. કોઈ બીજું નહિ તોપણ પોતે પોતાને તો જુએ છે જ.

હવે શું કરવું અને ક્યાં જવું? છોકરાને કાંઈ સમજણ પડી નહિ. એ તો જંગલમાં ફર ને ફર ચાલ્યો. ફરીથી કબુતરની ડોક મરડવાની હિમ્મત કરી. પણ ફરીથી પક્ષીની આંખો ટગરટગર તેના તરફ જોઇ રહી.

છોકરાને થયુ કે ગુરુની આજ્ઞા આકરી છે. એ તો નિરાશ થઇ કબુતરને લઈ પાછો ગુરુ પાસે આવ્યો. આવીને તેણે કબુતરને ગુરુના પગ આગળ મુક્યું અને કીધું, 'ગુરુજી, આ વાત વસમી છે. આવી ખાતરી કરવા કરતાં બીજો કોઇ ઉપાય બતાવો. મને ઈશ્વરનું જ્ઞાન આપો.'

ગુરુએ શિષ્યને છાતી સરસો ચાંપ્યો અને પ્રેમથી કહ્યું.

'વત્સ' જેમ આ ખરાબ કામ કરતાં કબુતરની આંખમાં તને તારા કામનો સાક્ષી દેખાયો તેમ તું જ્યાં હોય તોપણ બીજી લાલચોથી, ખરાબ કામ કરવા તૈયાર થાય ત્યારે ખૂબ યાદ રાખજે કે ઈશ્વર ત્યાં છે અને તે સર્વ કૃત્યોનો સાક્ષી છે. ઈશ્વર બધે છે અને તે બધું જુએ છે.'

'શરદ સાહિત્ય કાર્યાલય'ના પુસ્તક પરથી

## જબ્બર જુવાન

માતનું મિષ્ટ કરી પયપાન
મહા હું જબ્બર થૈશ જુવાન;
તાતનું પામી જય—વરદાન
મહા હું જબ્બર થૈશ જુવાન.

અશ્વપીઠ પર બેસી અક્કડ
આરૂઢો બનું અસવાર,
લગામ પકડી તબડક તબડક
પહોંચું દુનિયા પાર;

ફેરવું ભરત દેશની આણ;
મહા હું જબ્બર થૈશ જુવાન.

આ મુજ દેશ-ધ્વજ ઉપાડી
જઈ ઘર ઘર ઘોળું,
સહુ વચ્ચે ફરકાવી અદ્ધર
સૈનિક થઈ શોભું;

જમાવું ઘોર ઘણું ઘમસાણ:
મહા હું જબ્બર થૈશ જુવાન.

આગળ પાછળ કૂચ કરતો
ભરીશ એક સલામ,
ઝાડ પાન સહુ પશુ પંખી
ને નમશે લોક તમામ;

અને આ અરપું મારા પ્રાણ:
મહા હું જબ્બર થૈશ જુવાન.

માતનું પૂર્ણ કરી પયપાન
મહા હું જબ્બર થૈશ જુવાન;
તાતનું પામી જય—વરદાન
મહા હું જબ્બર થૈશ જુવાન.

દેશળજી પરમાર

# ગિજુભાઈનું પાનું

૧

## આજનો સૂર્યોદય

લાલ ગુલાબી સૂર્ય સાગરમાંથી અર્ધો બહાર આવ્યો હતો, અને અર્ધો સાગરમાં હતો.

પૃથ્વીએ ગુલાબી ઓઢણું ઓઢયું હતું. ઝાડ પાન ગુલાબ છાટયા હતા અને ઘરોનાં નળીઆં લાલ સોનેરી હતા.

ચણવા જતાં ધોળા પંખીઓની પાંખો લાલ ગુલાબી હતી અને કાળાં ભૂરાં પક્ષીઓની પાંખોમાંથી ધૂપછાંય રંગ દેખાતો-હતો.

નવ પરિણીત વરવધુ ગુલાબ છાંટે અથવા રાધાકૃષ્ણ કેસુડા રંગે હોળી ખેલે ત્યારે જેમ દીશાઓ રંગોથી ભરાઇ જાય તેમ દીશાઓમાં ગુલાબી રંગ ઉડી રહ્યો હતો.

આજનો સૂર્યોદય ગુલાબી હતો.

૨

## વસંત–ગ્રીષ્મની સવાર'

આજ કાલની સવારો ખૂશનુમા છે. વસંત ગ્રીષ્મનો તડકો જોતજોતામાં હુંફાળી ગરમી વધારતો જાય છે. પક્ષીઓ આ તડકામાં પોતાનો ખોરાક શોધતાં અહીં તહીં ઉડી રહે છે. ચકલી ચકલો સાથે ચક ચક કરતાં, સેલાની મંડળી લ...લ...લ...લ...કરતી દેવ ચકલી મીઠું ગાન ગાતી થોર ઉપર, વીજળીના તાર ઉપર, ઘરોની વંડીઓ ઉપર, વાળાની વંડીઓ ઉપર મોજમજા કરે છે. ફુલ ચકલી ફુલોમાંથી મધ ચૂસીને પેટ ભરે છે. હોલો તડકો વધે છે, તેમ ખૂશી થઇ, ભેંશ વરસાદમાં ન્હાવાનો આનન્દ લે છે તેમ, તડકામાં ન્હાવાનો આનન્દ લે છે.' કાગડા પડી ગયેલાં પાંદડાં વાળી રૂક્ષ પીપરો ઉપર માળા બાંધે છે. લીંબોળીનો કાર લીંબોળી દ્વારા નવું જીવન ધરે છે. પવન સાથે ધીમે ધીમે આંબે મરવા ઝુલવા લાગ્યા છે. આંબાની કોયલ સવાર બપોર સાંજ વચ્ચે કૂઉ લે છે. કબૂતરો કુણા તડકામાં પાંખ ફફડાવી લાંબી ડોક કરી બબ્બેની જોડીમા ઉડે છે. ત્યારે તડકામાં તેનો ભૂરો જાંબલી રંગ ચળકી ઉઠે છે. કાબરો મંજુલ કીલકીલાટ કરે છે. પોપટના નાના બચ્ચાંઓ ઉડતાં શીખે છે. પરદેશી મેનાઓ કોઇ કોઇ ઠેકાણે દેખાય છે. આજકાલ ગ્રીષ્મ–વસંતના તડકામા આપણી આસપાસ આ કુદરત છે.

૩

## વડલાંની ડાળે

વડલાની ડાળે ઝુલે છે છોકરા
ઝૂલે રમે ને ઝુલો જી રે
આંબાની ડાળે ટૌકે પંખીડાં
ટૌકે કોયલ ને મોરલો જી રે
ગામને ગોદરે ચારે દોરા ને
ચારે લાખો ને સોના જી રે
બાવળની કાંટે વીણે છાણાં ને
વીણે સાખી ને રાણુ જી રે

તળાવને આરે ધોવે ધોબીડા
ધોવે રસજી ને વરી જી રે
નદીને વીરડે ભરે પાણીડાં
ભરે મોઘી ને ગીગી જી રે
ખાખરાની ડાળે તોડે કેસુડાં
તોડે નાની ને નથુ જી રે
વડલાની ડાળે ઝૂલે છે છોકરાં
ઝૂલે રમે ને ઝુલો જી રે

ગિજુભાઈ

# રીંછ અને વરૂ

: નાનકડું નાટક :

પાત્ર : રીંછ અને વરૂ

**અંક ૧**

સ્થળ : ખેતર આગળ થઈને જતો રસ્તો. એક બાજુથી રીંછ અને બીજી બાજુથી વરૂ દાખલ થાય છે.

**રીંછ** (આવીને ઊભા થઈને)

રામરામ ભાઈ, રામરામ. મારા મનમાં એક વિચાર સૂઝ્યો છે; તેમાં કાંઈ મદદ કરનારની ખોળમાં હું હતો.

**વરૂ** (રસ પડ્યો હોય તેમ)

રામરામ, ભાઈ. એવો તે કયો વિચાર છે? મારાથી બનશે તો જરૂર જરૂર મદદ કરીશ.

**રીંછ** (ખેતર તરફ ચીંધીને)

જો. પેલું ખેતર ખેડાઈને વાવવા માટે તૈયાર પડ્યું છે. બોલ, આવતી કાલે સવારે આપણે વાવણી કરશું?

**વરૂ**

હા, કરીએ. શામાટે નહિ? પણ એક શરત. પાકની વહેંચણ મારી મરજી મુજબ કરૂં.

**રીંછ**

વારૂ, વરૂભાઇ. અરધો અરધ ભાગ—પછી કેમ? એમાં કાંઇ ખોટું? 'આવ ભાઇ હરખા ને આપણ બેઉ સરખા.'

**વરૂ**

બસ્સબસ, બરોબર છે. અરધમાં હું ને અરધમાં તું. ચાલ, આજથી તારો ભાગીદાર થવા કબુલ છું. આ મારો કોલ. (પંજાથી તાલ દે છે)

**રીંછ** (ઠાવકાઇથી)

પણ ભાઈ, તું જાણે છે ખરો કે મોલનાં મૂળ હોય છે તે તો બધાં કીડીઓના માળાની ક્યાંય નીચે ને નીચે ગયાં હોય છે!

**વરૂ** (ભોળપણમાં)

હા, સાંભળ્યું છે ખરૂં. બી નાનાં ને મૂળ આટલાં લાંબાં, એ ય નવી નવાઇ છે ને!

**રીંછ**

તો પછી તારા ભાગમાં ભોંય અંદરનાં મૂળ અને વધુમાં ભોંય ઉપરના સાંઠા આપું તો—

**વરૂ** (હાથનો પંજો ધરીને)

કબુલ ભાઈ, કબુલ. એમ જ.

**રીંછ** (હાથમાં હાથ મિલાવી)

ત્યારે હવે કબુલ. મારે ફક્ત ડૂંડીઓ લેવી; —જોકે આમાં મને ભારે ખોટ જશે એમ લાગે છે.

પડદો

**અંક ૨**

એ જ સ્થળ. રીંછ ડૂંડીઓના ઢગલા આગળ અને વરૂ સાંઠાઓના ઢગલા આગળ.

**વરૂ** (નરમાશથી)

રીંછભાઇ, મને છેતરાવો તો નથી બનાવ્યો ને તારે? તો પછી મારે અનાથાશ્રમનો રસ્તો લેવો પડશે હો.

**રીંછ** (નવાઈ પામીને)

એવી તને શંકા થઇ કેવી રીતે? ભાગ તો તેં કીધા ને કબુલ્યા તે મુજબ પાડ્યા છે.

**વરૂ** (રીસમાં)

મૂળિયાંને શું કરે? અને સાંઠા બાળવાને કામ આવે—કાંઇ વેચાય ખરા?

**રીંછ**

વારૂ, ભાઇ. પોર આપણે ભાગ બદલાવી લઇશું. પછી છે કાંઈ? તારે જોઇએ તે ભાગ તારો.

**વરૂ**

તો તો હું હવે આ કચરા જેવાં મૂળિયાં ને સાંઠા ને એવું તેવું કાંઈ જ લેવાનો નથી.

[બંને સામસામી દિશાઓમાં ચાલ્યા જાય છે.]

પડદો

## અંક ૩

એ જ સ્થળ. સમય, પ્રથમ મેળાપ થયા પછી બરાબર એક વરસને આંતરે. એક બાજુથી રીંછ અને બીજી બાજુથી વરૂ દાખલ થાય છે.

**રીંછ** (મિત્રભાવે)

રામરામ વરૂભાઈ; બરોબર એક વરસે મળ્યા આપણે. ચાલો હવે ખેતરમાં શું વાવવું તેની વાત કરી લઈએ.

**વરૂ**

રામરામ રીંછભાઈ. હા, આપણે ભાગનું નક્કી કરી લઈએ.

**રીંછ**

ગયે વરસે—હું ભુલતો ન હોઉં તો—તારૂં મન ભોંય ઉપરનો ભાગ લેવાનું હતું.

**વરૂ**

બરોબર. અને જો મને ભોંય ઉપરનો ભાગ દેતો હો તો અત્યારીએ તૈયાર છું.

**રીંછ** (રાંઆઈમાં)

કબુલ, વરૂભાઈ. પણ આપણે આ વરસ બટાટાં વાવીએ હો. એમાં ખોટ તો મુદ્દલ જવાની નહિ—અને પૈસાનો ટગલો.

**વરૂ**

બસ બસ, એ જ. મને કબુલ છે. આપણે બટેટાંનો પાક જ વાવીએ અને વેચીએ.

**રીંછ**

બહુ સારૂં, વરૂભાઈ. ત્યારે આવતી કાલ સવારે આપણે બટાટાંની વાવણી શરૂ કરી દઈએ.

[આ સોદાના હરખમાં બેઉ હાથ મિલાવીને સામસામી દિશામાં ચાલ્યા જાય છે.]

પડદો

## અંક ૪

એ જ સ્થળ. ચાર માસ પછી. રીંછ બટાટાના ઢગ આગળ અને વરૂ સુકેલા છોડવાના ઢગ આગળ.

**રીંછ** (ખુશમિજાજમાં)

કેમ ભાઈ? આમ કેમ ઉદાસી જેવા છો? કાંઈ તબિયત ઠીક નથી કે તમારા ભાગનો પાક બરોબર નથી?

**વરૂ** (દિલગીર થઈ)

ભાઈ, તને ખબર તો છે કે પાક તો અફલાતુન થયો છે. પણ જેટલો પાક થયો તેટલો અધોય તું પડાવી ગયો.

**રીંછ**

બાપ, મેં શું વધુ લીધું છે? આપણે સોદો કર્યો અને શરત થઇ તે મુજબ મેં લીધું છે—જરાકે વધુ નહિ—જરાકે ઓછું નહિ—ખાસ બરોબર.

**વરૂ** (મેશ જેવા ચહેરે)

આ સાંઠીઓ, તો પેલા સાંઠાથીય નપાટ છે. એટલે હવે આવતી કાલે સવારે હું તો અનાથાશ્રમનો રસ્તો માપીશ.

**રીંછ**

અરરર, વરૂભાઈ. એમ થાય કાંઈ? તમારી જોડે હું વ્યાજબી રીતે જ વરતીશ.

**વરૂ** (જરા આશામાં આવીને)

શું શું, રીંછબાપ? આ પડખે પડ્યો છે તે બટાટાનો ઢગ વહેંચશો આપણી વચ્ચે?

**રીંછ**

ખરે જ, બંધુ. લે આ અરધો ભાગ હું રાજીખુશીથી આપી દઉં છું. હવે તો તું મારી નજર હેઠળ રહીશ ને?

**વરૂ** (આભારના ભારથી દબાતો હોય તેમ)

રીંછભાઈ, એટલી તારી ભલાઈ; નહિ તો મારા જેવા મૂરખને આવડી મોટી ઉદારતા કોણ દેખાડે?

# ઘરદીવડી

[ લેખકઃયશવંત પંડ્યા ]

| નામ | ઓળખ | વય |
|---|---|---|
| કુલિન | } બે દોસ્તો | ૧૨ |
| મંજુલ | | ૧૩ |
| આશા | કુલિનની બહેન | ૧૪ |
| જયન્તિકા | આશાની બહેનપણી | ૧૩ |
| લોકનાથ | કુલિનનો નોકર | ૧૧ |

## ચિત્ર પહેલું

[ વચ્ચે નાનું ટેબલ અને સામસામી બે ખુરશીઓ રાખી, કુલિન અને મંજુલ પાનાં રમતા હોય છે. બાજી પૂરી થતાં બન્ને પોતપોતાના હાથ ગણવા માંડે છે. ]

કુલિન (પાનાં ફેંકી દઈ)

જા; નથી રમવું. દર વખતે તું જીતી જાય એ કેમ ફાવે ?

મંજુલ (મલકાતો)

જીતવું એ કાંઈ રમતવાત છે ? જેને આવડે એ જીતે. ને ન આવડે એ ટીંચ્યા કરે.

કુલિન

મારે એવું નથી ટીંચવું. (હાથ ઘસી) આંગળાં દુખવા આવ્યાં!

મંજુલ (પાનાં એકઠાં કરી)

તો ચાલ; હું જરા જાદુ કરી દેખાડું. એ તો ગમશે ને ?

કુલિન

હા. એ ઠીક કર્યું.

[ જાણે મોટો જાદુગર હોય એમ મંજુલ થોડી વાર ઝડપથી અને થોડી વાર ધીમેથી પાનાં ચીપે છે. કુલિન એના ખેલ જોવા આતુર બન્યો છે.

એટલામાં આશા આવે છે.]

આશા

ભાઈ, ન્હાયો કે ?

કુલિન (પાનાં તરફ જોતો)

ના. આજે તો રવિવાર છે.

આશા

પણ...

કુલિન (માથું ધુણાવી)

ના. મને અત્યારે ન બોલાવ. હું કામમાં છું.

આશા

જો; મંજુલ તો ન્હાઈને આવ્યો છે. એના વાળ કેવા મઝાના હોળેલા છે ? અને તારા જો.

કુલિન

હેં, મંજુલ ! અત્યારમાં પરવારી લીધું ? (ભીંત પરની ઘડિયાળમાં જોઈ) હજુ તો સાડા આઠ નથી થયા.

મંજુલ

કોણ કહે છે કે હું ન્હાયો છું ? એ તો અહિં આવવું હતું એટલે સહેજ માથું પલાળી લીધું.

[ આશા આશ્ચર્ય અને ચૂપ બને છે. પણ ફરી વાર પછી]

આશા

ચાલ, ભાઈ. પછી પાણી ઠરી જશે.

કુલિન

ભલે. પણ થોડાક જાદુ જોવા દે. મંજુલ બાદશાહની રાણી બનાવી દે છે ! રાણીનો વળી ગુલામ.

[ આશાના માન્યામાં એ નથી આવતું. પણ કંઈ બોલતી નથી. ]

મંજુલ (હસતો)

એટલું બધું તો નહિ. (પાનાં ટેબલપર મૂકી) બહુ બહુ તો પંજાનો સત્તો થાય.

[ આશા ઝડપથી હાથમાં લઈ લે છે. ]

**આશા**

મંજુલ, ફરી દેખાડ જોઉં. લે આ લાલનો પંજો. બનાવ સત્તો.

[ મંજુલ મુંઝાય છે. ]

**કુલિન** (શ્રદ્ધાથી)

એમાં શું ? મંજુલ, બાદશાહનો ગુલામ બનાવજે ને પંજાનો સત્તો નથી બનતો ?

**મંજુલ** (પંજો પકડી)

પછી વાત. એક વાર ન્હાઇ લે.

**આશા** ( હસી જઇ )

કુલિન, એ તો તને બનાવતો હશે ! (લહેરથી) બધાં પાનાં મારા હાથમાં હોય પછી બિચારાથી શું થાય ! નકામો તારી કને બડાઇ મારતો હતો.

**મંજુલ** (ગરમ થઈ)

ત્યારે હું તે કાંઈ ભગવાન છું કે ફૂંક મારીને પત્તું ફેરવી નાંખું ? મફત ખેલ કરી દેખાડું છું એનું તો કાંઇ નહિં ને વળી ખોટું આળ ચડાવો છો ?

[મંજુલ રીસાયા જેવું કરે છે. એટલે કુલિન આશા ઉપર ચીડાય છે.]

**કુલિન**

આશા, અહિંથી ચાલી જા. મારે ન્હાવું હશે ત્યારે ન્હાઇશ. નહિં ન્હાવું હોય તો નહિં ન્હાઉં. એમાં તારૂં શું જાય છે ? ક્યારની કચકચ શું કરે છે ?

**આશા** (ગરીબાઈથી)

પણ ભાઇ, બાને ગુજરી ગયા આજે આખું વરસ થયું એ તું નથી જાણતો ?

**કુલિન**

હા; તે એનું છે શું ?

**આશા** (ઝમી દેખાડી)

તે આજે ન્હાઇધોઇને તું એને પગે લાગ અને એના આશીર્વાદ માગ.

**કુલિન**

શું કામ ?

**આશા**

કે જેથી તને સુખ મળે અને આપણું કલ્યાણ થાય.

**કુલિન**

એવું વળી કોઈ દિ બનતું હશે ? મારે ન્હાવુંયે નથી, ધોવુંયે નથી, પગે લાગવુંયે નથી. એ વગર પણ હું સુખી છું.

**આશા** (આંસુ આવતાં)

કુલિન, ભૂલી ગયો કે બા ગઈ ત્યારે તને કેટલું સૂનું લાગતું હતું ? એક દિવસમાં તું એને લાખવાર સંભારતો: સંભારતો અને રડતો !

**કુલિન** (બેદરકારીથી)

પણ ત્યારે તો હું નાનું છોકરૂં હતો ને ?

[આશાથી વધુ બોલાતું નથી. મુંગી મુંગી એ આંસુ લૂછે છે.

ફરી આંખે મંજુલ બધું જોતો હોય છે.]

**કુલિન**

મંજુલ, ભૂત જેવા ડોળા શું કાઢે છે ! મારે તો તારા જાદુના ખેલ જોવા છે.

[લોકનાથ આવે છે.]

**લોકનાથ**

બેન, તમને જંતિબેન બોલાવે સ.

[ આશા જાય છે. ]

**કુલિન**

અલ્યા નાથિયા, બ્હેનને કહે કે અમારા માટે ચા ને ચવાણું મોકલે.

**લોકનાથ**

જી, શાબ.

[ લોકનાથ જાય છે ]

**કુલિન**

કેમ દોસ્ત, ગમ્મત પડે છે ને ? બોલ તો ખરો.

**મંજુલ** ( ગંભીર બની )

કુલિન, આશાને રોવરાવી શું કામ ?

**કુલિન**

ઉંહ. છોકરીઓ તો વાત વાતમાં રૂએ. એમને બીજું આવડે છે શું ?

**મંજુલ**

અરે ! એમ તે કાંઇ કહેવાય ?

**કુલિન**

એમ જ. કોઇ છોકરો રડે તો તેને પણ સૌ છોકરી નથી કહેતા ?

**મંજુલ**

મેં તો નથી સાંભળ્યું.

**કુલિન** ( રોફથી )

એક વાર રડ એટલે હું જ તને મંજુલા કહું.

[ હાથમાં પોટકી લઈ લોકનાથ આવે છે. ]

**લોકનાથ**

લો શાબ. કોક સપેતરૂં આપી જયું. કહેતું'તું કે

મંજુલ

ખરું છે.

કુલિન

અને વળી કેવી ખોટી ખાંડ ખાય ! બળેવ આવી કે બે પૈસાની રાખડી બાંધીને રૂપિયો પડાવે ! તોય પાછું ગણાવે એમ કે બહેન ભાઈનું રક્ષાબંધન કરે છે ! છેક જ જૂઠું. આવું બોલતાં હું તો શરમાઈ મરું.

મંજુલ

હા; ભાઈ.

કુલિન

ઉપરાંત નવું વરસ બેઠું—ન બેઠું ત્યાં ભાઈબીજ બેઠી જ હોય ! એટલે વળી રૂપિયા—બે રૂપિયાની ઉડે !

મંજુલ (આશ્ચર્ય દેખાડી)

એમ ! એવું ખરું ? સારું છે ને કે મારી બેન હજુ આવું શીખી જ નથી ?

[ લોકનાથ દોડતો દાખલ થાય છે ]

લોકનાથ

ભાઈ, ભાઈ, બહાર તો આવો. પેલો દાદીવાળો ડુગડુગી વગાડે છે, સરપ નચાવે છે, મંતર મારે છે, જાદુ દેખાડે છે !

મંજુલ (વહેમાઈ)

સાચું કે !

કુલિન

જઈને જોઈએ. તારા ખેલ તો પછી પણ જોશું.

મંજુલ (ઓહમ)

વ્યાજબી, વ્યાજબી.

[છોકરાંઓની તાળીઓનો અવાજ આવતાં કુલિન, મંજુલ અને લોકનાથ એ બાજુ દોડી જાય છે.]

## ચિત્ર બીજું

[ આજે બેસતું વર્ષ છે. માની છબી સામે તાકીને કુલિન બેઠો છે. સવારના પહોરમાં કચેરીનો કોઈ મરકુન બાપુને હાર આપી ગયો હશે તે પાસેના ટેબલપર પડ્યો છે. ]

કુલિન (નિશ્વાસ નાંખી)

મા ! ઓ મા !

[ હાથમાં હાર લઈ કુલિન છબી કને જાય છે. હાર પહેરાવી પ્રણામ કરે છે. એટલામાં મંજુલ આવે છે. ]

મંજુલ

કુલિન, શું કરે છે ? સપરમે દહાડે હજુ ન્હાયો પણ નથી ? કપડાંય કેવાં મેલાં છે ? તારા કરતાં સારાં તો મેં પહેર્યાં છે '

ફટાકડાની તડાફડી કરી હતી કે ?

કુલિન ( નિરાશાથી )

નામની. આશા વિના એકલાં ગમ્મત ન આવી.

મંજુલ

કુલિન, તું તદ્દન રોનક કેમ લાગે છે ? તને થયું છે શું ? આજે આમ કરીશ તો આખું વરસ આવું કરવું પડશે !

કુલિન ( ગળગળો )

મંજુલ, આજે મને મારી માની ખોટ સાલે છે ! આશા અહિં હોત તો તેની મારી માસ્તર. એને ખોટું લાગે એવું મેં કેટલું બધું કર્યું છે !

હા, બહેન.

[ ખેલતો, કૂદતો લોકનાથ આવે છે. ]

**લોકનાથ**

ભઈ, તમારો કાગળ આયો સે.

**કુલિન** (શંકા સાથે)

મારો ?—કાગળ ?

**લોકનાથ** (શ્રદ્ધાથી)

તમારો, તમારો, ભઈ.

[ કુલિન હાથમાં કાગળ લે છે. મંજુલ અને જયન્તિકા પણ તેમાં જોવા લાગે છે. ]

**મંજુલ** (ગંભીર થઈ)

કોઈ છોકરીએ લખ્યો લાગે છે !

**જયન્તિકા** (ઉલ્લાસમાં ઉછળી)

અરે ! આ તો મારી આશાના અક્ષર !

**કુલિન** (કાગળ ફેરવી સહી દેખી)

હા. (વધુ ન વંચાતાં) જયન્તિકા, વાંચી સંભળાવ. મારી ભૂલો એ ભૂલી ગઈ છે કે ?

**જયન્તિકા** (ધીરે ધીરે)

ચિ. કુલિનભાઈ,

આજે નવું વરસ બેસે છે. પૂ. બાપુજીને અને બાની છબીને તમારા અને મારા વતી પગે લાગજો: જેથી આખું વરસ સુખમાં જશે. તમે તો ત્યાં મસ્તી અને મજા ઉડાવતા હશો. એટલે હું નહિ સાંભરતી હોઉં. પણ મને તમે દરરોજ હૈયે આવો છો.

અહિં આવ્યા બાદ મને બહુ અણગમો રહેતો અને જરીકે ગોઠતું નહોતું. તાવ ચડેલો તે હજુ ઉતરતો નથી. ઉતરશે એટલે જણાવીશ. તો તેની ચિંતા ન કરશો અને તમારું શરીર સાચવશો.

તમારો પત્ર આવ્યે મને મળ્યા જેટલો આનંદ થશે. તો આ ગરીબ બહેન ઉપર સુખસમાચારની બે લીટી જરૂર લખશો.

લિ. આશાના આશિષ.

**મંજુલ**

વાહ ! આવી બહેન બધાને હજો.

**જયન્તિકા**

હંઅ; કુલિન ! ભાઈ ! હું નહોતી કહેતી કે આશા જેવી બહેન કોઈક ભાગ્યશાળી ભાઈને જ હોય છે !

**કુલિન** (નીચી નજરે)

સાચું, જયન્તિકા ! સઘળું સાચું.

[ કુલિનની આંખમાંથી દડદડ આંસુ ચાલ્યાં જાય છે. મંજુલ, જયન્તિકા અને લોકનાથ દયાભાવે એને દેખ્યા કરે છે. ]

**શબ્દગમ્મત**

ઝોકાં ન ખાશો–કદિ ભૂખ લાગે,
આંસુ ન પાડો–કદિ દુઃખ લાગે;
ફાંકાં ન મારો કદિ–પાપ લાગે,
હાંહાં કરો ના કદિ–નિંદ લાગે.

દે. પ.

## ગોપીગીત

હળવે હળવે હળવે હરજી, મારે મંદિર આવ્યા રે;
મોટે મોટે મોટે મેં તો મોતીડે વધાવ્યા રે.

કીધું કીધું કીધું મુજને કાંઇક કામણ કીધું રે;
લીધું લીધું લીધું મારું ચિતડું ચોરી લીધું રે.

જાગી જાગી જાગી હું તો હરિ મુખ જોતા જાગી રે;
ભાગી ભાગી ભાગી મારા ભવની ભાવટ ભાગી રે.

ફૂલી ફૂલી ફૂલી હું તો હરિ મુખ જોઇને ફૂલી રે;
ભૂલી ભૂલી ભૂલી મારા ઘરનો ધંધો ભૂલી રે.

પામી પામી પામી હું તો મહા પદવીને પામી રે;
મળિયો મળિયો મળિયો મેહેતા નરસૈંયાચો સ્વામી રે;

**નરસિંહ મહેતા**

'આપણે તો ઘડી ન ગુમાવતાં
આપણી કુટરની પ્રજા બરાબર કેળવાય
અને આખા દેશમાં એક પણ ગામ
નિશાળ વગરનું રહે નહિ એવો ટેક
રાખવો જોઇએ.'

(સૌ. તનુમતી)

# “ અંતરણચિહ્નોમાં ”

૧

## ગાંડી ગુજરાત

યુગનું વિચારબળ પારખે અને બ્રહ્મજીવન જેવી ઝીણી નજરે સમાજરચના નિરખી ભવિષ્ય સંભાળે એવા જે થોડા—આંગળીને વેઢે ગણાય તેટલા—ગુજરાતી સાક્ષરો છે તેમાં શ્રી. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરનું સ્થાન ઠીક આગળપડતું છે. એમણે આજથી તેર વર્ષ પહેલાં એટલે ઇ. સ. ૧૯૧૬ ના ‘નવજીવન અને સત્ય’ નામે માસિકના અક્ટોબર અંકમાં ‘ગાંડી ગુજરાત’ નો એક લેખ છપાવ્યો હતો. એ કાળે એ વિષયની ચર્ચા અને ટીકા ચાલેલી, પરંતુ એમાં લેખકનું જે આર્યદર્શન છે તે હજુય વિચારણીય માલુમ પડે છે. જો કે ત્યારપછી ગાંધીજીના મહાપ્રાણે આપણા રાજકારણને અને સમાજને જબ્બર પલટો આપ્યો છે તેમ જ નવાં યુગબળો છોડ્યા છે.

છતાં ‘ગાંડી ગુજરાત’ ના કર્તાની વ્યવહારુ આદર્શ દૃષ્ટિ અને દેશનું ભાવિ દર્શન ફરીવાર સંક્ષેપમા રજુ કરવા જેવા લાગે છે.

હિંદની બીજી પ્રજાઓ કરતા પ્રગતિ કરવે ગુજરાત પાછળ છે એમ કહી લેખક બંગાળી મહાત્માઓ અને મહારાષ્ટ્રી નેતામંડળોની વાત શરુ કરે છે.

ઉચ્ચા ભુસક ભાવ અને નિર્મળ તલસ્પર્શી બુદ્ધિપ્રભાવવાળા બંગાળી મહાત્માઓએ જે ઉન્નત ભાવનાવિતાન પ્રસાર્યું છે અને જે ઓજસ્વી વિચારબીજને બહોળે હાથે વાવ્યાં છે, તેને લીધે હિંદની વર્તમાન સમયની પ્રગતિના ખરા સ્રષ્ટાઓ અને નેતાઓ એ જ મહાત્માઓ છે એમ આખા હિંદમાં જેમ જેમ કેળવણી પ્રસરે છે અને દેશહિતના વિચાર ખીલવા આવે છે તેમ તેમ એકમતિ ફેલાતી જાય છે. અને આ સંક્રાતિકાળમાં કેવી સંસ્થાઓ અને કેવા આચારપ્રવાહો પ્રાચીનમાંથી નવીનની ત્રુટિહીન ઉત્પત્તિને માટે સળગ ઉપયોગી નીવડશે એ વિષે દક્ષિણના આગ્રહી આત્મભોગી અને વ્યવહારુ સહકારિતામાં કુશળ નેતામંડળોના પ્રયોગો આખા હિંદનું ધ્યાન વધારે વધારે ખેંચતા જાય છે.

‘ગુજરાતમા કેળવાયલો અને દેશહિતને માટે ઉદાર લાગણીવાળો વર્ગ છેક નથી એમ તો નથી;’ ગુજરાતમાં સેવાનાં સાધનો છે; ગુજરાતે સંસ્થાઓ નીપજાવેલ છે: પણ ગુજરાતને પોતાનાં ‘શક્તિશાલી આત્મભોગી આગ્રહી નરરત્નો’ ને પીઠબળ આપવાનું બળ નથી’ એમ લેખક જણાવે છે. વળી એ પીઠબળનો અભાવ લેખક પ્રાન્તપ્રાન્તના અને જ્ઞાતિજ્ઞાતિના ભેદભાવમાં તેમ જ કાર્યની અસ્થિર વૃત્તિમાં જુએ છે. ગુજરાતને પોતાનું પાટનગર નથી એમ કહી લેખક મુંબાઈ અને પૂણા ઘણાં કારણસર પાટનગર થવાને અયોગ્ય છે એમ જાહેર કરે છે અને અમદાવાદ જ સૌથી વધારે યોગ્ય છે એ મુદ્દાને આગળ લાવે છે. ત્યાર પછી પશ્ચિમનાં બળોની સારીમાઠી અસર અને પૂર્વની હિંદુ સંસ્કૃતિ બાબત લખે છે.

આપણે પાટનગર નથી; આપણે ત્યાં પ્રજાપણાના સજ્જ ભાવનું ઐક્ય નથી; હિંદુ સંસ્કૃતિનું જ્ઞાન તેના ગૌરવનું ભાન અને તેમાં શ્રદ્ધા તથા તેના ટેકની ઊર્મિઓ આપણામાં નથી. આપણા મુસલમાન પારસી આદિ ગુજરાતીઓમાં આ છેલ્લું બળ ન હોય એ તો કુદરતી છે, પરંતુ ગુજરાતની નિર્બલતાનું ખરું ઊંડામાં ઊંડું કારણ એ છે કે એ બળ આપણા હિંદુ ગુજરાતીઓના પણ મોટા ભાગમાં નથી. અને ગુજરાતી પ્રજામાં જે કંઇ સંસ્થાઓ કે કૃતિપ્રવાહો ઉત્સાહી દેશપ્રેમીઓ આરંભે છે તે વરસો બીજાઓ જોઇતા પ્રમાણમાં આકર્ષાતા નથી, અને મૂળ આદરનારના ઉત્સાહ પણ પીઠબળ વગર અને વધતી જતી સ્નેહ વગર મોળા પડી જાય છે. દેશમાં જે કંઇ હીર છે તે મોટે ભાગે બીજી દિશાઓમાં ઉડે છે. કેટલાક પાશ્ચાત્ય સંસ્કૃતિના જ પોપટ બની રહે છે કિશોરવયથી માંડીને જુવાનીનો મોટો કાળ તેઓ કર્મણા, વાચા અને મનસા સાહેબશાઈ બનવાની મહત્વાકાંક્ષાને સમર્પે છે. આ પણ જરૂરનું છે; પરિણામે હિતકારક છે. હિંદુથી સાહેબશાઇ નહીં જ બનાય એ સત્ય આપણાં ફરજંદોમાંથી સારામાં સારાં સેંકડો અને હજારોને અનેકાનેક દુઃખે પાપે અનુભવસિદ્ધ થાય નહીં ત્યાં સુધી આખો દેશ- એ સત્યને કરબદરવત્ જાણી શકે નહીં, અને નવી નવી પીઢીઓ એ ભ્રામક માર્ગ તરફ વળતી આરંભથી જ અટકે નહીં. વળી આપણે હિંદુ રહીને પાશ્ચાત્ય સંસ્કૃતિમાંથી ઘણા હિતકારક અંશો મેળવવાના છે, એ મહાકાર્યમાં આ જાણેઅજાણ્યે હિંદુ મટીને પાશ્ચાત્ય સંસ્કૃતિને વળગનારાઓના પ્રયોગો, પ્રચારો અને અનુભવો ઘણી ઘણી રીતે ઉપયોગી છે.

આપણા ઉત્તમ માણસોમાંથી કેટલાકની હકીકત આવી છે તો બીજા કેટલાક હિંદની સાર્વભૌમ પ્રવૃત્તિઓ અને સંસ્થાઓ તરફ દોડે છે. આપણું ગુજરાતીપણું આપણને વારસામાં મળેલું છે અને પ્રાણ સાથે પ્રકૃતિ તેમ બુદ્ધિ હૃદય અને કલ્પનાના તંતુ યે તંતુમાં ઓતપ્રોત છે, એ તેઓ ભુલી જાય છે. આપણું ગુજરાતીપણું જાણે વસ્ત્ર જેવું જ કંઇ હોય એમ તેને તેઓ અળગું કરવા માગે છે, અને ભારતવાસી સમસ્તના સાર્વભૌમ પ્રજાપણાની એકસ્વભાવના પણ જાણે એક બીજું વસ્ત્ર હોય તેમ તેને પહેરી લેવા અને પોતાનું કરવા તેઓ મથે છે.

આગળ ચાલીને લેખક સાર્વભૌમ હિંદી પ્રવૃત્તિઓનો અને પ્રાન્તિય વિભાગી પ્રવૃત્તિઓનો વિવેક કરી બનેને વિરોધી નહિ પણ પરસ્પર એકમેળવાળી સિદ્ધ કરે છે.

• સાર્વભૌમ હિંદી પ્રવૃત્તિઓ અને સંસ્થાઓને જીવન અને શક્તિનો જેટલો ભાગ અપાય તેટલો જ ઉન્નતિસાધક અને જેટલો ન અપાય તેટલો તેઓને બાધક લાગે છે. પ્રાંતિક એકદેશી પ્રવૃત્તિઓ અને સંસ્થાઓ તેઓને ઉપાડવા જેવી અને ઉત્તેજવા જેવી નથી લાગતી—અરે તોડવા જેવી જ લાગે છે. આવા વલણના દેશભક્તો હિંદના બીજા ભાગોમાં નથી એમ નથી; પણ આપણે ત્યાં એમનું પ્રમાણ ઘણું વધારે છે. હિંદના કોઈ પણ ભાગમાં જ્યાંસુધી દેશભક્તિ, શક્તિ અને સ્વાર્થત્યાગનો સરવાળો ઓછો હોય ત્યાંસુધી તે ભાગના દેશભક્તોએ આમ સાર્વભૌમ અગર અન્ય પ્રાંતિય-પ્રવૃત્તિઓ તરફ આકર્ષાવું કુદરતી છે અને ઉન્નતિસાધક છે એ કબુલ કરું છું. પરંતુ હજી પણ શું આપણી એ સ્થિતિ છે? વળી સાર્વભૌમ તે બધું યે ઉત્તમ અને કોઇ પણ એક ખંડ કે ભાગને લગતી જે જે વિભાગી (પ્રોવિન્શિયલ-સેક્શનલ) પ્રવૃત્તિ તે વિભાગી માટે જ ત્યાજ્ય, એ સૂત્ર આપણા ભારત જેવા વિસ્તીર્ણ 'ખંડ'ને લગાડવું એ તો અંધાપો છે. ઇંગ્લાંડ, સ્કોટલાંડ, આયર્લાંડ અને વેલ્સ ચારે મળીને આપણી ભારત માતાની એક કૂખ પણ ન ભરાય અને એ ચારનું ઐક્ય પણ વિવિધરંગી અને બહુસૂત્રી ઘટનાવાળું ઐક્ય છે. તો આપણી ઉત્તરદક્ષિણમાં કેલાસથી સિંહલ સુધી અને પૂર્વ પશ્ચિમમાં યવદ્વીપથી કંદહાર અને ગાંધાર સુધી વિસ્તરતી હિંદ દેશનું ઐક્ય એવી અનેકપણું બહુરંગી વિવિધસૂત્રી કેમ ન હોય? સ્વરાજ્ય અને ઐક્યના માત્ર ઠાલા ખયાલી બાગમાં કંઈ પણ વાસ્તવિક માલ ભરવાનો જે કોઇએ લેશ પણ પ્રયત્ન કર્યો છે તે, સર્વના જોવામાં આવ્યું છે કે પ્રાંત પ્રાંતની શક્તિ અને ઉન્નતિની ખીલવટ ઉપર જ અને તેની સાથે સાથે જ આખા હિંદની ખીલવટ સંભવિત છે.

અને એક સત્ય સારવે છે:–

દરેક સાર્વભૌમ જણાતી પ્રવૃત્તિ ખરી રીતે સાર્વભૌમ હોતી નથી તેમ દરેક વિભાગી પ્રવૃત્તિ માત્ર 'વિભાગી' ઉપયોગિતાની નથી. એ પણ તે તે પ્રવૃત્તિનું વાસ્તવિક સ્વરૂપ લક્ષમાં લઇને વિવેક કરવાનો છે.

તેમજ,

પ્રાંતિક સંસ્થાઓ પ્રાંતિકની સાથે સાથે સાર્વભૌમ હિત પણ સાધે છે; પ્રાંતોનું હિત તે પણ ખરું સાર્વભૌમ હિત છે, સાર્વભૌમ હિત તે પ્રાંત પ્રાંતના હિતોનો–સાર્વભૌમ બલ તે પ્રાંત પ્રાંતના બલોનો–સમુચ્ચય જ છે. કોઇ પણ પ્રાંત પ્રમાણમાં પાછળ કે નિર્બલ રહે એટલી સાર્વભૌમ પ્રગતિમાં યે ખામી આવે જ છે.

શ્રીઓકળવાણીની સંસ્થાઓ વિષે લેખક જાણે ભવિષ્ય કથના હોય તેમ આજે સિદ્ધ થતું સત્ય કથે છે અને છેવટ સ્વ. અંબાલાલના કેળવણી વિષયક સંગીન સિદ્ધાન્તો નોંધે છે.

સ્વતંત્ર અને બલવાન સ્ત્રીશારદાપીઠો પોતપોતાના પ્રાંતમાં પોતાના ખાસ ક્ષેત્રમાં જે સેવા બજાવશે તેની અસર આખી વસતીના ગૃહસંસારમાં તેમ જીવનના ધાર્મિક આર્થિક કલાસમ્બન્ધી રાજકીય આદિ સર્વ પાસાઓમાં કેટલી મોટી થશે એ સહુ કોઇના ધ્યાનમાં આવવા લાગ્યું છે એટલે એ બાબત સૂચન માત્રથી પતાવી મુકું છું. પણ સ્ત્રીશારદાપીઠોથી પુરુષ કેળવણી ઉપર અને આપણી માતૃભાષાઓના વાઙ્મયની ખીલવટ ઉપર જે પરોક્ષ અસર થશે તે પણ કેટલી મોટી થવા સંભવ છે એ બાબત હજી કોઈના ધ્યાનમાં આવેલી જણાતી નથી. સ્વ. અંબાલાલ આપણા દેશની અધોગતિના સંબંધમાં કહેતા કે જ્ઞાનની આપલે અને ખીલવટમાં પણ આપણી હાલની સ્થિતિ માત્ર નદ્દાની-નદ્દાની દુકાનદારી અને ગાંધીવટાની રહી છે. વેપારનો આધાર ખપત ઉપર છે; સાર્વજનિક કેળવણી વગર વિચાર અને વાઙ્મયની ખપત અત્યંત સંકુચિત જ રહેવાની અને શાળા પાઠશાળાઓ આદિને લીધે જે થોડી ઘણી ખપત છે તે ઉપર પણ સરકારના ત્રાપવા છે. હિંદની ભાષાઓનું ખેડાણ અને તેમાંના આપણા વાઙ્મયની અભિવૃદ્ધિ આમ અશક્યવત્ થઈ ગયું છે. એ પરિસ્થિતિ સુધારવાને માટે એમણે નીચેના ૬ સિદ્ધાંતો બાંધેલા હતાઃ—

(૧) કેળવણી ખાતાની ગ્રાંટ વધવી જોઇએ;

(૨) નીચેથી ઠેઠ ઉંચે સુધી સર્વ કોટિના શિક્ષણનો પ્રચાર વધારવો જ જોઈએ.

(૩) પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત થવું જોઇએ, અને બીજું બધુ શિક્ષણ બનતાં સુધી સસ્તુ થવું જોઇએ.

(૪) માતૃભાષા દ્વારા અપાતા શિક્ષણનો પ્રદેશ નિરંતર વધાર્યો જવો જોઇએ, અને ઉંચામાં ઉંચું શિક્ષણ પણ માતૃભાષા દ્વારા મળી શકે એમ થવું જોઇએ.

(૫) સંપૂર્ણ શિક્ષણ, સંગીન વિચાર, દૃઢ ચારિત્ર, અને શક્તિઓનો પરિપૂર્ણ વિકાસ માતૃભાષા દ્વારા જ શક્ય છે અને સમય આદિના વ્યયનું જે મૂલ્ય તેને માટે આપવાનું છે તે ધ્યાનમાં લઈશું તો સ્પષ્ટ જણાશે કે માતૃભાષા દ્વારા જ એ વિકાસ સસ્તો પડે છે; અને

(૬) બધું જ શિક્ષણ માતૃભાષા દ્વારા એ પ્રજાપણાના વિકાસનું અને ખરા સ્વરાજ્યનું આવશ્યક અંગ છે.

શ્રીશારદાપીઠ માતૃભાષાઓ દ્વારા કેવી પ્રગતિ કરશે તેને સારુ લેખક એક સરખામણી મુકે છે કે 'વાઙ્મય સૃષ્ટિ અને ઉદ્‌ભિજ્જ સૃષ્ટિ વચ્ચે ઘણી સમાનતા છે. વનસ્પતિને મૂળ ચોંટવાને માટે અને ધરતીમાંથી કંઇક પોષણ મેળવવાને માટે જરા જેટલી ભોંય જ બસ છે. ઉષ્મા, પવન અને બાકીનું બધું પોષણ તો એ વાતાવરણમાંથી મેળવી લે છે. નવાં બીજોનો ફેલાવ પણ વાતાવરણ કરી લે છે' આ બાબતમાં મહારાષ્ટ્રીય નાયકો પરસ્પર સહકાર કરીને ગમે તેવી મુશ્કેલીઓની સામે થઈ કેળવણીની સંસ્થાઓ જમાવે છે એમ કહી એક સબળ કથન રજુ કરે છે કે 'જે પ્રજામાં ટેક છે, સહકારિતા છે, વિદ્વાનને જે પ્રજા પોતાનું પરમ દૈવત ગણે છે અને પરંપરાપ્રાપ્ત સાદાં સ્વચ્છ તપોમય જીવનને પ્રજા પોતાનું અક્ષયપાત્ર માને છે; તે પ્રજા પોતાની ભાવનાઓને સાકાર કરવામાં મુશ્કેલીઓને પણ ઉન્નતિના પગથિયા બનાવે છે, અને પ્રતિકૂલ પરિસ્થિતિને પણ ઉપકારક બનાવી શકે છે.'

લશ્કરી બળ એ જ રાજ્યશરીરનું શારીર બળ છે એમ કહી કર્તા જણાવે છે કે બ્રિટિશ સામ્રાજ્યસંઘના બીજા સ્વતંત્ર સ્વાવલંબી એકમો જોડે હિંદ સામ્રાજ્ય પણ સમાન પદવી અધિકારવાળું એકમ બને એ ભાવિ, સંભવિત વસ્તુની કક્ષામાં—અરે, અનિવાર્ય વસ્તુની કક્ષામા આવ્યું છે. પછી વિચારબળો ઉપર સબળતાં સ્પષ્ટ કરે છે કે:—

ઇતિહાસના ખરા સર્જક વિચારબળો છે અને કોઈ પણ યુગને ઉપજાવનારાં વિચારબળો તે યુગના યુગધર્મ બની રહે છે. આ મહાભારત યુદ્ધને લીધે જે વિચારબળો માનવજાતિના વિચારોમાં મથાળે આવી આચ્છાદનના સૂર્ય જેવાં ઝળકે છે, તેના પ્રભાવથી દુનિયાની દરેકેદરેક સંસ્કૃતિસંપન્ન પ્રજાને માટે તેને તેની મરજી પ્રમાણેનું સ્વતંત્ર સ્વાવલંબી જીવન પ્રકટાવીને જ આવશે. ન્યાયબુદ્ધિ તે ઉદારતા અને સ્વાર્થ એ બે વચ્ચેનું મધ્યબિંદુ છે અને જે પ્રજાના સૂક્ષ્મ સાત્વિક બળોનો વિકાસ થાય છે, તેની ન્યાયબુદ્ધિ સ્વાર્થ અને અવિશ્વાસની બાજુએથી ખસી જઈને ઉદારતા અને વિશ્વાસની બાજુ તરફ જ વળે છે.

લશ્કરી બળને માટે સૈન્ય કે સ્વયંસૈનિકદળ ગુજરાત કને નથી અને સ્વાવલંબનની વાસના સ્ફુરેલી છે; અને તેથી વિરુદ્ધ બંગાળાએ પોતાની જુવાન પ્રજાને માંસલ ગભરુ વિકસ વાતપાદી સ્નાયુહીન અને નાહિંમત મટાડીને એથી ઉલટા ગુણવાળી કરી છે: એમ કહી લેખક શરીરવિકાસની વાત આગળ લે છે.

અતિસ્નાયુવત્તા તે ભૂષણ નથી, લાભકારક પણ નથી. પણ ગુજરાત તો જમાનાઓથી સ્નાયુહીનતાના મહારોગમાં સડે છે અને એ રોગને લીધે આવતી ખામીઓ કેવળ શારીરિક નથી. આપણી ઘણી ઘણી માનસિક અને ચારિત્રની ખામીઓનાં મૂળ એ રોગમાં છે. હિંમત, સાહસ, *कार्यं साधयामि वा देहं पातयामि* એ એકપક્ષાનો ટેક, સહકારિતાનાં અન્યોન્ય નિયમન અને અન્યોન્ય ઉદ્‌બોધન, વગેરે અનેક મોટા ગુણભર જુવાનીની સમતોલ શારીરિક અને માનસિક સંપત્તિના જ આવિર્ભાવ છે અને કોઇ પણ પ્રજાની સંઘશક્તિનો આધાર આવા ગુણોના સમુચ્ચય ઉપર છે.

છેવટ, નીચેના ઉપસંહાર અને આશાસ્પદ શબ્દોથી કર્તા આ લેખની પૂર્ણાહુતિ કરે છે.

આપણે સંઘશક્તિના ગુણોમાં બાલક જેવા છીએ; અને હિંદુ સંસ્કૃતિ માટેના આદરભાવ અને ટેકમાં આપણે મોળા છીએ. આ આપણી સ્થિતિ આજની વધી સુધરી ચાલી છે. ઠરો, કોઈ પણ પ્રજાના ગુણદોષ એકનેએક સદાકાળ ચાલતા નથી. ફેરફાર થયા જ કરે છે. પ્રજા તો કલ્પવૃક્ષ છે. પીઢીએ પીઢીએ એક પહેડી સર્વભક્ષી કાળના જઠરમાં પડે છે ત્યાં નવી પહેડી તેની જગા લેવાને તૈયાર હોય જ છે. અને દરેક પહેડીમાં આગલી પહેડીના ગુણદોષ કંઇક ઉતરી આવે છે તો કંઇક નવા જ ગુણદોષ વિકસેલા માલુમ પડે છે અને વળી કેટલાક સંક્રાંતિસમયોમાં આવા ફેરફાર ઘણા જ ઝપાટાથી બની આવે છે. વિદ્યાપ્રીતિ, ત્યાગ અને સાદાઈ, સહકારિતા, સર્જક પ્રગતિ અને સંઘશક્તિની ખીલવટના ગુણો વિકસાવવા આપણે પૂરતી જાગૃતિ અને અભિરુચિથી મથીશું તો આ મહાપરિવર્તનનો યુગ હવે છે, કેવા ઉદયકાળમાં જે કંઈ સદ્‌વસ્તુ હિંદની પીઠ કોઈ પણ પ્રજાને મળે એવી છે તે આપણે પણ મેળવી શકીશું.

## ૨
## આપણી કેળવણી

સ્વ. લાલાજી પોતાના 'અનહૅપી ઇન્ડિયા' નામે પુસ્તકમાં આપણી કેળવણી વિષે થોડી ચર્ચા કરે છે. અને તેમાં પોતે લખેલ પુસ્તક 'ધ પ્રૉબ્લેમ ઑફ નેશનલ એજ્યુકેશન' માંથી કેટલાક વિચાર નોંધે છે.

'સમર્થ શિક્ષણપદ્ધતિનું પ્રથમ લક્ષણ એ છે કે તે દરેક નાગરિકને વધુ સારી રીતે જીવન જીવવાને શક્તિમાન બનાવે છે અને બીજાને તેમાં મદદરૂપ બને છે. સારી રીતે જીવન જીવવા માટે અમુક પ્રમાણમાં ખોરાક, વસ્ત્રો, ઘર, ફુરસદ, આનંદ અને ઉચી ભાવનાઓની તૃપ્તિના સાધનોની જરુર રહે છે. જે પ્રજા એ રીતે પહોંચી વળતી નથી તે દુનિયાના બીજા દેશોને બોજારૂપ છે.'

હિન્દુસ્તાન આટલો ફળદ્રૂપ અને સાદી જીંદગી ગાળતો અને કાચા માલની ખાણ જેવો દેશ છે; છતાં અર્ધી વસ્તીનો પુરો જીવનવ્યવહાર ચલાવી શકતો નથી અને ગરીબીમાં સડે છે એ તો દેવને પણ રડાવે તેવી દશા છે એમ કહી લેખક તેનું કારણ તેની કેળવણીમાં શોધે છે.

'આવા સંજોગોમાં જાહેર પ્રજાકેળવણીનો મુખ્ય હેતુ એ જ હોય કે તેણે પ્રજાની ઉપજશક્તિ વધારવી જોઇયે. દેશની આવકનો મોટો ભાગ કેળવણીમાં વપરાવો જોઇયે; અને તેને સારુ પ્રજાએ એશઆરામ ઓછી નજીવી જરુરતો પણ ઓછી કરી દેવી ઘટે, કે જેથી દરેક છોકરો અને છોકરી કેળવણી પામે. ધંધાદારી શિક્ષણ વધે અને વિજ્ઞાનનું જ્ઞાન ફેલાય તો જ આ બધું શક્ય છે, વળી એ શિક્ષણ અને એ જ્ઞાન રોજીંદી જરુરતો પુરી પાડવામાં ઉપયોગી થઈ પડવું જોઇયે. મોટું ધનભંડોળ હોવા સિવાય આ વસ્તુ શક્ય નથી.'

લાલાજી બીજા અમેરિકન શિક્ષણશાસ્ત્રી ડૉ. ક્લાસવેલ એલિસનો મત પણ ટાંકે છે કે દેશ ભલે કાચા માલની ખાણ જેવો હોય પણ કેળવણી વગર એ નિરર્થક સરખો છે: કેમકે અભણ અને ભણેલ પ્રજાઓની શક્તિ વચ્ચે આસમાન જમીનનો તફાવત છે.

આંકડાનો હીસાબ માંડીને લાલાજી પૂરવાર કરે છે કે આપણી સરકાર કેળવણી પાછળ જણ દીઠ વાર્ષિક ચાર આના ખરચે છે. આગળ જતાં તે ઇગ્લાંડના કેળવણી ખાતાના પ્રમુખ મિ. ફિશરના વિચાર નોંધે છે.

'લોકકેળવણીનું કાર્ય રાષ્ટ્રના સ્ત્રીપુરુષોને નાગરિક ધર્મ માટે તૈયાર કરવાનું છે. જે સમાજના પોતે અંશરૂપ છે તેને સારુ સૌએ જીવવાનું અને ઘણુંકે મરવાનું છે. એટલા માટે જેટલા જીવોને અજ્ઞાનની મુંગી અનાથતામાંથી બચાવી શકાય તેટલાને બચાવવા તેને–જો કે માનવ-અંતઃકરણનો શાશ્વત ધર્મ ન કહીએ તોપણ–રાજનૈતિક ડહાપણ માનીએ, પણ આ વાત ફક્ત 'રાજનૈતિક ડહાપણ' રહીને અટકે તેમ નથી; એ તો પ્રત્યેક પ્રજાજનનો જન્મસિદ્ધ હક છે. અલબત્ત, સામાજિક સંજોગો અનુકૂળ હોય ત્યાંસુધી–કે જીવનમાં જ્ઞાન, ભાવ અને આશાના પ્રદેશમાં જે જે ઉચ્ચ તત્ત્વો હોય તે જાણવા અને માણવા સૌ કોઇને મળવાં જોઇયે.'

ફરીવાર મિ. ફિશર પોતાના ભાષણમાં એ વાત ચોખ્ખી કરે છે.

'લોકોને સારુ આપણે સામાન્ય અર્થમાં શું ઇચ્છીએ છીએ? કે તેઓ સારા નાગરિક થાય–વિવેકશીલ અને આજ્ઞાધારક. શરીરે અને મને સાજાતાજા, પોતાના ધંધાઓમાં કુશલ કાર્ય કરનારા અને ફુરસદના વખતનો ડહાપણભરેલો ઉપયોગ કરી જાણનારા નીવડે.'

'કેળવણી એ કૌશલ્યની કળા છે' એમ કહી મિ. ફિશર બીજા એક ભાષણમાં હૃદયનો ઉદ્‌ગાર કાઢે છે.

'હું એમ કહેતો ફરું છું કે એવા પ્રકારની સમાજ સ્થિતિ હોય કે જેમાં બધા યુવકોને માથે શિક્ષણની જવાબદારી પ્રથમ દરજ્જે અને ઉપાર્જનની બીજે દરજ્જે હોય. આજે તેથી તદ્દન ઉલટું બને છે અને ગરીબ મજૂરી કરે છે.

પોતાની ઉગતી પ્રજા પ્રત્યે વડીલોને માથે વિદ્યાઋણ શાશ્વત ઉભું છે. બાળક ગરીબ હો કે ધનિક હો–આપણે તેને વિદ્યાદાન દેવું જ જોઇયે: જેટલી વિદ્યા એ લઈ શકે અને જેટલી વિદ્યા આપણે દઈ શકીએ તેટલી.'

આટલું કહ્યા પછી લાલાજી હિન્દની કેળવણી વિષે કેટલાક મુખ્ય સિદ્ધાન્તો બાંધે છે.

(૧) પ્રજા–કેળવણીનું ખર્ચ તે પ્રજાની સારામાં સારી લાભકારક થાપણ છે. એવી કેળવણી આપવાની જવાબદારી 'સ્ટેટ' એટલે સરકારની છે. ખાનગી ફંડો તેને પહોંચી વળી શકે નહિ. આ બધી વ્યવસ્થા કરવામાં પ્રજા 'સ્ટેટ' ની પ્રતિનિધિ તરીકે કામ કરે. (૨) સરકારની ફરજ ફક્ત પ્રાથમિક કેળવણી પૂરતી જ નથી. ઉચી અને ઔદ્યોગિક કેળવણી પણ સરકારે જ આપવાની છે. (૩) લેખનવાચન અને થોડા પુસ્તકજ્ઞાનમાં કેળવણી પૂરી થઈ જતી નથી.

ઉગતી પ્રજાનો શરીરવિકાસનો સમાવેશ પણ તેમાં થાય છે. કેળવણીના ખર્ચમાં બાળકનું યોગ્ય પોષણ ખર્ચ પણ આવી જાય. જો જરૂર પડે તો.–(૪) ટૂંકમાં, બાળક એક સમર્થ બુદ્ધિમાન અને વિવેકી નાગરિક બને તે રીતે ઉછેરવાનો અને કેળવવાનો ધર્મ સરકારનો છે અને એ ધર્મ કોઈપણ ઉપાયે સરકાર કને પળાવવો જોઈએ. આમાં માબાપની શક્તિનો કે હા–ના નો પ્રશ્ન છે જ નહિ.

૩

## નવશિક્ષણનાં મૂળતત્ત્વો

લંડન વિદ્યાપીઠના પ્રો. પર્સી નનુ એલ્સિનોર ખાતે ભરાયેલ નવશિક્ષણસંબંધની બેઠકમાં એક મહત્ત્વપૂર્ણ ભાષણ આપ્યું હતું; જેનો ઉપયોગી સારભાગ 'ન્યુ ઇરા' માંથી નીચે ઉતારીએ છીએ.

"બહોળી અને ઊંડી ઉપયોગિતા હોય એવી બધી સામાજિક પ્રવૃત્તિઓ આરંભ કાળમાં એકસરખા ગુણવાળી માલુમ પડે છે. પ્રથમ તો તેઓ ઇચ્છા અને વૃત્તિના પ્રદેશમાંથી શરૂ થાય છે–શુદ્ધ બુદ્ધિના ક્ષેત્રમાંથી નહિ. પછી ધીરે ધીરે એ ચોક્કસ વિચારોનું અને સ્પષ્ટ મંતવ્યોનું રૂપ ધારણ કરે છે. જેને આપણે નવી કેળવણી કહીએ છીએ તેની બાબતમાં પણ એમ જ છે. જો કે ગંભીર માનસના વિચારકોએ તેમજ લેખકોએ તેને ઘણીખરી પ્રેરણા પુરી પાડી છે; છતાં આરંભે તો નવી કેળવણી જૂની ઘરેડની સામે બહેરો બળવો જ હતો; બીજી રીતે કહીએ તો એ એકદમ જરૂરી એવા સુધારાનું લક્ષણ હતું. હવે એ પ્રગતિ પોતાનું સ્પષ્ટ સ્વરૂપ બાંધવા માંડી છે.

પ્રથમ તો નવી અને જુની કેળવણી વચ્ચે અનિવાર્ય એવો સિદ્ધાન્તભેદ છે. પુરાણો શિક્ષક સમજતો કે મારે તો વિદ્યાર્થીના માનસ સાથે માત્ર અથવા મુખ્યત્વે કરીને કામ છે. મન અને શરીર વચ્ચેનો ભેદ તો જગતનુનો અને મહત્ત્વનો છે; પણ હવે એમ સમજાતું જાય છે કે મન અને શરીર બન્ને સર્વાંગ આખા છે અને અતિશય ભિન્ન પ્રકૃતિનાં છે; એટલું જ નહિ પણ કોઈ અગમ્ય રીતે એક મનુષ્યઆત્મામા એક સાથે મળ્યાં છે. પણ મેં આગળ કહ્યું તેમ જુની શિક્ષણ પદ્ધતિ એમ સમજી કે કેળવણીનું ક્ષેત્ર મન કેળવવામાં પુરૂં થઇ ગયું. આ ભૂલભરેલા ભ્રમને લીધે એ પદ્ધતિ નીરસ અને નકામી બની.

આથી ઉલટું, નવી કેળવણી વિદ્યાર્થીને 'અખિલ સ્વરૂપ' માને છે. વિદ્યાર્થીને શારીરિક માનસિક તેમજ આત્મિક ધ્યેયો છે એમ સ્વીકારે છે છતાં એ સૌ ભિન્ન ભિન્ન છે એમ માનતા નથી. નાનું બાળ-માનવ તો જેને અંગ્રેજ ફિલસુફ ઓક્ઝનવેટ *'Body mind'* કહે છે તેવું છે. તે અખિલ સ્વરૂપે ઉગે છે અને તેને અખિલ સ્વરૂપે જ કેળવવાનું છે.

બીજો સિદ્ધાન્ત છે એ Body-mind ના વિકાસનો. બાળકને આપણે એના સંયોગી વાતાવરણ (environment) થી જુદું કરીને કે લેખી શકીએ નહિ જુની કેળવણીએ માન્યું કે તેણે તો ફક્ત અચેતન વસ્તુ ઉપર બહારથી કામ કરવાનું છે, એ વસ્તુની અંદર જેટલો જ્ઞાનબોજ ભરાય તેટલો ભરવાનો છે. એને માંજીને ચકચક કરવાની છે, તેજદાર બનાવવાની છે અને શિષ્ટતાના ધોરણે અક્કડ કરવાની છે. નવી કેળવણી દરેક વિદ્યાર્થીને શારીરિક અને માનસિક જીવનનું કેન્દ્ર માને છે; અને તેનું જીવન એના સંયોગી વાતાવરણના ગાઢ પરિચયમાંથી જ પ્રગટે છે એમ માને છે પ્રો. જે, એસ, હૉલ્ડેન સાબીત કરે છે કે પ્રત્યેક પ્રાણીના જીવનમાં મૂળભૂત સત્ય એ છે કે તે પોતાના સંયોગી વાતાવરણના સતત અને ચેતનમય સંબંધમાં રહે છે. ખરૂં પૂછીએ તો એનું અસ્તિત્વ જ એવા સંબંધ ઉપર નિર્ભર છે; બીજી રીતે બોલિયે તો વિદ્યાર્થીમાં એના સંયોગી વાતાવરણને કેન્દ્રીભૂત કરવાનું છે, અથવા ડૉ. હૉલ્ડેનના શબ્દોમાં કહીએ તો સંયોગી વાતાવરણની વસ્તુઓને વિદ્યાર્થીના જીવનવ્યવહારમાં ગુંથી લેવાની છે. નવી શિક્ષણપદ્ધતિ વિદ્યાર્થીજીવનને 'આપ અને લે' ની જીવંત પ્રક્રિયા માને છે. વિદ્યાર્થી અને તેના વાતાવરણ વચ્ચે આપ–લેનો એ સંબંધ છે. એટલે શાળાઓનું પ્રથમ કર્ય એ છે કે તેઓએ માનવજીવનના ઉત્તમ ઉછેરને સારૂ જે તત્ત્વો ઉત્કૃષ્ટ કોટિનાં મનાય તે તત્ત્વોવાળું વાતાવરણ પુરૂં પાડવું.

આ જીવનપ્રાણ જીવભૂવિદ્યામાંથી આવે છે. એટલે બાળકના વાતાવરણમાં ફક્ત કુદરતની સૃષ્ટિનો જ નહિ પણ માનવસૃષ્ટિનો તેમજ સમાજરચનાનો સમાવેશ થાય છે. વ્યક્તિ અને સમષ્ટિનો એ સંબંધ કેવો કલ્પવો એ આપણે શિક્ષણના દૃષ્ટિકોણથી વિચારવું ઘટે છે. જીવનનું ધ્યેય સમાજના એક અંગ તરીકે વ્યક્તિએ સામુદાયિક પૂર્ણતાએ પહોંચવાનું હોઈ શકે. ઘણુંખરૂંતો માનવજાતિઓને માટે આ સાચું પણ છે. કેમકે તેઓ ટોળે વળીને રહે છે ને તેઓમાં જીવંત વ્યક્તિત્વ અને સમાજના અંગ વચ્ચે કશો જ ભેદ દેખાતો નથી. મધમાખીઓનું સમુદાયજીવન ધ્યાનમાં લઇએ તો આ સિદ્ધાંત ઉચ્ચ વર્ગનાં પ્રાણીઓને પણ લાગુ પડે છે. મધમાખીઓમાં અને કીડીઓમાં 'જાતિ-હિત' જ સર્વસ્વ મનાય છે. જાતિહિતની જાળવણુ સારૂ વ્યક્તિ કનેથી અપરંપાર ભોગ-બલિદાન લેવાય છે. કેટલીક માનવજાતિઓમાં આમ હોય છે. યુરોપની પ્રજાઓ એવા જમાનાને પાર કરી ગઈ છે. પણ મનુષ્યને માટે તેના સમુદાયગત અને વ્યક્તિગત જીવનનો આદર્શ મધમાખીઓના વર્ગથી ઉત્કૃષ્ટ પ્રકારનો છે એમ

આપણે ધારી શકીએ ખરા. મ.નવજીવનનું ધ્યેય વ્યક્તિની પૂર્ણતાનું છે; અને સામાજિક યંત્રની રચનાઓ અને માનવસિદ્ધિ અને સંસ્કૃતિની પરંપરાઓ એટલે અંશે ઉપર કહેલ પૂર્ણતાના હેતુને અનુકૂળ હોય તેટલા પુરતી જ કીમતી છે એમ પણ લેખાય.

આ બે બાબતોનો ચોક્કસ નિર્ણય આપણે કરી લેવાનો છે. પણ એક મોટી મુશ્કેલી આવે છે. આપણે નિઃશંક માનીએ છીએ કે વ્યક્તિનું જીવન સકળજનકલ્યાણની પ્રવૃત્તિઓના સામુદાયિક સંબંધોમાં વિકાસની પરાકાષ્ઠાએ પહોંચે છે; પણ તેથી જ લોકો એમ અનુમાન બાંધી લેવા દોરાશે કે વ્યક્તિને પણ એક વધારાનો મોટો આત્મા (Oversoul) છે; અને વસ્તુતઃ સામુદાયિક જીવન એક વ્યક્તિના જીવન કરતાં વધુ કીમતી છે. આ જાતની દલીલ વસ્તુસ્થિતિની ગેરસમજણી રજુ કરે છે. અહીં મૂળ મુદ્દો વસ્તુસ્થિતિનો નથી પણ તેના અર્થનો છે. હું એમ કહું છું કે અમુક હદ પછી વ્યક્તિવિકાસને સામાજિક જીવન વગર બીજો કોઇ અવકાશ નથી એટલે તો નવી કેળવણી સામાજિક વૃત્તિઓને અને પ્રવૃત્તિઓને ઉત્તેજે છે. અને ઉચ્ચ કોટિના વ્યક્તિજીવનને સારુ એ અનિવાર્ય છે પણ અહીં આગળ હું એક ચેતવણી આપવા માગું છું. એવી કેટલીક શાળાઓ છે જે સઘળા પ્રકારના વિદ્યાર્થીઓમાં એકસરખી સંપ્રવૃત્તિ હોવાની ફરજ હોવાની ફરજ પાડે છે. આ તો કેળવણીના મૂળ સિદ્ધાન્તનો ભંગ કરે છે. કેમકે કેળવણીએ તો વ્યક્તિગત સ્વભાવના પાયા ઉપર જ વ્યક્તિપૂર્ણતાને પહોંચાડવાનું લક્ષ્ય રાખવાનું છે.

હવે આવા વ્યક્તિત્વનો શો અર્થ છે ? આના બે અર્થ હોઇ શકે. એક જ વર્ગની વ્યક્તિઓ જુદી હોય; જેમકે ખુરશીઓ. એક ખુરશીથી બીજી ખુરશી જુદી છે. બન્ને ખુરશીઓ આમ તો એકસરખી છે; અને છતા ભેદી રીતે તેઓ જુદી છે. ફિલસુફો આને 'ગણતરીને ભેદે' (Difference numerical) એક બીજાથી જુદી કહે છે. આમાં સાધારણપણે સમજદાર માણસને કશું નવાઇ જેવું ન લાગે; પણ જે બે વસ્તુઓ ગુણે લક્ષણે સરખી હોય તે જુદી કેમ હોઈ શકે તે તત્ત્વજ્ઞાને માટે ભારે કોયડો છે. પણ ગણતરીના ભેદે જુદી વસ્તુઓ હોય તેના અંગે કેળવણીના ક્ષેત્રમાં વ્યક્તિત્વને કશી હાનિ નથી. કેળવણીને વસ્તુના આંતરિક સ્વરૂપ સાથે સંબંધ છે કોઈ કાવ્ય કે સંગીત કે મકાનને આપણે વ્યક્તિત્વવાળું કહીએ ત્યારે આપણો ભાવાર્થ એવો છે કે એ કાવ્ય કે સંગીત કે મકાનમાં જે વિધવિધ તરંગો દાખલ થયાં છે તે સૌનો સરસ મેળ મેળવવામાં આવ્યો છે: અથવા કહો કે વૈવિધ્યમાં એકત્વ સ્થાપવામાં આવ્યું છે. હવે ગણતરીને ભેદે

ગણીએ તો એક વસ્તુ બીજી વસ્તુથી વધુ અંશે નોખી નથી જ; જ્યારે બીજી રીતે ગણીએ તો દેખાય છે કે વ્યક્તિત્વ નિરનિરાળું અને વત્તાઓછા અંશે પણ હોઇ શકે. કોઇ કાવ્ય કે પુસ્તકમાં કળાકાર પોતાની સામગ્રીને વધુ અંશે એકમેળમાં ગોઠવી શક્યો હોય; અને બીજો કળાકાર અતિપ્રયત્નને અંતે નિષ્ફળ પણ ગયો હોય. આપણે જ્યારે માનવની પૂર્ણતાની વાત કરીએ છીએ ત્યારે આમ જ કહેવા માગીએ છીએ. કોઈ કોઇ કવિનાં કાવ્યોમાં તદ્દન સાદાં તત્ત્વો હોય, પણ તેઓ એવાં સરસપણે ને અનાયાસે ગોઠવાએલાં હોય કે ઉત્તમ પ્રાસાદિક બની જાય; વળી ડિવાઇન કોમેડી જેવી કેટલીક કૃતિઓમાં કવિ સભર સામગ્રીનો ઉપયોગ કરતો હોય છે. એટલે વ્યક્તિત્વનો ખ્યાલ કરતાં બે તત્ત્વોનો ખાસ વિચાર થવો જોઈએ. એક તો સામગ્રીની સભરતા અને બીજો, એ સામગ્રીને ગોઠવવામાં દાખવેલું કૌશલ્ય. કેટલાંક માણસ સાદાં સરળ અને એકમેળવાળા હોય છે; બીજાં કેટલાંક મિશ્ર માનસનાં રહે છે. તેઓ પોતાના સ્વભાવ કે અનુભવની સમૃદ્ધિને એકમેળમાં લાવવા નિષ્ફળ નીવડે છે. આપણે એ બધાને ક્રમાનુસાર ગોઠવી ન શકીએ; પણ આપણે સૌ કબુલ કરીએ કે કેળવણી બાળકને આ બે હેતુઓ—અનુભવની સિદ્ધિ અને સ્વભાવની સમૃદ્ધિ—પાર પાડવાને મદદગાર બને: કે જેથી બાળક પોતાથી બને તેટલું એકમેળ જીવન જીવે. અહીં મારે સ્મરણ દેવું જોઈએ કે વ્યક્તિની પૂર્ણતા એટલે કાંઇ સ્વચ્છંદિતા નહિ.

મે આગળ જ કહ્યું કે વ્યક્તિત્વની પૂર્ણતા જીવનનું લક્ષ્ય છે; એટલે કરીને કેળવણીનું પણ તે લક્ષ્ય છે. અને તેને સારુ કળાની કૃતિનું મે દૃષ્ટાન્ત પણ દીધું. કળાનું દૃષ્ટાન્ત યોગ્ય જ છે; કેમકે જીવન ગુણે લક્ષણે કળાના સ્વરૂપને મળતું છે. અથવા બીજી રીતે કહું તો કાવ્ય કે ચિત્ર એટલે ધોળા કાગળ પર કાળા અક્ષરો જ નહિ અથવા કેનવાસ પરના રંગો જ નહિ; પણ કળાકારના જીવનની એક સર્જનપળ. એ સર્જનપળ સમગ્ર જીવનનું અખિલ સ્વરૂપ ખડું કરે છે. જોકે જીવનમાં જ ચડપડ અને સુનકાર છે, એ સઘળો સર્જનનો વિકાસવિધિ છે; અને જીવનનું આવું રૂપ જ અપૂર્વ છે. એ રીતે ગણીએ તો, વ્યક્તિત્વ કે જે કેળવણીનું લક્ષ્ય છે તે કળાકૃતિના વ્યક્તિત્વથી ખાસ જુદું પડતું નથી; પણ મૂળમાં તો બેઉ એક જ છે.

આમ કેળવણી એ અચેતન ક્રિયા નથી પણ ચૈતન્યમય પ્રક્રિયા છે. કેળવણી ચૈતન્ય (activity) ની અતિથી ભરેલી હોવી જોઈયે; કેમકે જીવન સર્જનશીલ છે; અને સર્જન હમેશાં ચૈતન્યમય છે. વર્તમાન યુગને અને કેળવણી ભલે જરૂરી ફેરફારો કરે, તોપણ તે એવા

મૂળ સ્વરૂપને વળગી જ રહે. એટલે કે મહાન લેખાતી કળાઓને અને વિદ્યાઓને વળગી જ રહે: કેમકે તેઓની સાથે સાથે માનવ-આત્મા પણ વિકાસને પામ્યો છે.”

છેવટ વિદ્વાન ડૉક્ટર પુરવાર કરે છે કે જો જીવન સર્જનશીલ છે તો તે યાંત્રિકપણે ચાલતી પરિસ્થિતિમાં પોતાનું કાર્ય બરોબર રીતે ચલાવી ના શકે. કળાની કૃતિમાં તો આ સત્ય બહુ સ્પષ્ટતાથી દેખાઈ આવે છે. અને કળા જીવનના ધર્મને બહુ સૂક્ષ્મપણે અને સંદર્ભમાં સમજાવે છે. કળાકાર પણ શૂન્યમાંથી કશું ઉપજાવતો નથી; પણ જે સાધનસામગ્રી તેની શક્તિઓ અને શક્યતાઓને મર્યાદિત કરે છે તે જ સાધનસામગ્રીમાંથી કળાકાર પોતાની પ્રેરણા મેળવે છે.

૪

## બે પરિચયો

### આયર્લૅન્ડનો કવિ “એઇ”

યુરોપના બે કવિ: એક જર્મનીનો હર હર્મિન અને બીજો આયર્લૅન્ડનો એઈ. એઈ એટલે જ્યોર્જ રસેલ. એ રહસ્યવાદી, અર્થશાસ્ત્રી, ચિત્રકાર, સંપાદક, નિબંધકાર, કવિ અને પ્રકાશક છે: પ્રજાની નાડનો પારખુ છે.

એઈ કહે છે કે અમેરિકામાં હવે સાહિત્ય-યુગ બેસવાનો છે એટલે આજના પ્રવર્તમાન સાહિત્ય તરફ એ ભીડી નજરે જુએ છે.

‘ધ સન’ પત્રનો ખબરપત્રી એઇનું વર્ણન આમ કરે છે:

‘ગરમ મોજાં પહેરેલ એ ગૃહસ્થ તોલમાં ૨૦૦ રતલ છે. લહેકાથી મજેદાર રીતે મોટી ફાંદ રાખે છે. મોટું ભરાવદાર માથું, ભુરા વિખરેલ વાળ; એના પરદુ:ખભંજન વૃત્તિવાળા મોંને જરા વક્રભાવની રેખા દોરનાર એની ભમ્મરો; આશાવાદી ઉત્ફુલ્લ ગાલ; ધોળી પડતી મોટી મૂછો ને દાઢી, તેમાં તમાકુના ભુખરા ડાઘ પડેલા. હાટ, જાકીટ અને ઈસ્ત્રી બાનેલ ઈજાર પહેરેલા.’

એ શૉને વખાણે છે અને કહે છે કે એ એરસમનએસો ૫ છે. પ્રેમ-શૌર્ય (Chivalry) સદા માનવગુણ છે; જે આજની દવીસમાઈમાં ન ષુદ થયો છે. આત્માને પ્રાણવાન કરવા જેટલું બળ અત્યારના સાહિત્યમાં નથી.

રસેલ કહે છે આઇરિશ લોકમાં પ્રેમ-શૌર્ય ખૂબ જ છે. ગ્રીક લોકોમાં એ નહોતું. એકીલીસે હેક્ટરના શબને જે રીતે ટ્રોયના કોટ ફરતું ઢસરડ્યું તેમ કોઈ આઇરિશ બચ્ચો ન કરે કદી.

‘પણ આઇરિશ માં નર્મ હોય એમ લાગતું નથી. અમે તેમાં છે. આઇરિશોમાં વાક્ચાતુર્ય ખરું’

‘કવિઓ દેશના અર્થશાસ્ત્રીય પ્રવૃત્તિઓમાં પડે એ આઇરિશોને નવાઈ પમાડે તેવું નથી. આંદોલનવિષયક પ્રવૃત્તિઓમાં આટલા કવિઓ કોઈ દેશમાં ક્યાંઈ લાગ્યા નહિ હોય. ફાંસીએ ચડેલો આઇરિશ બળવાનો નાયક પેન્ટ્રીક પીઅર્સ કવિ હતો. થોમસ મૅકડોનાઘ અને જોસેફ પ્લન્કેટ—બંને કવિઓ, ને બંને ફાંસી ચડેલા. આયર્લૅન્ડની નાટ્યપ્રવૃત્તિનો નેતા કવિ યિટ્સ છે. હાલ એ એબી થિયેટરનો સંચાલક છે. કવિ ડગ્લાસ હાઈડ જુની ભાષાઓનો અભ્યાસ વધારવાને લોકોને ઉત્તેજે છે.’

‘આવી જાતના લોક દેશમાં ન હોય તો દેશનું કસળ નીકળી જાય. આયર્લૅન્ડમાં એવા લોક છે. અહીંના કવિઓ તે, જન્મભૂમિના કવિઓ છે; જીવન-પ્રવાહના કવિઓ છે.’

અંતમાં એઈએ કહ્યું કે હું ફક્ત સાહિત્યનો કવિ થવા માગતો નથી. તમે માત્ર સાહિત્યનો વિચાર કરશો તો તમારી ‘લેખનપ્રવૃત્તિ છીછરી અને કચરાળી થશે. ‘સાહિત્ય ઉપર જીવતું સાહિત્ય’ એ થશે. લેખકને લેખન વિષય ઉપરાંત બીજો કોઈક વ્યવસાય જોઈએ; જેથી એ જીવન સંગે જોડાઈ રહે.

રસેલ એની અમેરિકાની મુસાફરીમાં એક વાત સ્પષ્ટ કરવા માગે છે કે આયર્લૅન્ડનો બળવો એ કાંઈ બંદૂકબાજો અને ગોળંદાજોનો બળવો નહોતો; પરંતુ એ તો અર્થશાસ્ત્ર, ઉદ્યોગ, કલા, બુદ્ધિ વગેરેનો બળવો હતો.

સાહિત્યલેખન પણ બળવામાં પરિણામ પામ્યું. લેડી ગ્રેગરીએ જુની આયરિશ સંસ્કૃતિને નવેસર જગાડી. લેડી ગ્રિગોરી, સિન્જ, શૉ, યિટ્સ વગેરેની નાટ્યકૃતિઓએ બળવામાં ભાગ ભજવ્યો. એવાઓને કારણે દરેક આઇરિશ બચ્ચો આજે છાતી કાઢીને ફરે છે.

તમારે ત્યાં આજે હમણા લેખકો છે ખરા? એ સવાલના જવાબમાં એઇએ કીધું. ‘હા,. હું આશાજનક ગણું છું એવા છે. ઑસ્ટિન ક્લાર્કે ‘કાયેનનું વેર’ લખ્યું છે તે જુવાન યિટ્સની યાદ આપે છે. ફ્રેન્ક ઓ’કોનોર માઇકલ ઓ’ડોનોવાનના ઉપનામે—વખાણવા જેવું લખે છે. અંગ્રેજી અને ગેલિક બંને ભાષાઓમાં ‘ક્રમિલા દ્રાવર્ઝ’ ઘણી સુંદર કવિતા લખે છે. હિગિન્સે ‘ચપુનું લોહી’ અને ‘કાળી દોરી’ નામનાં નવલ લખ્યા છે. હાલ એ મારી સૂચનાથી કોલમ્બસની ટોળીનો એક ખલાસી વિલિયમ ઑફ ગેલ્વે વિષે એક નવલકથા લખે છે.

(લિટરરી ડાઇજેસ્ટ)

### રંગભૂમિની રાણી સિબિલ થૉર્નડાઈક

અકસ્માતે એને નટી કરી. ‘સેઇન્ટ જોન’ના પાઠે એને નટી તરીકેની કીર્તિ અપાવી. અને એ નટી ના થઈ હોત તો અચ્છી પિઆનિસ્ટ બની હોત.

પિઆનોની ધુન હજુ એને ખૂબ જ છે. એક વાર તો પિઆનિસ્ટ બનવાની એને મહત્ત્વાકાંક્ષા હતી.

એ મેઈન્સબરો પરગણામાં જન્મી. એના પિતા એ. ટી. ડબ્લ્યુ થૉર્નડાઇક રોચેસ્ટરના 'કૅનન' (પાદરી) હતા. રોચેસ્ટર હાઈસ્કૂલમાં પોતે ભણી. ગાંભીર્યનો ગુણ એના પિતાના ધંધામાંથી એને મળ્યો; અને તે હજુ એનામાં રહ્યો છે.

એક વખત એનું કાંડું ઉતરી ગયું. અને ત્યારથી પિઆનિસ્ટ થવાનું એનું સ્વપ્ન ઉડી ગયું. પણ એ બાઈ નિરાશ થાય તેવી ન હતી. કોઈ ઉચ્ચ હેતુને ખાતર જીવન હોમવાની જ્યોત એના અંતરમાં જાગી હતી. સૌન્દર્ય–પછી તે શબ્દનું કે અભિનયનું–પારખવાની એની સૂક્ષ્મ સંવેદનવૃત્તિ જાગેલી હતી.

લંડનની 'બૅનમીટ ઍકેડેમી' નામે નાટ્ય–વિદ્યા-મન્દિરમાં એ આવી; અને અઢાર વર્ષની વયે જીવનના બીજા સાહસમાં ઝંપલાઇ; ખરેખર 'ઝંપલાઇ' જ. એ પોતાની 'આપવીતી' કહી સંભળાવે છે 'મિ ગ્રીટની નાટ્યમંડળીમાં જોડાવા અને વહાણમાં અમેરિકા ધકેલવામાં આવી. એ અનુભવ અજબ જેવો હતો. હું અને એક બીજી બેન–એક નટીએ ઘ્રાસગોથી જોડે જ સુતાંબેસતાં. પંદર વરસમાં દિવસ કાઢ્યા. દૂર કૅલિફૉર્નીઆ જવું; પરદેશી મંડળીમાં ધંધાદારી તરીકે જોડાવું, અને તે પણ પણ નવો જ. સખત મહેનત પડી. શેક્સપિયરનાં વીસ નાટક ભજવવાનો ક્રમ રખાયો હતો. એક દિવસમાં એક કે બે નગર ફરવાં પડે. ક્યારેક વન ખેતરમાં ગોપનીતો આવ્યાનો ક્રમ રચાય. શરૂઆતમાં મારો પાઠ નાનો હતો; પણ મારો ઉત્સાહ એટલો બધો કે હું બધા જ પાઠ મોંએ કરતી. પછી તો મુખ્ય ભાગ ભજવનારા અસહ્ય ભાર વેઠ ફસડાયા; અને ત્યારથી મને મુખ્ય પાઠ મળ્યો.'

ચાર વર્ષમાં એમણે સો પાઠ ઓછામાં ઓછા ભજવ્યા.

પછી ઈ. સ. ૧૯૦૮ માં થૉર્નડાઇક માન્ચેસ્ટરની મિસ હૉર્નિમનની નાટ્યમંડળીમાં જોડાઇ ત્યારબાદ એમનું લગ્ન થયું નાટ્યશાળાના નટ અને નાટ્યપ્રયોગોના યોજક મિ. લ્યુઇસ, ટી. કૅસન જોડે.

હાલ ચેલ્સીમાં એ દંપતીનું ચાર બાળકવાળું કુટુંબ આખા ઘરને રળિયામણું કરી રહ્યું છે. એમના સુખ પરથી એ લગ્ન કેવું ધન્ય ને સાર્થક થયું છે તે સહેજે જોઇ શકાય છે. એક પુત્ર નૌકાખાતામાં અમલદાર થવાનો છે. કન્યા મેરી કૅસન 'પિટર પાન'ના પ્રયોગમાં પોતાની શક્તિ બતાવે છે; નવાં નાટક લખે છે અને 'મા એવી દીકરી'ની વાત સાચી પાડે છે.

સિબિલ થૉર્નડાઇકના જીવનમાં 'ઘર' સારો ભાગ ભજવે છે. ગૃહિણી હોય તે ધંધાદારી પણ હોય: એમ એમનું માનવું છે. અને એ વિષે એમણે ઘણું લખ્યું છે. એ તો કહે છે કે સ્ત્રી, માતાના અનુભવને અંગે ધંધાને માટે ખાસ કરીને યોગ્ય બને છે; અને ધંધાના જ્ઞાને કરીને માતા તરીકેની ફરજ સારમાં સારી રીતે બજાવે છે.

એક વરસ પછી વળી પાછી એ અમેરિકા ઉપડી; અને ફરીને એક વરસ પછી 'ઓલ્ડ વિક' રંગભૂમિ પર ઉતરી. કળાકાર તરીકે હાલ સુધી એનો વિકાસ અપ્રતિહત ચાલ્યો છે; છતાં એને ઝાઝી પૈસાપ્રાપ્તિ થઈ નથી. શરૂઆતના વખતમાં તો 'નાટકો' ખાડે બેઠાં; ત્યારે અઠવાડિયાની તનતોડ મહેનત પછી માત્ર ૩૦ શિલિંગ નજરે ભાળતી.

ઈ. સ. ૧૯૨૧ સુધી નજીવા પાઠ ભજવીને અપકીર્તિના અંધકારમાં એ સબડી. પછી એનું પ્રારબ્ધ ખુલ્યું. સંજોગ મળ્યો. કરુણરસનો પાઠ એ આબાદ ભજવી ગઈ. અંગ્રેજ પ્રજાએ જાણ્યું કે એક પ્રાસાદિક નટી ઇંગ્લાંડમાં કામ કરી રહી છે.

અંતે, કીર્તિના કળશ જેવો સુયોગ તો સેઇન્ટ જૉન ભજવવામાં સાંપડ્યો–કળા અને લોકકીર્તિની દૃષ્ટિએ. ત્યાર પછી તો એમણે શેક્સપીયરની બીજી નાયિકાઓના પાઠ લીધા. લેડી મેકબેથ અને પોર્શિયા. 'ધ સેન્સી'માં પણ ઉતરી. અને ઉચ્ચે ઉચ્ચે 'જ્યુડિથ ઑફ ઇઝરાયલ'માં. ઇંગ્લાંડમાં હાલ પહેલી પંક્તિની સુવિખ્યાત નટી સિબિલ થૉર્નડાઇક છે. ('ધ અકટલાઇન' માંથી)

૫

## મર્યાદાઓ

છૂટા તારમાંથી સ્વરઝંકાર ઉઠતો નથી; પણ એમના છેડાઓને લઈ તંબુર, દિલરૂબા કે સતારમાં બાંધો અને તેની સાથે આખી સ્વરસૃષ્ટિ ખડી થશે. વરાળ છુટી હોય છે તો યંત્ર ચાલતું નથી; પણ તેને કેન્દ્રિત કરવાથી મોટી યંત્રસૃષ્ટિનું ચક્ર ચાલે છે. નદીનાં જળ સ્વચ્છંદે વહે છે તેથી કાંઈ 'ડાયનેમો' ચાલતો નથી; પણ તેમને રોકો અને સારુ શહેર અજવાળે એટલી તે વીજળી પુરી પાડશે. એ જ રીતે માણસના વિચારોને યથેચ્છ ચરવા દો તો તેઓ સરખા નિરુપયોગી થઈ પડશે; પણ કોઈ મહા હેતુની સિદ્ધિને અર્થે વિવેકપૂર્વક વપરાય તો તેઓ દુનિયાને નવેસર ઘડે તેટલો શક્તિપુંજ મેળવે છે. બધનો સદાય બાંધનકર્તા થતાં નથી; મર્યાદાઓ હમેશ વિનાશક હોતી નથી તેઓ મોટી સમૃદ્ધિઓનાં સબળ સાધનો બને છે.

યૌવન એવું અધીરૂ છે કે તે મર્યાદાઓ સાંખતું નથી; એટલું જ નહિ પણ મર્યાદાઓને તે વિકાસરોધક માની લે છે પણ યૌવનની એ ભ્રમણા યે હોય. ગરીબાઈ માણસને અતિ મહેનત કરાવે છે. પણ વિપત્તિ પોતાના શત્રુને જીતવા શિખવે છે, અને વિષમ જીવનસંગ્રામ ખેડવાનું બળ અર્પે છે. પગનો અપંગ મહા વિજ્ઞાન બને; હુસ્નનો મદ કદાચ મહાબુદ્ધિમાન નીવડે; ગૂંગળો શબ્દોચ્ચાર કવચિત્ વક્તા બનવામાં સહાયક હોય। મર્યાદાઓ આપણી વિરોધી નથી; પણીવાર તો તેઓ ઇશ્વરપ્રેરિત માની લગે છે. (મેટ મેન્સ)

# નોંધ

### ત્રણ પ્રવાહો

આ યુગના વિશિષ્ટ એવા ત્રણ પ્રવાહ વહેતા દેખાય છે. બાળ, યૌવન અને સ્ત્રીત્વ. આમ ત્રણ ચોક્કસ વસ્તુઓની ગણતરી કરવામાં કોઇ પૂજ્ય કે મુરબ્બી એવા વૃદ્ધ પુરુષોની માનહાનિ કરવાનો લવલેશ આશય નથી. છેલ્લા દસકાનો બાળસમુદાય લ્યો, આજનો યુવકયુવતીઓનો સમુદાય લ્યો, અને નવાંકુરોએ ફુટતું સ્ત્રીત્વ લ્યો—અને તમે જોશો કે જગતવિકાસનાં નવાં બળોપર શ્રદ્ધા બેસે તેવું છે. અલબત્ત, નિરાશાવાદી ઉદાસીઓને તુષ્ટ કરવા બ્રહ્મા-સરખો નર પણ અસમર્થ નીવડ્યો છે. એ ત્રણે તત્ત્વો સમાજ અને રાજનાં ધોરણ બદલાવી નવું પુનરુત્થાન રચશે એવું ભવિષ્ય હવે હાથવેંત જેમ દેખાય છે ખરું. એટલું સશોક કબુલ કરીએ કે બાળક-મનો આધાર માબાપના માનસપર છે અને સ્ત્રીત્વનો આધાર કેટલેક અંશે પુરુષ-આત્મપર છે, પણ તે બેઉ હવે સુધરવાના માર્ગે છે એ દેખીતા સત્ય જેવું જણાય છે. અને યૌવન તોફાની કે બંડ-ખોર બનવા શક્તિમાન છે એટલે ક્યારેક હદ વટો-ળતું હોય તો પણ એ તત્ત્વને રંગે ચડતું જોવાની મનમોજ રહે છે; અને વડીલો ધારે તો એને વિવેકના પાટાપર ચડાવીને ચલાવી શકે છે એટલું જ નહિ પણ તેઓ યૌવનપ્રાપ્તિનો દિમિગો પણ શિખી લઇ શકે છે. આજે સાચું જીવવા માગનાર માણસ આમાંથી એકેની અવગણના કરે તે પાલવે તેમ નથી.

### એક મહાતત્ત્વ

પણ આ ત્રણેને ઘેરી એક વ્યાપક તત્ત્વ આજે નવેસર રચના કરી રહ્યું છે તે માનવતા. આપણે તેને મનુષ્યધર્મ કહીશું. મનુષ્યધર્મનો સિદ્ધાન્ત બધી પરમાર્થી પ્રવૃત્તિઓમા સ્વીકારાતો જોવ મા આવે છે. એ ધર્મનો લોપ સર્વથા તો કોઈ યુગમાં થયો નથી અને થવાનો નથી, પણ તેની કળાઓમાં ફેરફાર થયા કર્યો છે. તે મુજબ ગણીએ તો વર્તમાન કાળમાં જે માનવતાનો દંભ વધ્યો છે તો સાચો મનુષ્યધર્મ પણ તેટલો જ બળવાન થયો છે. આજ સુધી પંથોના સંપ્રદાયો અને જ્ઞાતિઓ વગે-રેના ઓઠા હેઠળ તરેહતરેહની અરાજકતા આપણે ચીતરી મારી છે—તે જુનાં પડોની ધૂળ હવે ખંખેરાતી, અને તેને સાટે માનવધર્મનો સ્વીકાર થતો તથા તેનું પાલન અનુભવાતું જોવાય છે. જો કે એ સઘળી પ્રવૃત્તિઓ હજુ પ્રારંભ દશામાં અખતરારૂપે ચાલે છે—અને આપણું જીવન તો પ્રયોગના અખાત-માંથી નીકળી હજુ મધદરિયાના મોજામાં ક્યાં ચડ્યું છે જે?

### આપણું સાહિત્ય

કુંળી પાંખોવાળી હવાઇ પ્રેરણાઓ પીને આપણું જીવન વિલાસના માંઘથી નિર્બળ થઇ ગયું છે તેની કોણ ના કહેશે? બીજી બાજુ ગરીબી અને અતિ મજુરીના ચીલામાં શ્વાસ અને ઉચ્છ્વાસ બેઉ લગભગ રુંધાઇ મુઆ છે તેની યે કોણ ના પાડશે? આ બે બાજુઓને ઓળખનાર ઓલિયાઓ કહે છે, 'વિલા-સિતા તજો અને બચત ધન દરિદ્રનારાયણને સોંપો.'

પરંતુ ખાઈ પીને જીવનાર વર્ગની કરુણ કહાણી યે કંપાવે તેવી છે. જ્યારે વધેલાં શરીરોનાં મન વામન જોઇએ છીએ અને શિખવાની વયવાળાંઓની પામર નિરક્ષરતા જોઇએ છીએ ત્યારે ભુખમરાનું ભયંકર સ્વરૂપ ખડું થાય છે, અને અંતરમાંથી ચીસ ઉઠે છે કે 'કરવું શું?' અલબત્ત, એ ચીસ જેમણે જેમણે સાંભળી છે તેમણે તેમણે માનવતાની જુદી જુદી પ્રવૃત્તિઓને જોશભેર ઉપાડી લીધી છે—પણ આ તો હજુ મહાકાય માનવસાગરમાં બિન્દુ માત્ર જ છે.

પણ સાચામાં સાચો ઉપાય એક છે અને તે નિરક્ષરતા ટાળવાનો. જે ભણેલ હોય તે વાંચે. જે. વાંચેલ હોય તે વિચારે. જે વિચારેલ હોય તે આચરે કુદરતી રીતે જ આનો એક માર્ગ તંદુરસ્ત અને તાજું સાહિત્ય ઉત્પન્ન કરવાનો છે; અને ભણેલ માનવસંઘને તે તરફ રુચિપૂર્વક વાળવાનો છે. પ્રભુ એવા પ્રાણવાન લેખકોને પ્રગટ કરો આ આરામ-પ્રિય ભૂમિપર.

### યુવકકવિ

જ્યારે જ્યારે કોઈ પ્રાન્તના કે કોઇ પ્રજાના યુવકની વાત આવે છે ત્યારે ત્યારે આ દેશનું એકલું-એક કહેવાતું પ્રાણી (ખુદા એને ખરા અર્થમાં

"પ્રાણી' કરો) અને બીજું કવિ મનાતું જંતુ—એ બે ખાસ આગળ તરી આવે છે. લોકોની આંખમાં જ નહિ પરંતુ સારા સારા વિચારકોની નિગૂઢ નજરમાં પણ હવે એ કણા માફક ખુંચવા માંડયું છે. દરેક વસ્તુને જેમ બે પાસાં હોય છે તેમ આમાં પણ છે. હાલ તુરતને સારુ ગ્રેજ્યુએટને એક બાજુ મુકી કવિ કહેવાના યુવકને લઇએ.

બંને પક્ષે સમતોલ રહી સાર ગ્રહણ કરીએ તો એમ નિઃશંક કહી શકાય કે યૌવનની જોડે જોડે માનવ-વારસા જેવી ઉચ્ચ જીવનની સૌન્દર્ય-ભાવના પણ જાગ્રત થાય છે. પણ અનુભવની ઉણપ અને દષ્ટિની ઝાંખપને લીધે એ અતિ ને અતિ હલકાઇ થતી ઉડે છે. વળી તેમાં શાળા પાઠશાળાઓનું કલ્પનાપ્રધાન સહિત્ય તેમની કાચી ધુનને તરંગવતી કરી મેલે છે. પણ કોઇ કહેશે કે એવું એવું કયા નવયૌવન—આરંભ યુવકને નથી થતું?

પ્રૌઢગંભીર વિચારવાળી, પ્રભાભર્યું લેખનવર્તન એ આરંભકાળના યૌવન-પગથિયે જ્યારે દેખાશે ત્યારે તો ગુર્જરીના રાષ્ટ્ર એવા આ ગુજરાત દેશનો ગગનગામી જયઘોષ ઉડતો હશે.

બીજી રીતે બોલીએ તો એ પરોક્ષ કવિયુવકને હાલ બે શબ્દ કહીએ કે અર્ધસ્ફુરી ઇચ્છાઓને કાચા શબ્દોની તંતુજાળમાં ગુંથવા કરતા સરસ વાત તો એ છે કે સંયમ પાળો. અને એ ઇચ્છાઓને સ્થાયી ભાવનાઓ રૂપે પાકવા દો. અવિવેકની કમાન જેટલી બદ્ધ રહે તેટલી રાખો. વાણીના વિલાસ કરતાં જીવનનો વિકાસ સાધવામાં એ શક્તિ ખરચો. અને કદિ કદિ કવિ થઇ જવાય તો પ્રથમ, જીવનના કવિ થાઓ એટલે કે કોઇ સ્વજનને કે સ્વદેશને નિર્મળ અંતઃકરણથી પ્રેમ કરો. કેમકે તમારી સાચી કવિતાનાં મૂળ તેમાંથી ખોદાશે.

### કળાની પ્રગતિ

એકમેર જ્યારે આપણે જુનો વારસો—સંસ્કૃતિનો જ—સંભાળવા લાગ્યા છીએ અને લોકઅંતરગત સાહિત્યની પ્રસિદ્ધિ અને કળાની પ્રગતિ કરી રહ્યા છીએ; અને બીજી બાજુ વર્તમાન લોકજીવનની દુર્દશા—સાહિત્ય અને કળાની સંસ્કૃતિમાં થએલી—નિહાળીએ છીએ, ત્યારે કંઇક ગ્લાનિનાં ચિહ્નો નજરે પડે છે. અલબત્ત, આ ગ્લાનિ તે સદાકાળની નથી એ સાચું છે, તો પણ ચાલુ દીનદરિદ્ર જીવનની અસર ઘણી માઠી છે એમ તો લાગ્યા જ કરે છે. જેઓ દૈનિક કલામય જીવનના સામાન્ય વપરાશની ચીજો હતી તેઓ એટલી વિરલ થઇ છે, અથવા એ કળા સમજવા જેટલી બુદ્ધિ શક્તિ વિરલ થઇ હશે કે તેમને આપણે કળાના નમુનાઓ તરીકે સંઘરીને પ્રદર્શન ભરીએ છીએ, અથવા ઘસાતા જીવનનાં દશ્યોને સાહિત્ય કે ચિત્રકળા દ્વારા સ્થાયી કરવાનાં લોભ સેવીએ છીએ; ત્યારે રંક લોકજીવનનો હ્રાસ આપણા ચિત્તમાંથી જાણે કેમ ભૂલી જતા હોઇએ તેમ જણાય છે. અલબત્ત, આ પ્રવૃત્તિ સારી છે ત્યાંસુધી એનો નેમ નવું જીવન પ્રગટાવવાનો હોય ત્યાંસુધી. પરંતુ અહીં આગળ પણ ખસુસ ભૂલવાનું નથી કે ગત જીવનનો ભૂતકાળ, એ ને એ રૂપે કે પ્રાણે ફરીને નવા જીવનના ભવિષ્યને ઘડી શકશે નહિ. બદલાતા જમાનાના સઘળા સંકેત ધ્યાનમાં રાખી જગતવિકાસના સાચા સિદ્ધાન્ત પર પુનર્રચના કરવાથી જ 'નવું સર્જન' થવાનું છે અને વર્તમાનનું પ્રેરક અને ભવિષ્યનુ કલ્પક પણ તે જ નીવડવાનું છે. ફક્ત જુના નમુનાઓ જોવાથી કે જાળવ્યા કરવાથી કશું જ લાભકારી મેળવવાનું નથી એમ આ લખનારનો નમ્ર મત છે. એટલે કે કળાની પ્રગતિ સાચી રીતે અને પુરી રીતે ત્યારે જ થઇ શકશે જ્યારે જીવનની ગતિ વધશે. પણ કળાની ધુનમા જો આપણે તેને જીવનની ગતિની આગળ ને આગળ ધકેલીશું તો પરિણામ એ આવશે કે કળા લુલી અને લંગરી બનશે. જેવું કળાનું તેવું જ સાહિત્યનું પણ સમજવું. જીવનને જીવી તેને સાહિત્ય અને કળા દ્વારા નવા સજીવનનું વાહન બનાવવામા જ સાચા સાહિત્ય અને સાચી કળાની સિદ્ધિ રહી છે.

### સુદામાચરિત્રમાં સામ્યવાદ

'સુદામા ચરિત્ર' ની આખી ઘટનામાં બે વિચારતંતુઓ સાથેસાથ ચાલે છે. એક તો સાંસારિક પરિસ્થિતિનું વિષમપણું અને બીજો, એ વિષમપણાને મિટાવનાર મૈત્રીનું તત્ત્વ. મૈત્રીને અહીં ભક્તિમાં નિરૂપેલી છે. સુદામાકૃષ્ણનો પ્રથમ મેળાપ સાંદિપની ઋષિના આશ્રમમાં થાય છે. વિદ્યામંદિરો

હંમેશાં 'ડેમોક્રેટિક' સંસ્થાઓ છે અને હોવી જોઇએ; એ રીતે અહીં પણ રાયરંકનાં બાળક સહજીવનના સહચરો બને છે. એટલું જ નહિ પણ વિદ્યાપ્રાપ્તિમાં ચકોર ચિત્તનો વિદ્યાર્થી સુદામો વર્ગનો વડો વિદ્યાર્થી છે.

પછી એક બાજુ સુદામાનું સાધને દરિદ્ર પણ તપશ્ચર્યાએ સભર એવું ગૃહસ્થ બ્રહ્મજીવન અને અ-જાચક વ્રત; બીજી બાજુ કૃષ્ણનું દ્વારિકાનગરીના રાજા થવું: એ સાંસારિક વિરોધો અન્યોન્યની જીવનભાવનાઓ પરત્વે ઉભા થાય છે.

વચ્ચે સુદામાની શંકાઓ અને સુદામાની સ્ત્રીની પ્રેરણાઓ વગેરે પાર કરી એ 'ભામણ' ને 'મહારાજા' સન્મુખ માન પામતો અને રાણીઓ વડે મશ્કરી કરાતો આપણે ભાળીએ છીએ. અને કૃષ્ણપ્રભુ તેને અથોક સમૃદ્ધિનો સ્વામી બનાવે છે તે પણ જાણીએ છીએ. આમાં અતિશ્રીમત્તા અને એને અતિદરિદ્રતા વચ્ચેનો ઉકેલ કરવામા આવ્યો છે. રિદ્ધિસિદ્ધિ અને મૈત્રીભક્તિ વચ્ચે સુમેળ બાંધવામા આવ્યો છે. 'સુદામા ચરિત્ર' નો અભ્યાસી ખસુસ આટલું પ્રથમ નજરે જોઇ શકે તેમ છે; અને આજે પણ એ વસ્તુનુ સત્ય વ્યાપક સ્વરૂપે સમજાય અને આચરાય તેમ છે.

## ફૂલ અને મૂળ

વિશ્વતંત્ર એવું અકળપણે ચાલ્યું જાય છે કે તેનો વિચાર કરતા બુદ્ધિ બહેરી થાય છે–પણ જો તેનો એક એક તાતણો ખેંચી ગુચ ઓછી કરવા પ્રયત્ન કરીએ તો તે શક્ય છે. જો કે જગત એ સકળ પદાર્થના અન્યોન્યાશ્રયના ગુરુત્વાકર્ષણે ચાલી રહ્યું છે; છતાં એમાં જે ચક્રાકાર ગતિ ફર્યાં કરે છે તે સમજવા જેવી છે.

તેને સારુ એક ઉદાહરણ લઇએ. ફૂલ અને મૂળ. મૂળ કદરૂપ છે, ભોંયમાં અદૃશ્ય દટાએલું છે; પણ ફૂલ તો સુગંધરંગવંતું શોભાભરેલું છે. જો કે આમાં ઉપયોગ અને સૌન્દર્યની નજરે મૂળ કે ફૂલની કીંમત કરવાની નથી; પરંતુ એ બેઉના જીવનનું લક્ષ્ય એક છતાં કાર્ય વિશિષ્ટ પ્રકારના અને ભિન્ન છે. ભોંય-માંથી રસ ચુસી આખા છોડને પોષણ આપવાનો ધર્મ મૂળનો છે. વળી તેણે પોતે મજબૂત બની છોડનું સમતોલપણું જાળવવાનું છે. દરેક ડાળી અને પાંદડાની ગતિ મુજબ પોતાની સ્થિતિ વધુ દૃઢ અને સાવધાન કરવાની છે; અને ફૂલ તો કુદરતી આનંદ, સૌન્દર્ય અને સુખની શોભા માણે છે. તાજી હવા, નિર્મળ તેજ અને આખી પ્રકૃતિની મજાહમાં એ મશગુલ છે. ક્ષણિક જીવનની કદાચ એ કલ્પના યે નહિ કરતું હોય. છોડમાંથી મળતો રસ પીને તે કોમળ અને મધુભર બને છે, ફુટથી મધુકરને આમંત્રણ કરી બોલાવે છે અને મિજબાનીઓ ચલાવે છે.

જો કે ફૂલ અને મૂળ બન્નેનું જીવનલક્ષ્ય નવું ફળ બાંધી જવામાં મદદગાર થવાનું છે; તો પણ એમના જીવન–પ્રકારોમાં ફેર છે. ફૂલ ફળ બાંધવામાં ખતમ થઇ ખરી પડે છે, જ્યારે મૂળ તો પોતાનું કાર્ય અંતઘડી સુધી–ફેફસાંની જેમ–એ ચ્યા કરે છે.

માનવ સંસારમાં પણ વનસ્પતિસૃષ્ટિનું આ સામ્ય શું નથી મળી આવતું?

## કાવ્યમૌક્તિકો

અંજની કાવ્યોની શરૂઆત મૂળ તો કાવ્યમૌક્તિકોની માળા રૂપે સંઘરવાના આશયથી થઇ હતી. જે સંવેદન–તણખા ઘણીવાર અમસ્તા આવીને અદૃશ્યમાં ગેબ થઇ જાય છે તેમને ઉડી જતા અટકાવી મૌક્તિકો રૂપે સાકાર બનાવવા પુરતો એ યત્ન હતો.

પણ મૌક્તિકોનો વિચાર તો હજુ એટલો જ વિચારબદ્ધ રહ્યો છે; અને વધુ તપાસને અંતે માલુમ પડ્યું છે કે એવા યત્ન લગભગ બીજી ભાષાઓમાં અને ખુદ ગુજરાતીમાં મોજુદ છે. લોક વાર્તાઓના દુહાસોરઠા એ એવા સંવેદન–તણખાને સાકાર સંઘરી રાખવા ઉપયોગી થયા છે. જ્યારે ઊર્મિની તીવ્રતા ગદ્યની વિવેકમર્યાદા ઓળંગી જાય ત્યારે, અથવા જીવનના સૂક્ષ્મ અનુભવને અમરતાની મહોર બેસાડવી હોય ત્યારે તેમનો વપરાશ કરવામાં આવ્યો છે. જેમકે:–

વડલા! તારી વરાળ પાને પાને પરજળે;
ક્યાં જપાતું આગ મને ભડકા વાળા ભૂતના.

અથવા રાણકદેવડીના દુહાઃ–

મા પડ મારા આધાર, ચોસલાં કોણ ચડાવશે?
ગયા ચડાવણહાર, ખરેડા ખાંગો કાં થયો?
માજેરા, તું મ રોય, મ કર આંખો રાતિયો;
લાજે કુળમાં ખોય, મરતાં મા ન સંભારિયે.

'મરાઠીમાં તુકારામના અભંગ; અને જાપાની 'એક ટકીનાં કાવ્યો' આના બીજાં દૃષ્ટાન્ત છે. 'ટાંકણાથી કંડારેલ અને પ્રકાશથી રસેલ મણિબિંબ જેવા જાપાની કાવ્યની મનોહરતા' વિષે એક લેખક આમ કહે છે.

'જાપાની કવિતા તો એ પ્રજાની સંયમભરી પ્રજ્ઞાની કળા છે. સૈકાઓ થયાં સંસ્કૃતિના નિયમનને અંતે આવી કવિતા પરંપરાની સાંકડી મર્યાદામાં સાચવી શકાઈ હશે.

'જાપાન કવિ-ભૂમિ કહેવાય છે. ત્યાંના જેટલા કવિતા લખનાર કે સમજનાર બીજે ક્યાય નહિ હશે. પણ જાપાન મુખ્યત્વે કરીને રસકાવ્યની બાબતમાં ચડે છે. જોકે તેમા પ્રાસાનુપ્રાસનુ ચપલ પ્રાવીણ્ય નથી; તોપણ કવિતાને અનિવાર્ય એવું જીવંત તત્ત્વ તેમાં રહી ગયું છે. જાપાની કવિતામા હવાઇ એવું કશું જ નથી. અનુભવ જે કહી શકે ને સમજી શકે તે જ જાપાની કવિતામા છે.

'જાપાની કાવ્ય જીવનની ઉત્કૃષ્ટ પળની ઉત્કૃષ્ટ વાણી છે–ઘણીવાર તો અમર ક્ષણ જેવી છે. કવિની સહૃદયતા અને શક્તિનો એ ચમત્કાર છે. સત્યને જે જોઈ શકે અને આવેશપૂર્વક જેને એ સત્ય લાગે તે જો ખરો કવિ કહેવાય તો જાપાનમા ઘણા કવિઓ છે.

'જાપાની કાવ્યનો છંદ 'ટાન્કા' ઘણો ટુંકો છે. બીજો છંદ પણ તેથીય ટુંકો અમુક ગણુતર પદનો છે. ચિત્તશાસ્ત્રીઓ કહે છે કે 'એ છંદો જાપાની પ્રજાના આત્મસંગીતના સ્વરઆંદોલન સમાન છે.'

એક જાપાની કવિના બે 'ટાન્કા' શ્લોકનાં અન્ય ભાષા મારફત કરાએલ અંગ્રેજી ભાષાન્તર વાંચકની જાણ માટે આ નીચે ઉતારીએ.

By a beautiful setting sun
I pass, proud and dreamy,
Wholly intent on my muse!

આથમતા સૂરજ પડખે, સ્વપ્નઘેર્યો અને ગરવો હું મારી કવિતામાં એકાગ્ર ધ્યાનમાં લીન ચાલું છું.

What matter, if swift as a falling star,
Thou must in an instant vanish for ever,
So be thou shinest one moment, oh my life!

ઓ મારા જીવન! ખરતા તારાની જેમ સહસા



તું ક્ષણવારમાં હમેશને માટે મરી જા નો તેથી શું? તો તું એક પળ તેની માફક જાજ્વલ્યમાન બન.

પણ જાપાની કાવ્યોની વાત છોડી દઈએ તો આજના અંગ્રેજ કવિઓએ પણ એ ઢબને સ્વીકારી લીધી છે. જુના કાળથી આવા પ્રકારનું જે મૌક્તિક મરેલાની કબર પર લખાતું આવે છે તેને અંગ્રેજી સાહિત્યમાં 'અંતકડી'–epitaph–કહેવામાં આવે છે. અર્વાચીન લેખકમંડળમાંના એકના બે નમુના અહીં ઉતારીએ.

### Release

For long my feet were captive things;
Now I have changed my feet for wings.

### મુક્તિ

લાંબા કાળથી મારા પગ બન્દીવાન જેવા હતા. હવે તો મેં પગને બદલે પાંખો મેળવી લીધી છે.

### For a Blind Man

On many a road, forlorn,
I wandered day and night.
For this then was I born–
To find in death my light?

### સુરદાસને સારુ

ત્યજાયલો હું, અગણિત રસ્તાઓ ઉપર રાત ને દિવસ એકલો રખડયો છું. ત્યારે શું હું આટલા ખાતર અવતર્યો હતો–કે મૃત્યુ પછી જ મને અજવાળું મળે?

અને આ લખનારના એક બે શ્લોક પણ અસ્થાને નહિ લેખાય.

### કીટ

સૌન્દર્યનો સ્વર પ્રબંધ અખંડ કાઢયો,
એ તેજમાં સમય દુઃખિત વ્યર્થ ગાળ્યો;
પોઢીશ કીટ સમ તો સ્વરના બિછાને
કાપીશ બંધ તિમિરે જ શુભ્ર ધ્યાને
અંતે, પતંગ પ્રગટીશ સ્વરૂપ નામે.

### શોધમાં

ભૂલી ભમ્યો હું જમોહરીઓમાં:
જ્યારે પડયો અંતરકૂપ મધ્ય
એકાન્તનાં પામર અશ્રુઓએ
પામ્યો મહા દર્શન એક સદ્ય.

### ઉપયોગ અને સૌન્દર્ય

સાહિત્ય અને કળાના ક્ષેત્રમાં આ એક વિવાદી વિષય છે કે ઉંચી કૃતિ–સાહિત્યની કિંવા કળાની–કોને કહેવી? એકલા ઉપયોગમાં આવે તેની કે એકલા સૌન્દર્યમાં લેખાય તેની? જો કે સાચો ઉપયોગ કયો અને સાચું સૌન્દર્ય કયું તેનો આંતિમ નિર્ણય કરવો સુકર નથી; તોપણ એટલું તો નિઃશંક કહી શકાય કે એકલો ઉપયોગ અને એકલું સૌન્દર્ય આ સૃષ્ટિમાં સંભવતું નથી. શરીર છે અને ચિત્ત છે ત્યાંસુધી સૌન્દર્ય અને ઉપયોગ અન્યોન્યાશ્રયી થઈને રહ્યાં છે. અલબત્ત, કોઈમાં એક તો કોઈમાં બીજું તત્ત્વ વિશેષ પ્રમાણમાં રહે છે, એટલે કોઈ પણ ખાસ પ્રકાર બનાવીને પક્ષપાત કરવો બરોબર નથી. કૃતિ તરીકે સાહિત્યકૃતિનો સ્થૂળ ઉપયોગ મુદ્દલ નથી; એમ તો કળાની કૃતિ યે કાંઈ ઉપયોગી નથી: પણ એ કૃતિઓને ફક્ત ઉપયોગની નજરે જોવું તે ગોળ આકારને ચોરસ કરવા જેવું છે.

જ્યાંસુધી સાહિત્યની કે કળાની કૃતિ એના કર્તાના સાચા અંતઃકરણની પ્રેરણાપૂર્વક, અનુભવનારના મનમાં નવા સંજીવનનો પ્રાણ પૂરનારી નીવડે તો તે કૃતિ ઉપયોગી પણ છે અને સુંદર પણ છે.

વળી સંસારી વૃત્તિનો વ્યવહારૂ મનુષ્ય પણ જેને આપણે એકલું સૌન્દર્ય કહીએ કે એકલો ઉપયોગ કહીએ તેવા જગતમાં હમેશને માટે જીવવા ઇચ્છતો નથી;–જેમ કોઈ માત્ર સ્વાર્થ માટે ન જીવી શકે તેમ. એ રીતે પણ સાહિત્ય અને કળામાં ઉપયોગ અને સૌન્દર્યનો સુમેળ છે–કશો જ વિરોધ નથી; અને એ બેઉના સાધકે આ પરત્વે પોતાની દૃષ્ટિ ચોખ્ખી રાખવી ઘટે છે.

### સાચી ગર્ભશ્રીમત્તા

સાધનોની વિપુલતા હોવી એને સદ્‌ભાગ્ય માનીએ તોપણ તે હમેશ આનંદકારી હોય છે એમ નથી. કેમકે જેમ ઐહિક જીવન વાસના ઉપર ચાલે છે તેમ આ સાધનોની વિપુલતા પણ તેનાપર નિર્ભર છે. મૂળે વસ્તુમાં જીવન નથી–પણ માનવની ચિત્તશક્તિમાં છે. એટલે જ્યારે ચિત્તશક્તિ બળવાન બને ત્યારે સાધનો તો મળી આવે, પણ ચિત્તશક્તિયે બળવાન હોય એટલું બસ નથી; ને ઉંચી ભાવનામાં નિમગ્ન રહેતી હોય તો જ સાર્થ તેમજ કલ્યાણની જનેતા છે. એટલે એકલા સાધનસંપન્નપણાથી સાચા સમૃદ્ધ થવાતું નથી. એમ થવાવાનું મનાતું હોય તો તે મોટો ભ્રમ હોઇ શકે. વાસનાને તેના ઉચ્ચતર અને પવિત્રતર રૂપે ભાવનામાં ચઢાવવાની રહે છે; અને પછી જ જગતહિતની સાધનાને અર્થે જે સાધનપ્રાપ્તિ થાય તે સાચી સમૃદ્ધિ છે. એવી સાધનપ્રાપ્તિ સાચા સંસ્કારની રિદ્ધિસિદ્ધિ વિના અશક્ય છે.

ઈંગ્લાંડ અને અમેરિકા જેવા દેશોમાં એવો સાધનસંપન્ન અને સંસ્કારોનો ગર્ભશ્રીમાન વર્ગ હસ્તીમાં છે; *અને તે સમાજને આદરણીય છે.* 'કોશેટાના કીડા.' જેવી આપણી દશામાં આ તો સૂચનરૂપ છે.

### આપણી ભાષાશૈલી

ભાષાનું ઉચ્ચારણ અને લેખન એ પ્રજા સ્વભાવનું પ્રતિબિંબ છે. જેવી સ્વભાવકેળવણી તેવી ભાષાશૈલી. આપણી ભાષા પરત્વે કોઇકે કરેલી ટકોર 'મુંસા પેસે ચાર' એ જમાનામાં ખોટી નહિ હોય એમ લાગે છે. કેમકે મોળાપણુ અને માંદ્ય, ખોટી નરમાશ અને નાજુકાઈ: એ આપણી ભાષામાં દાખલ થઈ ગએલાં. તેનાં કારણો શોધવા ન બેસીએ તોપણ એ બે તત્ત્વો તો બહુ સ્પષ્ટ છે. મુસલમાન સુબાઓ અને પેશવાઓની સત્તા નીચે લોકની પરવશતા; અને આ ભૂમિની ફળદ્રુપતા. પરવશપણામાંથી અને ફળદ્રુપપણામાંથી એક પ્રકારની મિથ્યા વિવેકની સંરક્ષણવૃત્તિ પેદા થઇ; અને સાથેસાથ બીજા પ્રકારની વિલાસિતા અથવા આરામપ્રિયતા (Easy-goingness) પણ. એ બેની અસર આપણા ચારિત્ર્ય પર પડી. અને એ ચારિત્ર્યે આપણા ઉચ્ચારણ અને લેખનને આવું રૂપ આપ્યું.

આ સ્વભાવજન્ય દોષનું નિવારણ પણ સ્વભાવ બદલવાથી જ બને. ચારિત્ર્યને તપશ્ચર્યામાં તાવવાથી જ આપણી વાણી અને લેખનશૈલી સાચી સીધી ઘરી અને પ્રાણવાળી થશે. અલબત્ત, આજે એ પરિવર્તન થવા પામ્યું છે અને તેના દૃષ્ટાન્ત તરીકે શ્રી. ગાંધીજી, શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ, અને શ્રી. વલ્લભભાઇ પટેલના નામ અગ્રેસર તરીકે ગણાવી

ભૂલીએ. અને એ ઉપરાંત ત્રેષ્ઠ સંપાદક શ્રી. રામાનંદ ચૅટરજીને પણ ન ભૂલીએ.

. એ પરત્વે, નીચેનાં અવતરણો માર્ગદર્શક નીવડશે.

"I am the sole and final authority on all questions relating to an order arising in the House, and if my conduct is to be impugned it can only be impugned by a direct appeal to the House upon a notice of motion properly given when a straight issue would be laid before the House and an amendment be moved which shall test the judgment of the House. In no other manner, and by no other authority, could the ruling of the Chair be subjected to any criticism or censure within the Assembly Chamber of which I am President."

( વિઠ્ઠલભાઇ પટેલ )

## મારી શ્રદ્ધા

"મારી શ્રદ્ધા હું તમને કહી દઉં. એક મહાસભાવાદી તરીકે મહાસભાને સાબુત અને અખંડિત રાખવાની દૃષ્ટિએ હું અસહકારને મુલ્તવી રાખવાની સલાહ આપું છું, કારણ હું જોઉં છું કે પ્રજા તેને સારૂ તૈયાર નથી. પણ એક વ્યક્તિ તરીકે તો જ્યાંસુધી આ સરકાર છે તેવીને તેવી ચાલુ છે ત્યાંસુધી તેની સામેનો અસહકાર મારાથી છોડી શકાય એમ નથી. મારે માટે તો અસહકાર એ એક નીતિ નહિ પણ સ્વધર્મનું એક અંગ છે. અસહકાર અને સવિનય ભંગ એ સત્યાગ્રહરૂપી એક જ વૃક્ષની બે શાખાઓ છે. એ જ મારૂં કલ્પદ્રુમ—મારૂ જામે-જામ—છે. સત્યાગ્રહ એટલે સત્યની ખોજ, અને ઇશ્વર એટલે જ સત્ય. અહિંસા એટલે કે દયાધર્મ અગર પ્રેમનો ધર્મ એ સત્યનું મને દર્શન કરાવે છે. સ્વરાજ પણ મારે મન તો એ જ સત્યનું એક અંગ છે. આ સત્યાગ્રહે મને દક્ષિણ આફ્રિકામાં, ખેડામાં, ચંપારણમાં અને બીજા અનેક પ્રસંગોએ કદી દગો દીધો નથી. એમાં હિંસા કે દ્વેષને સ્થાન નથી. તેથી જ અંગ્રેજોને પણ હું ધિક્કારી શકતો નથી, ધિક્કારવાનો નથી. તેમ તેમની ધુંસરી પણ નહિ ખમું. બ્રિટિશ પદ્ધતિઓ અને બ્રિટિશ સંસ્થાઓને હિંદુસ્તાનને માથે લાદવાના દુષ્ટ અને અમર્યાદ પ્રયત્ન સામે મરણની ઘડી સુધી હું લડવાનો.

પણ એ પ્રયત્નને મારે અહિંસાધર્મ ઉપર દૃઢ રહીને જ ખાળવો રહ્યો. મારી દૃઢ શ્રદ્ધા છે કે હિન્દુસ્તાનના અંગમાં અહિંસાને રસ્તે બ્રિટિશ રાજકર્તાઓને લડાઈ આપવાનું પરિપૂર્ણ સામર્થ્ય છે. આપણે અખતરો નિષ્ફળ નથી જ નીવડ્યો. એ સફળ જ નીવડ્યો છે, જો કે આપણે આશા અને ઈચ્છા રાખી હતી તેટલે અંશે નહિ. પણ હું નિરાશ નથી થતો. ઉલટું હું તો માનું છું કે હિન્દુસ્તાન ટુંક અરસામાં જ સ્વાધીન બનશે અને તે સત્યાગ્રહનો જ આશ્રય કરીને. અસહકાર મુલ્તવી રાખવાની અત્યારે જે હું સલાહ આપી રહ્યો છું તે પણ એ જ અખતરાની એક મજલ છે. તમારી સમક્ષ મેં રજુ કરેલો કાર્યક્રમ આપણે પાર ઉતારી શકીએ તો અસહકારને ફરી ઉપાડવાની જરૂર ન પણ રહે. પણ જો આ કાર્યક્રમ પણ નિષ્ફળ જશે તો અહિંસાત્મક અસહકાર એક સ્વરૂપમાં કે બીજામાં, મહાસભાની અંદરથી અને તેની મારફતે કે મહાસભા બહારથી, પણ શરૂ થશે જ થશે. મેં તો અનેક વેળા કહ્યું છે કે સત્યાગ્રહ કદી નિષ્ફળ જતો જ નથી અને એક જ સંપૂર્ણ સત્યાગ્રહી પણ અંતે સત્યનો વિજય સ્થાપિત કરવાને સારૂ બસ છે. આવો, આપણે બધા એવા સંપૂર્ણ સત્યાગ્રહી બનવા પ્રયત્ન કરીએ. એ પ્રયત્નમાં આપણામાંના અદનામાં અદનાને સારૂ પણ અપ્રાપ્ય એવા કશાએ ગુણની જરૂર નથી; કારણ સત્યાગ્રહ એ આંતરિક આત્મતેજનું જ એક કિરણ છે. આપણામાંના દરેકના અંતરમાં એ શક્તિ સુતી પડેલી છે. સ્વરાજની પેઠે જ એ આપણો જન્મસિદ્ધ વારસો છે. આવો, આપણે તેને ઓળખીએ."

(ગાંધીજી)

"…મારી પાસે માત્ર એક જ ઉપાય છે અને તે એ છે કે જે માણસ જુલમ સહન કરે છે તેની ઉપર જુલમ પણ થાય છે. પણ જે જુલમની સામો થાય છે તેની સામે કાંઇ થતું નથી. તમને આ પહેલો પાઠ મહારમાજીએ ૧૭ ની સાલમા બતાવ્યો હતો. પણ તમારી દાનત સારૂ નથી. પરિણામે તમે મનના મેલા બન્યા છો અને ઈશ્વર પરનો વિશ્વાસ ગુમાવ્યો છે. ગમે તેમ કરીને દહાડા કાઢવા એ જ રસ્તે તમે ગયા છો અને તેથી ગમે તેવાં સાચાં જુઠાણાં કરો છો.

લીંબાસીમા મેં કહ્યુ હતું તેમ આજે ફરીથી કહું છું કે આવું જીવન ગુજારતા રહેવા કરતાં મરવું તે વધારે સારૂં. તમારે મુખે ટાઢીયા થયા પટે, હુંકારા તથા ગાળો ખાવી પટે, લોકો તમને ગુમ્યા કહે અને તે બધુ સહન કરી લેવું તેના કરતાં હાથપગ જોડી ઇશ્વરપર ભરોસો રાખી બેસી રહેવું તે શું ખોટું છે? એક વખત લુંટાઇ જશો તોયપુ શું? તમે હિમત કેમ હારી જાઓ છો? બારૈયાઓના બેટુતો તમારા જેવી લાકડીઓ રાખતા નથી તેમ જ તેમનાં હાડ પણ તમારા જેવાં નથી. તમને એક હુંકારાથી ક્રોધ આવે છે અને સામી લાકડી મારવા તૈયાર થાઓ છો, છતાં આટલા બધા જુલમથી તમારૂં દીલ હાલતું કેમ નથી? મારી પાસે જે ઉપાય છે તે એ જ કે ઇશ્વર ઉપર ભરોસો રાખો અને જુલમની સામે થાઓ…"

( વલ્લભભાઈ પટેલ )

### The Passing of Jatindranath Das

"Jatindranath Das breathed his last on the 63rd day of his self-imposed fast. But his strong, loving and heroic spirit lives to-day more than it ever did before. The cry of "Long live Jatindranath" is not, therefore, unreal.

To face death under any circumstances is difficult But to do so under some sudden excitement or stimulus is comparatively easy. In the excitement of battle, in view of admiring comrades, death loses its terrors. In some other kinds of death, when men are cheered on to dare and die, men forget what they are doing. Generally in war people die in trying to kill others. The desire to kill others, even when born of patriotic motives during wars of independence or wars in defence of one's own country, is not generally free from hatred. And in all these cases, *death is inflicted* by the hands of others and comes quickly to put an end to one's agonies. But to choose to die voluntarily when one could have easily lived, to await death continually for sixty-three days, to face it in the solitude of a prison cell, to resist all the persuasions of relatives and friends, to die for the love of one's Motherland free from the desire to kill or do the least injury to anybody—requires the strongest possible resolve to adhere to *one's principle* and *the greatest elevation and purity of soul.* We are all aware how even a day's fast is apt to impair one's strength of mind. It was no common heroism, therefore, which could look death in the face for sixty-three days without wincing, undergoing all the while the agonies of abstention from food and the resulting maladies.""

(પ્રમાનંદ પેટર્સ)

ઉપલાં અવતરણ, પ્રજાનું હિત હઇડે હોય તેવા, વિચારશીલ લોકનાયકોના સ્વભાવકેળવણીનું માપ બતાવવા પુરતાં છુટકતુટક નોધ્યાં છે. વિચારના ચૈતન્ય જોડે માનસનું બંધારણ કેવું બદલે છે; અને માનસના બંધારણ જોડે લખવા બોલવાની વાણી અને ભાષાશૈલી કેવા નવરંગ વેશ ધારણ કરે છે તે આપણે વ્યક્તિવ્યક્તિ પરત્વે સમજી શકીએ તેવું છે. આવું પલટાયલું માનસ જ ચાલતા યુગના નવા સાહિત્યનું એક નવું અંગ તૈયાર કરે છે એ પણ સાહિત્યના અભ્યાસીએ ભૂલવા જેવું નથી. જીવનનું નિર્મળ દર્શન; અને વર્ણનમાં સંયમ, સ્વમાનવૃત્તિ અને ગંભીર ચિંતન સાથે સ્ફુરતું હળવું ઓજસ: ચારિત્ર્યકલ્પનના આ ઉત્તમ ગુણો નવા સાહિત્ય-અંગમાં ઉતરે એમાં આશ્ચર્ય નથી.

#### ગુજરાતણનું સ્ત્રીત્વ

સંસારને જ્યારે કોઇ મધપુડાની ઉપમા આપે છે ત્યારે એકબે વિચારો વાયુવેગે આવીને પસાર થઇ જાય છે. પ્રથમ તો એ કે સ્ત્રીઓ તે ઉદ્યોગી મધુમક્ષિકાઓ છે, અને બીજો એ કે પુરુષો મધુકર નહિ પણ મધુહર (Drones) છે. જંતુવર્ગમાં આપણે જાણીએ છીએ ત્યાંસુધી મધમાખો મધ એકઠું કરે છે, મધપુડો બનાવે છે; હળીમળીને બચ્ચાં ઉછેરે છે અને મધમાખાઓને સુરક્ષિતપણે સંભાળી રાખે છે. જંતુવર્ગની આ વસ્તુસ્થિતિ કેટલેક દરજ્જે માનવીવર્ગને લાગુ પડતી હોય તોપણ તેને સર્વાંગે બંધબેસતી કરવી અને તેમ કરવામાં માન સમજવું એ ડહાપણની વાત નથી. આટલું ધ્યાન રાખીએ તોપછી તે બાબતને અંગે એકબે વાત વિચારવી અયુક્ત નહિ લાગશે.

સ્ત્રી-આત્મા સ્વભાવે જ રસિક અને સૂક્ષ્મજીવી છે. સંસારની સ્થિતિ અને સ્વાસ્થ્ય એનાં ફેફસાં જેમ છે. સ્ત્રી ખરા અર્થમાં સામાજિક છે; એટલું જ નહિ પણ સંતાનોત્પત્તિના માતૃત્વ જોડે એમની જીવનસિદ્ધિ યે ચોક્કસ અંશે સંકળાએલી છે.

આજના વિશિષ્ટ અને વિશાળ જીવન આદર્શમાં આ માતૃત્વધર્મનું રૂપ અન્યથા કર્યું હોય તેની ના નહિ; પરંતુ તેથી સ્ત્રીસ્વભાવ બદલી તો નથી ગયો. એ સ્વભાવને અંગે સ્ત્રીત્વના કેટલાક પરમ ગુણો રહ્યા છે. સ્ત્રી છે ત્યાં સ્ત્રીત્વ તો છે જ; પણ ગુજરાતણ એવા સભાન સ્ત્રીત્વનું દૃષ્ટાન્ત છે. નાની પોળ, નાનું ગૃહ અને તેમાં ગૃહિણી તરીકે ગુજરાતણ પણ નાની જ છે; પણ એ જીવનની પૂરી રસિયણ છે અને ગૃહમાં સૂક્ષ્મદર્શકની પેઠે

વિશાળ જગતનું પ્રતિબિંબ ઉતારે છે. એ વળી અર્થશાસ્ત્રી યે છે; અને પહેલી નજરે લોભિયણુ લાગે પણ પછી તો એ નરી રસિકચતુર બની દેખાય છે. ગુજરાતનાં અસંખ્ય ગૃહ આજ આમ્રકુંજ જેવાં છાયેલ અને શાળાં અને હુકાળ એમને લીધે છે. આટલો સ્થૂળ વ્યવહારભાર વિવેક અને સંયમશીલતાથી ઉકેલ્યા પછી પણ એ ઉચ્ચ જીવનની સુરુચિવાળી રહે છે એમાં જ ગુજરાતણનું લલિત સ્ત્રીત્વ છે એમ કોઇપણ જોનાર જોઈ શકે."

**મજુરી અને મુડી**

રૂસ દેશના સોવિયેટ રાજક્રાન્તિ પછી એક બાજુ સામ્રાજ્યવાદી અમીરવર્ગ કે મુડીદારોના અને બીજી બાજુ આત્મનિર્ણયવાળી જીતાએલી પ્રજા કે ગરીબ મજુરવર્ગ વચ્ચે મતભેદની ખાડી વધતી જ જાય છે. એમાં તો 'શિયાળ તાણે સીમ ભણી અને કુતરૂં તાણે ગામ ભણી' જેવો સંજોગ બન્યો છે.

ખરૂં પૂછાવીએ તો બને પક્ષો સાચા છે અને નથી. મુડીદારો કહે છે કે મુડી વગર કશુ નીપજવાનું કે વધવાનું નથી; વળી એકઠી કરેલી અને વ્યાપારી બુદ્ધિના મુડીદારના હાથમાં રહેલી મુડીને લાખો અને કરોડો વચ્ચે સરખી વહેંચી દો તેથી ફરીને બધા ધંધાઉદ્યોગ અને વ્યક્તિગત સ્વામીત્વનો લોભ ઉડી જશે. ગરીબીના ભુખમરે અને વ્યસનોના સડામા પડેલો મજુરવર્ગ પોકાર કરે છે કે અમારા પરસેવાથી પેદા થએલ ધનમાંથી, અમારો ઘરસંસાર સુખે ચાલે એટલું તો આપો: બીજું તમારે જેટલું ભોગવવું હોય તેટલું ભોગવો. અમને તેનો દ્વેષ નથી. પણ અમારો ઘટિત ભાગ અમને સોંપો ન્યાયની રીતે.

બીજી એક નજરે આ વસ્તુને તપાસિયે તો માલુમ પડશે કે જ્યારે મુડી એ સઘળા પ્રકારની ઉત્પત્તિમાં મુખ્ય વાત છે; ત્યારે મજુરમંડળો અને એકહથ્થુ અંગત માલીકીની બધી સંસ્થાઓ પણ 'મુડી અને સ્વામીત્વ' મેળવવાના પ્રપંચોમા મશગુલ રહે છે. એટલે કે 'ડેમોક્રેટિક' ઉદ્દેશથી ચાલતા કારખાનાં પણ ક્રમાનુસાર 'કેપિટાલિસ્ટ' એરિસ્ટોક્રેટિક' અને છેવટ 'ઓટોક્રેટિક' બની જતા જોવામાં આવે છે. પછી એ એકજનસત્તાક (One man's rule) કે બહુજનસત્તાક (Many men's rule) તંત્ર હોય તેથી શું? કોઇવાર તો એમ અનુભવાય છે કે એકજનસત્તાક રાજ્ય—જો એ જન લોકવત્સલ હૃદયનો હોય છે તો (Wise man's rule)—કેટલીકવાર ઘણું વધારે કલ્યાણકારી બને છે; જ્યારે બહુજનસત્તાક રાજ્ય દંભી, પેટભરૂં, શિથિલ અને 'ઝાઝી સુયાણીએ વેતર વંઠે' જેવું ય નીવડે.

પરંતુ એ જે હો તે હો. આપણો પ્રશ્ન અને તેનો ઉકેલ એવો છે કે મહેનત અને વળતરની વહેંચણીમા જો કે અણસરખાપણુ તો રહેશે; છતાં બને તેટલો ન્યાય થવો ઘટે છે; અને આજે છે તે સરકારી પગારદારો અને સત્તાધારીઓની માથાભારે રીત Top heavy system નાબુદ થવી ઘટે છે. મુખ્ય સુત્ર 'જીવો અને જીવવા દો' જો સાચા દિલે પળાતું હોય તો બીજું વધુ શું જોઇયે!

**જીવન વિ૦ કળાની કિંમત**

એ પણ વૈચિત્ર્ય છે કે જીવનને અને કળાને કિંમતની નજરે મૂલવતાં મોટો તફાવત માલુમ પડે છે. જીવનનાં દશ્યો રોજીંદી દુનિયામાં બહુ કલાત્મક રૂપે ખડાં થયાં કરે છે, ક્ષણભર રહે છે; વળી મિટે છે અને ફરીવાર નવેસર દેખા દે છે: અને તેમને પ્રીછવાની કે માણવાની કિંમત નજેવી કે મુદ્દલે નથી.

માને ખોળે હસતું બાળક, ખેતરનો દેખાવ, સાંજસવારના ચિત્રો, નાચતી કન્યા: એ સૌ જો દષ્ટિ હોય તો મફત જોવા મળે છે. પણ અહીં 'દષ્ટિ' એ જ મોટી વાત છે. ઘણી વખત તો કલાકાર અને પૃથગ્જન વચ્ચે આટલો જ ફેર હોય છે. પણ એ ઊંડા વિષયને જતો કરીએ તો, અને જીવન અને કળાની મૂળ વસ્તુને હાથ ધરીએ તો, તેમની સ્થૂળ કિંમત વચ્ચે મોટો ફરક છે.

કલાકાર પોતાની દષ્ટિથી એ બધું જોઇને સૂક્ષ્મ સંવેદન દ્વારા તેનું કલામય રીતે નિર્માણ કરે છે; એ દશ્યને થોડું સ્થિર અને સ્થાયી બનાવે છે. 'થોડું' એટલા માટે કે આખરે કલાની વસ્તુ યે કળના મોંમાં સપડાઇ જાય છે. કળાકાર તેને પોતાના સહૃદય આત્માથી રંગે છે; અને તેમાં રહેલો અપ્રગટ અર્થધ્વનિ વ્યક્ત કરે છે. સાથે સાથે પોતાના પ્રાણનેય તે વિકસે છે. આટલું એ કરે છે તેનું વળતર ખસુસ કરીને મળતું જોઇએ. પણ કેટલું એ પ્રશ્ન છે.

આમા મુખ્ય મુદ્દો એ છે કે કેવું જીવન કળામાં ઉતરવું અને ને કળાનું કેટલું મૂલ્ય હોવું ઘટે. એ

## તંત્રી તરીકે

વીણાનું આ પાંચમું વર્ષ. એના બદલાતા તંત્રીમંડળ જોડે પત્ર પણ પોતાના દેહ-દેહીના રંગ બદલે એ કુદરતી છે. વીણાનું ભવિષ્ય હજુ વધુ ઉજ્જ્વળ બનો.

વાર્ષિકનું સ્વરૂપ કલ્પવા પાછળ જોયતો વખત ન જ મળ્યો; અને જે યોજના હતી તેને પાર પાડવા જોયતાં સાધનો ન હતાં. એટલે લેખકમિત્રોની મદદથી બન્યું તે સાહિત્ય, બની તે રીતે રજુ થયું છે. યુગના જુજવા જીવનપ્રવાહ વીણા ઝીલે અને સ્વઝંકાર કરે એટલુંજ ઓછુંવત્તું ધ્યેય સચવાયું છે. તેમ કરવામાં, પરભાષાનાં ભાષાન્તરોને નછૂટકે સ્થાન મળ્યું છે;* અને યોગ્ય અને મુદતસરના લેખોની તંગીને લીધે તંત્રીને પોતાનાં લખાણોને અદકું મહત્ત્વ પણ આપવું પડયું છે;—જે તેને વસ્તુઓની યોગ્યતા વડે ક્ષમ્ય ગણાશે.

જોડણી એકધારી રહી શકી નથી તેનું એક કારણ એ કે બનતાં સુધી મૂળ લેખકની જોડણી રાખવી ઠીક ગણ્યું.

અંક સર્વાંગે તૈયાર કરવામાં સુરુચ્છીજનોએ તથા મિત્રોએ જે મોટા મને સહકાર દીધો છે તે બદલ હું તેમનો ગુણઓશીંગણ છું. તેમ જ 'પ્રજાબંધુ પ્રિન્ટિંગ વર્કસ'ના સુજન કામદારોએ જે સાથ કર્યો છે; ખાસ કરીને ભાઈ 'સાહિત્યપ્રિય' આ અંકના પ્રકાશન પરત્વે અગત્યનાં સૂચનો કરતા આવ્યા છે, અને પત્રના તંત્રી ભાઈ ઈન્દ્રવદન પ્રેસની સઘળી સવડ દેતા આવ્યા છે, તે સારુ તેઓ સૌનો આભારી છું.

છેવટ, આ વર્ષે વીણાનું તંત્ર મને સોંપવા જેટલું મિત્રકાર્ય જેમણે જેમણે કર્યું છે અને કરવા આપ્યું છે તે તે સૌનો પણ હું ઉપકાર માનું છું.

## ધૂમકેતુ કૃત

તણખા

તણખા (મંડળ બીજું)

પડઘા

રાજમુકુટ

પૃથ્વીશ

સસ્તી આવૃત્તિ

ગોવિંદનું ખેતર અને બીજી વાતો

વીરાંગના અને બીજી વાતો

## પ્રોફેસર ઠાકોરની ગુજરાતી ચોપડીઓ.



| | | |
|---|---|---|
| કવિતા : ભણકાર | ૨-૦-૦ | બન્ને સાથે ૨-૬-૦ |
| „ બીજીધારા | ૦-૧૨-૦ | |
| નવલિકાઓ : દર્શનિયું | ૧-૪-૦ | |
| નાટક : ઉગતી જુવાની | ૧-૧૨-૦ | |
| નાટિકા : લગ્નમાં બ્રહ્મચર્ય | ૦-૬-૦ | |
| ઈતિહાસ : યુનાઈટેડ સ્ટેટ્સ | ૦-૧૨-૦ | |
| ઇતિહાસ દિગ્દર્શન, ગુજરાતી સાહિત્ય પરિષદમાં ઇતિહાસ વિભાગ પ્રમુખ લેખે વ્યાખ્યાન | ૦-૮-૦ | ત્રણે સાથે, પાકું પુઠું રૂ. ૨-૪-૦ |
| જીવનચરિત : અંબાલાલભાઇ | ૧-૮-૦ | |
| સાહિત્યવિષયક : લિરિક પાકું પુઠું | ૧-૮-૦ | |
| કવિતાશિક્ષણ | ૦-૧૨-૦ | |
| પરિષદ વિષયક : પરિષદ પ્રવૃત્તિ વિભાગ ૨ જો | ૦-૧૨-૦ | બન્ને સાથે કર્તા પાસેથી મંગાવતાં રૂ. ૧-૪-૦ |
| „ „ ૩ જો | ૦-૧૨-૦ | |

કર્તા પાસેથી કવિતા શિક્ષણ કે પરિષદ્ પ્રવૃત્તિ સિવાયની ચોપડી મંગાવનારને વેલ્યુપેએબલ કે મનિઑર્ડર ખર્ચ પણ પડશે.

બીજી ચોપડીઓ માટે બુકસેલરો—

પુસ્તકાલય સહાયક સહકારી મંડળી લીમિટેડ, રાવપુરા વડોદરા.

મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

ગુજરાત વર્નાક્યુલર સૌસાયટી, ભદ્ર, અમદાવાદ.

દેશળજી પરમારનાં

## ગૌરીનાં ગીતો

૦-૮-૦

તથા

'વિરાટની ઝાંખી' અને ભદ્રવીર જતીન્દ્રનાથ દાસની',

કાવ્યપુસ્તિકાઓ

( એક એક આનો )

સસ્તાપોસ રોડ, ગવારો, અમદાવાદ.